# સુબોધ સંગ્રહ.

("આદમ"ના તખલ્લુસથી શ્રી બોધમાં કરેલા
લખાણોનો સંગ્રહ )

લેખક.

ડૉ. ડોસાભાઇ રૂસ્તમજી ધાભર એલ. આર. સી. પી.,
એલ. આર. સી. એસ. વગેરે

હેન્રી ફૉન આઇકનહેનઝ ખુદાને કેમ પીછાણતા શીખ્યો,
કગાલ્યત અને માણુસાઇ કાયદાનો ભોગ,
ફારસી શાએરોમાંથી ચુટેલા ગોહરો,
ઇટાલ્યન વાર્તા સંગ્રહના કર્તા.

મુંબઇ.

ઇ. સ. ૧૯૨૪

પ્રગટ કરનાર

હો. કે. અંકલેસરીઆ.

# સુબોધ સંગ્રહ.

("આદમ"ના તખલ્લુસથી સ્ત્રીબોધમા કરેલા લખાણોનો સંગ્રહ.)

લેખક

ડૉ૦ ડોસાભાઇ રૂસ્તમજી ધાભર એલ. આર. સી પી.,

એલ. આર. સી એસ., વગેરે,

"હેન્રી ફ્રૉન આઈકનરેલઝ ખુદાને કેમ પીછાણતા શીખ્યો,"

"કમાલીયત અને માણુસાઇ કાયદાનો ભોગ", "ઇટાલીયન વાર્તા સંગ્રહ"

"ફારસી શાએરોમાથી ચુટેલા ગોહરો"ના કર્તા

મુંબઈ.

ઈ. સ. ૧૯૨૪

રચનાર, ડૉ ડોસાભાઇ રૂસ્તમજી ધાભર એલ આર સી પી,
એલ આર. સી એસ
૩૭૫, ગીરગામ રોડ, મુંબઈ

---

આ પુસ્તક "ધી ફોર્ટ પ્રીન્ટીંગ પ્રેસ' નં ૧, પારસી બજાર સ્ટ્રીટ, કોટ,
મુંબઇ મધે હો. તે અકલેસરીઆએ છાપ્યું છે અને પ્રગટ કર્યું છે
નં ૦ ૧) પારસી બજાર સ્ટ્રીટ, કોટ, મુંબઇ

મારા સ્વર્ગવાસી પિતાજી સાહેબ

રૂસ્તમજી ખોરશેદજી ધાભર

તથા

મારા સ્વર્ગવાસી માતાજી

બાઇ ભીખાઇજીની

પવિત્ર યાદમાં

આ પુસ્તક

અર્પણ કરૂં છું

ડો. રૂ. ધાભર.

# ઉપોદ્‌ઘાત

## નિબંધોનુ સાહિત્ય, તેમા આ પુસ્તકનુ સ્થાન, અને તેના કર્તાની ઓળખના બે શબ્દો

ગુજરાતી સાહિત્યમા એકેક વિષયને લઇ તે ઉપર નિબંધ લખી જુદા પુસ્તક તરીકે પ્રગટ કરવાનો બનાવ અસાધારણ નથી, જેમકે સ્વ૰ સાક્ષર મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી કૃત "અસ્તોદય"નો નિબંધ સારી પેઠે જાણીતો છે, પણ જ્યારે આવો એકેક નિબંધ વધુ કે ઓછી લંબાઇનો હોઇ એકેક પુસ્તક જેવોજ ગણી શકાય, ત્યારે એકજ પુસ્તકમાં ટુંકા નિબંધો જુદા જુદા વિષયો ઉપર લખી તેનો સંગ્રહ પુસ્તક રૂપે પ્રગટ થયો હોય એવા ઝાઝા ઉદાહરણ મળી આવતા નથી એવો એક સંગ્રહ થોડાજ વર્ષ ઉપર મારા યુવાન મિત્ર, પ્રોફેસર અતિસુખશંકર કમળાશંકર ત્રીવેદીએ "નિવૃત્તિ વિનોદ" એ નામથી બ્હાર પાડયો હતો, જેના "અવલોકન" તરિકે મારા વૃદ્ધ મિત્ર, ગુજરાત કોલેજના પ્રખ્યાત પહેલા પ્રિન્સિપલ, જમશેદજી દલાલે એક જુદુ જ નાનુ પુસ્તક લખ્યુ, એવો એ સંગ્રહ રસિક હતો એટલુજ નહિ પણ તે આપણા સાહિત્યમા અગત્યનો બનાવ ગણાયો હતો પણ એમ કહેતા, કેટલેક દરજ્જે એવીજ ગોઠવણના નિબંધોના સમુદાય આપણા વિરલ (એકનાએક) મુસ્લીમ લેખક કરમઅલી નાનજીઆણી (હેડ માસ્તર) એમણે અનેક રચ્યા છે તે વાત ભુલી જવી જોઇતી નથી

યૂરોપિય સાહિત્યમાં આવા ટુંકા નિબંધોના અનેક સંગ્રહો પ્રખ્યાત થઇ ગયા છે એવા વિષયો લખવાની શરૂઆત ફ્રેન્ચ લેખક મોટેન્ય (Montaigne) એણે સોલમી સદીમા કરી હતી, અને તે તે વેળાના સાહિત્યમા એક નવા અખતરા જેવુ હોવાથી તે લેખનુ નામજ Essay, એટલે પ્રયત્ન આપ્યુ હતુ એ પછીજ છ લોર્ડ બેકનના પ્રખ્યાત નિબંધો ("Essays") થી એ પ્રકારના સાહિત્યની શરૂઆત થઇને અઢારમી અને ઓગણીસમી સદીમા તે પૂર વિકાસે પ્હોંચ્યુ એ અરસામા ઓલીવર ગોલ્ડસ્મિથના The Citizen of the World અને એડીસન (Addison) ના The Spectator

માના વિષયો ઉપરાત સ્ટીલ, લે હ્ટ (Leigh Hunt), હેઝલીટ (Hazlitt), લેમ્બ, એમર્સન, અને આપણા જમાનામા સ્ટીવનસન, બીરરલ, જી કે ચેસ્ટરટન વગેરે અનેક નામાકિત લેખકોના એ પ્રકારના નિબધો જગપ્રસિદ્ધ થયા છે અને માત્ર પાઠશાળાઓમાજ નહિ પણ સાધારણ વાચક વર્ગમા આજ સુધી પ્રિતથી વચાતા રહયા છે

હવે નિબધો તો સઘળા કાળમા લખાતા આવ્યા છેજ તો ઉપર વર્ણવેલા પાછલા કાળના ટુકા નિબધોમા એટલો તે શો ફેર કે એવી શી ખૂબી છે કે તે સાહિત્યમા જુદુ સ્થાન ધરાવે છે, એમ કદાચ પુછી શકાય સહજ વિચાર કરતા જણાશે કે એક વિષય ઉપર લબાણથી સઘળી વિગતો અને દલીલો સહિત નિબધ લખવામા આવે તે એક વાત અને તેજ વિષય ટુકામા લખી દેવાનો છતા તે રસિલો કરવાનો હોય તો તે જુદીજ વાત છે આમ કરતાં ભાષા શૈલી બદલવી પડે, વિષયનુ દર્શન જુદી રીતે કરાવવુ પડે અને તે પૂરો થાય ત્યાસુધી વાચનારનુ મન આકર્ષિ રાખવુ પડે આ પ્રમાણે કુશળતાથી લખવામા આવ્યા હોય તો અને તોજ મોટા નિબધો કરતા એવા ટુક વિષયો વધારે વચાય છે અને વધુ લોકપ્રિય થઈ રહે છે દાખલા તરીકે આજે સીસરો (Cicero) ના De Amicitia (મિત્રાઈ વિષે)નો નિબધ બે પચાસ જણ અસલ લેટીનમા કે અગ્રેજી કે બીજી ભાષાના તરજુમાઓમા વાંચતા હશે અથવા મેકોલેના કે મેથ્યુ આરનોલ્ડના નિબધો સો જણ વાચતા હોય તો, તે સઘળા બેમુળા હોવા છતા, હજારો જણ લેમ્બના Essays of Elia કે એમર્સનના કેટલાક ટુકા વિષયો છે તે વાચે એ નક્કી છે

આવા ટુકા વિષયોના સાહિત્યમા આ 'સુબોધ સગ્રહ"ને સ્થાન આપી શકાય છે આ પુસ્તકમા નીતિ, ડહાપણ અને દુનીઆના અનુભવને લગતો અકેક વિષય ટુકામા લખેલો છતા તે ઉપર ટપકેનો કે અધૂરો લાગતો નથી વળી દરેક બાબતને લાગુ પડતા પ્રસિદ્ધ કવિઓ, સાએરો કે લેખકોના વચનો ટાકી કે કથારૂપ દષ્ટાંતો આપી તે એવી આકર્ષક બનાવવામા આવી છે કે ઉપર કહ્યુ તેમ અકેક લેખ વાંચનાર થોડા સમયમા પૂરો વાચી લઇ શકે છે, જે એવા લેખની કસોટીજ છે

કર્તાની ભાષા શૈલી વાચનારનુ ખાસ ધ્યાન ખેચશે આ શૈલી

કાંઇક અંશે ઇંગ્રેજી જેવી લાગે છે ખરી, અને એમાં જીકે ચેસ્ટર-ટનની માફક ઘણુંખરા તેના તે શબ્દો સ્હેજ ફેરફ કરી નવો અર્થ સુચવવા માટે વાપરવાની કળા (trick) વિશેષ દેખાય છે એક વાક્ય બીજાનો ઉત્તર અથવા પ્રત્યુત્તર આપતું હોય એવી રચના જે antithesis કહેવાય છે તે ઝાઝી આવ્યા કરે છે પણ આ કાંઈ શૈલીનો દોષ ગણી શકાય નહિ, ઉલટું કાવ્ય તેમજ ગદ્યમાં તે એક રીતે ખુબી ગણાય છે કેમકે તેથી થોડા શબ્દોમાં ઘણો અર્થ આવી જાય છે વળી પુસ્તકકર્ત્તાની શૈલીમાં મંદ હાસ્ય વારંવાર જોવામાં આવે છે, એવા હાસ્યમાં ઢોંગી માણસની ઝીણી ઝીણી યુક્તિઓ ખુલ્લી કરી દઈ કર્ત્તા વાચનારને ગમ્મત આપે છે એકંદરે દુનીઆના ઢોંગ સોંગ ઉપર અને દુ:ખી જનોની હાડમારી ઉપર કર્ત્તાનું વિશેષ ધ્યાન ગયું છે, છતાં દુનીઆ નઠારી છે કે આખી જીંદગી વ્યર્થ અથવા કંટાળાભરી છે એમ કર્ત્તા શીખવતા નથી, ઉલટું ઇશ્વરે આ પૃથ્વિ કેવી સુંદર બનાવી છે અને માણુસ પર કેટલા બધા આશીર્વાદો ઉતર્યા છે, માણુસ સચ્ચાઇ પર જીંદગીનો પાયો રચે તો કેવો સુખી થઇ શકે, અને જમાને જમાને માણુસની સ્થિતિ સુધરતી જાય છે અને જશે એમજ આ "સુબોધ"નો આશાભર્યો ઉદેશ છે

કર્ત્તા પોતે ડાક્ટર છે અને કેટલાક વિષયોમાં એમણે પોતાનું વૈદક જ્ઞાન વાચનારના મન પર પોતાનો મુદ્દો ઠસાવવા ઠીક કામમાં લીધું છે (જુઓ "સુધારો આપણુને ક્યાં લઇ જાય છે!" પા ૧૦૨) આ પ્રમાણે આ એકમાર્ગી ડાકટરે પોતાના ઓહદા જ્ઞાન અને વાચન-નો લાભ સામાન્ય વિષયો પર ચરચા કરી બધાને આપ્યો છે, એ આપણા સાહિત્યની સેવા ઇંગ્રેજી સાહિત્યમાં પ્રખ્યાત થયલા સર ટોમસ બ્રાઉન (જે ડાક્ટર હતો તે)ના Religio Medici ('એક વૈદનો ધર્મમત') નામના પુસ્તક સાથે સરખાવી શકાય. વળી ડાક્ટર ડોસાભાઇ ધાભર પોતાના ધંધાને અર્થે ઘણા દેશોમાં સફરે જઇ આવ્યા છે તેથી એમનું અવલોકન કેવું વિસ્તિર્ણ અને ડહાપણભર્યું બન્યું છે તે ઘણા વિષયોમાં જોવામાં આવે છે. અને તેના પરિણામે જેમ મોન્ટેન્ય અને ગોલ્ડસ્મિથ અને લેમ્બ, તેમ ડાક્ટર

ડાહ્યાભાઇએ પોતાના જીવનમા બનેલી કેટલીક વાત આ વિષયોમા ઉતારેલી જણાય છે, અને તેથી તેમની શીખ અનુભવસિદ્ધ ઠરે છે

ડોક્ટર વાભરના મ્હોટા વાચનનુ માપ દરેક વાચનાર આ પુસ્તક ઉપરથીજ કરી શકશે ઇગ્રેજી ઉપરાત બીજા સાહિત્યોનો એમનો અભ્યાસ જણાઇ આવે છે એટલુજ નહિ અને એઓ ફક્ત વાચીને બેઠા નથી પણ દરેક બાબતનો પોતે વિચાર કીધો છે અને તે ઉડા વિચારનુ ફળ વાચનારને આપ્યુ છે એમ પણ જણાશે જ્યારે કતાની ફીનસુરી આગળા જમાનાના પ્રખ્યાત રોમન સેનેકા (Seneca) અને ફીલસુફ બાદશાહ માર્કસ ઓરેલીયસ (Marcus Aurelius) ની તથા ઇરાની સાયરો સાદી અને હાફેઝની આપણુને જએ જગ યાદ આપે છે વળી તેમની ટીકાની ઝીણી ચીમકીઓ વાચતાં રોમન કવિ હોરેસ કે જુવેનલના satires કે ઇગ્રેજી કવિ પોપ કે ડીન સ્વિફ્ત કે ચેસ્ટરટનના લેખોનુ વારવાર સ્મરણ થાય છે

એક બીજી બાબતમા પણ આ પુસ્તકમાના વિષયો ઇગ્રેજી essays (ટુકા નિબધો) ના ઇતિહાસ સાથ મળતા આવે છે ઉપર કહેલા ગોલ્ડસ્મિથના, સ્ટીલના, એડીસન વગેરે લેખકોના ટુકા નિબધો પહેલ વહેના તે વેળાના માસિક કે અઠવાડિક છાપાઓમા પ્રકટ થયા હતા એવા ચોપાનિયાઓમા ટુકા વિષયોજ આવી શકે અને તે કેટલેક અશે તેમના વાચકોની બુદ્ધિના માપે લખાયેલા હોવા જોઇએ એ કહેવાની જરૂર નથી તેમ આ પુસ્તકમાના વિષયો જાણીતા પુરાણા માસિક "સ્રીબોધ"મા લગભગ ત્રીસ વરસ ઉપર પ્રકટ થવા લાગ્યા હતા તે વેળાથી એ વિષયોએ તે પત્રના સુપ્રસિદ્ધ અધિપતિનુ તેમજ વાચક વર્ગનુ ઘણુ ધ્યાન ખેચ્યુ હતુ, ત્યારે તે લેખો નીચે ફક્ત "આદમ" ની સહી જોવામા આવતી પણ તે લેખક કોણ તે ઘણાં વર્ષો સુધી જણાયુ ન હોતુ એ પ્રમાણે વર્ષો સુધી લગભગ દર મહિને એક વિષય આવતો અને રસથી વચાતો રહયો પણ તેનો આ છૂપો લેખક કોણ તે જાણ્યા વિનાજ માજી અધિપતિ સ્વર્ગવાસ પામ્યા ત્યારબાદ થોડા વર્ષે મે એ શરમાળ લેખકની ભાળ શોધી કાઢી અને તેમને લખાણો ચાલુ રાખવા આગ્રહ કર્યો એટલે એ લેખોના આ સગ્રહની પ્રસ્તાવના લખવાની હુ હિમત કરુ છુ તે અયોગ્ય લેખાશે નહિ

આ પુસ્તકના બીજા ભાગમાં સુપ્રસિદ્ધ યુરોપિયન લેખકોના કેટલાક વિષયોના તરજુમા આપ્યા છે તે પણ ઘણા ખરા સંબોધમાં પહેલે પ્રગટ થઇ ગયા છે, પણ આ લેખો યુરોપિયન ભાષાઓમાં એટલા જાણીતા છે અને તે એટલા કિંમતી છે કે તે આ સંગ્રહમા ગુજરાતી વાંચકો માટે જળવાઇ રહે છે એ ખુશીની વાત છે આગળ પણ ડાક્ટર ધાભરે જર્મન, ફ્રેન્ચ, ઇટાલીઅન અને ફારસી ગ્રંથો પરથી બોધદાયક ટુંકી વાર્તા વગેરે સાહિત્યના ભાષાંતરો કરી પ્રગટ કર્યા છે અને તે નાના પુસ્તકો લોકપ્રિય થયા છે, તે કરતા પણ આ ગ્રંથ વધારે ઉપયોગી થઇ પડશે એમ મને લાગે છે, કારણ એમાના વિષયો એવા છે કે જો રોજ સવારે એકેક વાંચીએ તો તેની યાદ મનમાં રહેતાં આપણા ભાઇબંધ માણસજાત પ્રત્યે પ્રેમ અને દિલસોજી ફેલાવવાનુ આપણે માટે વધારે સહેલું થઇ પડશે

> " Who reads a chapter when they rise,
> Shall never be troubled with ill eyes."

જહાંગીર કેખુશરો સંજાણા

પુના, તા ૮મી મે ૧૯૨૪

# એક ખુલાસો.

---

અખબાધના અધિપતિ સ્વગસ્થ શેઠ કૈખુશરો કાબરાજીએ મારાં પહેલાજ લખાણને એટલો હરખ ભર્યો આવકાર આપ્યો કે મને લખાણો ચાલુ રાખવાને ઉત્તેજન મળ્યું એટલુંજ નહી પણ બે ત્રણ વધુ લખાણ મોકલતા મારૂં નામ જાણવાને આતુરતા દેખાડી, અને બીજા બે ચાર વધુ લખાણો મોકલતા "તમારા સરખા લખનારની મુલાકાતથી અમો ઘણા ખુશી થઇશું" કરી જણાવ્યું કાંઇક શરમાળપણાથી મે તેમને મળવામા ઢીલ કરી, અને જોકે મે તેમને લખી જણાવ્યુ હતુ કે હું કોઇક દિવસ મળીશ, પણ પછી મળાયુંજ નહી અને તેઓ મારૂ નામ પણ જાણ્યા વગરજ બેહેશ્તી થયા, જે માટે મનમા ખેદ રહી ગયો છે તેઓ એક ચુનદા લેખક અને સાહિત્ય-પ્રેમી હતા તે ઉપરથી તેમની આવી ઊંડી કદ્ર સમજી શકાય. આ ખુલાસો એટલુંજ દેખાડવાને કર્યો છે કે ખરાં બુદ્ધિવાંન માણસો કાંઇ સરૂ જોઇ કાઢવા અને તેને ઉત્તેજન આપવાને કેટલાં આતુર હોય છે, અને ખુશ થાય છે

મરહુમના બીજા જાણીતા સદગુણો સાથે લેતા આ ખુલાસો તેમનાં ઉચ્ચ ચરિત્ર પર વધુ અજવાળું નાંખી શકે

મરહુમ પછી તેમના લાયક સપૂત શેઠ જાહગીરે ચોકકસ સંજોગથી મારૂ નામ જાણતા, લખાણો ચાલુ રાખવાને મને આગ્રહ કર્યો, અને દરેક રીતે ઉત્તેજન આપતા હતા.

આ અદના લેખોથી વાંચનારા સાહેબોની કાંઇપણ સેવા બજાવવાને હું નસીબવત થયો હોઉં તો તે માટે આ બાબતીવાળા બાપ બેટાનો ઘણો આભારી છુ.

કે. રૂ. ધાબાર.

# સાકળિયું.

## સુપ્રસિધ્ધ યુરોપિયન લેખકોના ચુંટી કાઢેલા વિષયો



——

# સુબોધ સંગ્રહ.



## માણસને માણસ લેખે ચાહતા શીખવુ જોઇએ-માત્ર કામ માટેજ નહી.

The strong heart will beat with love for all man kind impatient of all accidental distinctions.
(Emerson)

સવળા અકસ્માતીક તફાવતો અને સંજોગોની કશી દરકાર વગર તમામ માણસ જાતના પ્યાર અને ભલા માટે એક મજબુત હૃદય વડકતુ રહે છે
( ઈમરસન )

એક માણસના સારા કામો માટેજ તેને ચાહવો તે કાઇ માણસને ચાહતા નથી પણ માત્ર તેના કામને ચાહેતુ છે માણસ તેજ રાખી કામો ફેરવો એટલે સ્પષ્ટ જણાશે ચાહવુ એટલે કલ્યાણ ઇચ્છવુ ત્યારે કામને ચાહેતુ શા ખપનુ માણસનુ કલ્યાણ ઇચ્છવુ કે કામનુ ! કામનુ કલ્યાણ કેવુ હોય !

બિચારો કોઇ એક માણસ વધારે ખરાબ કામ અટકાવવા જતા કાંઈ ખરાબ કરેછે જે કાઇ આપણને ખરાબ દેખાય છે તે ખરેખર સારૂ હોય, અને જે સારૂ દેખાય તે ખરેખર ખરાબ હોય માટે ફકત કામ ઉપરથી માણસનો તોલ થઇ શકે નહી

સવળા માણસો ખામી ભરેલા અને અધુરા છે તથા ભુલને પાત્ર છે કેકલાકો જેટલી તિક્ષણતાથી બીજામા સારા ગુણો જોઇ શકેછે તેટલીજ તિક્ષણતાથી ખરાબ ગુણો જોઇ શકતા નથી, ત્યારે કોઇ લોકો જેટલી ઝડપેથી ખરાબ ગુણ જોઇ શકેછે તેટલીજ ઝડપથી સારા ગુણ જોઇ શકતા નથી. વળી ચોકસ સંજોગો એક માણસની સારી વલણ દેખાડી આપવાને પુરતા હોય પણ તેની ખરાબ વલણને ઢાંકી રાખે એવા હોય, એથી ઉલટુ ચોકસ સંજોગો એક માણસની ખરાબ વલણને દેખાડી આપવાને પુરતા હોય, પણ તેની સારી

વલણુ આપણા જોવામા આવે નહી માટે ફક્ત કામથી તુલના કરતા એક બીજા તરફ માત્ર અન્યાય થાય છે.

માણસ ઘણુ કરીને પોતાની ખામી પોતે જોઇ શકતો નથી ત્યારે તેની ખામી અને ગેરવર્તણુકપરથીજ માત્ર તેની ઉપર અભાવ દોડાવવો, તે, એક વાક જે તેણે કર્યો ન હોય તે માટે શિક્ષા કરવા બરોબર છે, કારણ કે એક વાક તેણે કીધાછે એમ જયાસુધી તે જાણુતો ન હોય ત્યા સુધી તે વાક તેણે ખરેખર કીધેલોજ કેહવાય નહી ફક્ત કામથીજ માણુસને પીછાણુવો હોય તો સારા અને ખરાબની ઉડી તપાસ કરવા માટે પાકી અજમાએશ, મોટુ બુધ્ધિ બળ અને ઉચી કેળવણી જોઇએ આ સઘળુ મેળવવા માટે કાઇ વર્ષો જોઇએ, વળી એ ઘણાખરામા હોતુ નથી, આથી એક માણુસની વર્તણુક ખરાબ ધારી તેની જીદગીમા તેઓ તેની ઉપર અભાવ રાખેછે અને તેના મોત પછી પોતાની ચુક જોઇ હાથ ઘસવા પડેછે

વળી એકજ હેતુ બે અથવા વધારે જુદા જુદા કામો બર લાવે છે હેતુ કે જે માણુસના અત કરણુમા છુપો હોય છે તે જાણુવાની આપણામા શકિત નથી ખરાબ હેતુ છતા કામ અકસમાતથી સારૂ નીવડે અને સારા હેતુ છતા પણુ અકસમાતથી ખરાબ નીવડે જેઓ આપણા સબધમા આવ્યા હોય તેથી અથવા કોઇ બીજી રીતે તેમની ગેરવર્તણુક જાણુવાથી જો તેઓ ઉપર આપણુ અભાવ દોડાવ્યે અને તેમનાજ જેવી ખરાબ વર્તણુકવાળા અથવા તેથી વધારે ખરાબ માણુમો જો આપણા અભાવથી મુકત રહે એટલાજ માટે કે તેઓને આપણા સબધમા આવવા માટે અકસમાતે ફરજ પાડી નથી, તો પેહલાને મોટો અન્યાય કરીએ છીએ

જેમ ખરાબ વર્તણુકવાળા આપણી જાણુમા ન આવે તેમજ હજારો અને લાખો સારી વર્તણુકવાળા આપણી જાણુમા આવતા નથી એટલે તેઓ તરફ આપણે બેદરકાર રહીએ જેમ ભુડા કામો છુપા કરનારા હોય છે તેમ ભલા કામો છુપા કરનારા હોય છે માત્ર કામ જોઇ ભાવ અભાવ દર્શાવ્યે તો પેહલા અભાવ વિના અને બીજા ભાવ વિના રહી જાય જેણે આબાદીમા અને જુવાનીમા માણુસ જાતના કલ્યાણુની કાળજી રાખી હોય પરતુ બુઢાપામા અને પડતીમા તથા તદોરસ્તીના બગાડાથી જયારે તેનો સ્વભાવ ખાટો થાય

અને નબળી પડેલી મનશક્તી બેહુદા કાર્યોને જન્મ આપે ત્યારે તેની આગળી વર્તણુક જાણુના છતા અથવા ન જાણીને આપણે તે ઉપર કોપીએ, કે જે બેમરવતપણુ અને અપકાર થાય

સારા કામ કરનાર માણુસ ઉપર પ્રિત રાખવી અને ખરાબ કરનાર તરફ ધિકકાર રાખવો એ જો ખુદરતી હોય તો ખરાબ કરનારાઓએ પણ સારૂ કામ કરનાર તરફ પ્રિત રાખવીજ જોઈએ, પણ જો સારૂ કામ કરનાર ખરાબ કરનાર તરફ ધિકકાર રાખે તો પ્રિતનો બદલો ધિકકારથી વાળવા જેવુ ખુદરત વિરૂધ થાય

સારી તેમજ ખરાબ લાગણીઓ અને ગુણો માબાપ તરફથી ખુદરતી કાયદાઓની રૂહે બચ્ચામા ઉતરેછે, એટલા માટે જેમ એકને માટે તેને કાઇ ખાસ શાબાશી ઘટતી નથી તેમ બીજાને માટે ધિકકાર વાજબી નથી

જો આ સઘળુ કોઇને ગળે ઉતરે નહી, તો તેમને માટે ઇલાજ સુચવુછુ નીચલા મત્રો સહવારે અને સાંજે તેઓએ ભણવા

તમામ મનુષ્ય હસ્તી એકજ છે સઘળા જુદા જુદા માણુસો જેઓ હાલ જુદી જુદી હસ્તી ભોગવેછે તેઓ સઘળા એક વેળા એકજ શરિરના ભાગ હતા જેમાથી તેઓ જુદા પડયાછે, વળી લગ્નાદીક સબધોથી તેઓ એક લોહી છે તેઓ સઘળા એક માબાપના બચ્ચા છે, એટલા માટે તેઓ એક બીજા તરફ ભાઇનો સબધ ધરાવે છે જે હજારો વર્ષથી બોલાતો આવ્યોછે અને કલ્પીત નથી. માણુસ અને માણુસ વચ્ચેનો સબધ તેજ ખરો અને ખુદરતે સ્થાપેલોછે 'ભાઇ' અને 'ભાઇ' વચ્ચેનો સબધ કલ્પીત અને અકસમાતે સ્થાપ્યો છે

એક ચોકસ માણુસ શરિર સબધી કે સસાર સબધી જે જે સજોગો વચ્ચે હોય, તેજ અને બરાબર તેજ એકેએક સજોગો વચ્ચે આપણે કલ્પનાની મારફતે પોતાને મુકવુ અને પછી સવાલ કરવો કે કદાચ આપણે પણ તેજ સજોગો વચ્ચે તેનાજ જેવા કામો કરીએ કે નહી ?

સારા માણુસ તરફ પ્રિત દોડે એ આત્માની એક સુદર વળાણુ છે પણુ ખરાબ કરનાર તરફ ધિકકાર ન દોડવા દેવો એ તેની એક માહભારત ફતેહ છે. પેહલુ ઘણુ સેહલ છે, બીજુ ઘણુ મુશ્કેલ છે

જે કાંઇ ખરાબ, દુષ્ટ અને ખુદરત વિરૂધ છે તે સઘળાને માટે આપણા સારા ગુણો જરૂરના છે, પણ ખરાબ કરનાર તરફ વિકકાર રાખતા શીખ્યા કે આ દુન્યામા આપણા ઉપયોગીપણાનો છેડો આવેછે

સારા માણુસ કે જે ખરા સુખી છે તેમને આપણી પ્રિત શા ખપની ? જેઓ ખુદરતી કાયદાઓના સરક્ષણ તળે છે તેમને માટે કાળજી શાની ? જેમનુ હિત નક્કી છે તેમનુ હિત ઇચ્છવામા શો ફાયદો ? માણુસ બેઢગો છે તે કગાળોને છોડી દઇ પૈસાવાળાને સખાવત કરશે દરદીઓને પડતા મુકી સાજા માણુસની ખબરઅતર પુછશે તેમજ સારા કામ કરનારને ચાહશે પણ ખરાબ કામ કરનાર કમનસીબને નહી ચાહશે પણ યાદ રાખવુ કે "તમામ મનુષ્ય એક બીજાના હાથ પગ છે, શરિરનો એક અવયવ કે ભાગ દરદી બને છે તો આખા શરિરને દુ:ખ પેદા થાય છે"



## માણુસોનુ હમદર્દીપણું કેટલું છે

---

જયારે હુ સાભળુછુ કે કોઇ અપરાધીને ચોકસ વખતે ફાસી દેવામાં આવ્યો, કે શેહરના એક ચોકસ ભાગમા આગ લાગી અને બળતા ઘર પડી ગયા અને બીજે દીવસે કટલાક મરદો, સ્ત્રીઓ અને બાળકોની કટકા બુકલા થએની લાસો ખોદી કાઢવામા આવી ત્યારે એ કે એવાજ કોઇ ભયાનક બનાવ માટે વાચતા કે સાભળતા વિચારના અનુક્રમ કે સયોગથી (by a principle of association) મારા મનમા સવાલ ઉતપન થાય છે કે જે વખતે આ બનાવો બનતા હતા અને મનુષ્ય વેદનાનુ પ્રબળ પોતાના પુરજોસમા વ્યાપી રહયુ હતું ત્યારે હુ શુ કરતો હતો ? અને જો હુ આ બનાવો બનતા તે વેળા કાઇ ઢીગામસ્તી કે હસાહસમાં રોકાએલો હતો એમ યાદ આવતુ તો હુ ગાભરો પડી મનમા શરમાઇ જતો, તો જોકે આ સઘળુ માત્ર અજાણતા થયુ

જયારે કોઈ મનુષ્ય મોતના જડબામા હોય અને એક આખુ કુટુબ કગાલ્યતમા ડુબેલુ હોય અને દર પળે પોતાના પાલણ કરનારને ગુમાવવાની ચિતામા પડેલુ હાય ત્યારે પાડોશના કોઇ ઘરમા

કોઇ આવતા ખુશાલીના ઓચ્છવપર શું ધામધુમ કરવી અને ઠાઠ-માઠ જેમ બને તેમ સંપુર્ણ કેવી રીતે કરવો તેના વિચારો ચાલી રહે છે, જયારે કોઈ દોષીત કે નિર્દોશને દેહાતદંડ કરવા ફાંસીના લાકડા આગળ લઇ જવામા આવે છે, જયારે તુફાની મોજાઓ એક વહાણને ગળી જવાની અણી ઉપર છે અને તેમાના સેકડો માણુસો ઘડીમાં રડવાની ઘડીમા ઘુટણુમડીએ બંદગીની એવી હાલતમા એક એક પળ કાઢેછે, જયારે કોઇ ઠેકાણે એક ભયંકાર આગ લાગી રહીછે અને કોઈ કમનસીબની દોલત, આશા અને સુખને બાળીને ખાખ કરે છે, જયારે ઘણાક માણુસો જીવતા બળી અને કચડાઇ મરેછે, જયારે દુન્યાના કોઇ દુરના ભાગમા એક ધિક્કાર ભરેલા વેહમને, એક માણુસનો ભોગ જમીનમા જીવતો દાટીને કે અગનીપર બાળીને આપ-વામા આવેછે, જયારે કોઈ બેગાનો મુસાફર ખુની લુટારાઓની છુરીનો ભોગ થઇ પડેછે, જયારે કોઇ અભાગ્યો મનુશ એક રાક્ષસી અજગરની ગોદમા દબાએલો છે અને દરેક પળ તેનો નવાલો થવાની હાલતમા છે, જયારે કોઇ દુખી જીવડાઓની પુઠ અણદીઠ ખવીસોએ પકડી છે અને આપઘાતની ધાર તરફ તેમને દોડાવેછે—ત્યારે વળી દુન્યાના જુદા જુદા ભાગોમા આ સઘળી દોડાદોડ ઠીગામસ્તી અને નાચકુદ પણ ચી થઇ રહીછે કે જે જાણેકે પોતાના દુખી ભાઈઓની મશ્કરી કરવા મંડયા હોય એમ દેખાવ આપે છે ?

આવા બનાવો માત્ર દુન્યાના એકએકથી દુર પડેલા ભાગોમાજ એકાવારે બનેછે એમજ નહી પણ વારેઘડીએ એકજ શેહરમા, કોઇ કોઈ બનાવો તો પડોશના મોહલ્લામા બને છે, એટલુજ નહી પણ એક મોટા શહેરમા તો હાસ્યજનક અને કરૂણારસ એકજ મોહલ્લામા જોડે જોડ ચાલે છે

એક વેળા આ શેહરના મોહલ્લાઓમાથી હુ પસાર થતો હતો ત્યારે હ્રદયભેદક ચીસો મારે કાને પડી, પરપુછ કરતા જણાયુ કે તે ઘડી એક જઇફ જોડાનો એકપુરો બેટો જે તેમનુ એકલુ ફરજંદ અને તેમના બુઢાપાની ઢાલ હતી તે મરણ પામ્યો હતો વળી વધારે એમ જણાયુ કે આ બિચારાનુ કોઇ નજદીકનુ સગુ રહ્યુ હતુ નહી આ એકલપેટી અને હરીફાઇ કરનારી દુન્યાની સામે તે પોતાના બુજોરગ અને અશકત માબાપનો બચાવ કરતો તથા તેમની વચ્ચે એક ઢાલ

સમાન હતો આ વૃધ્ધ જોડાનો કરચલી વળી ગયલો દેખાવ તથા વાકુ વળેનુ શરિર જોઇ અને તેમનું કરૂણામય કકળાણ અને રડવુ સાભળી હુ રડી પડયો

ઉદાસ ચેહેરે અને ગમગીન દિલ સાથે મે ત્યાથી ચાલવા માડયુ થોડુક આગળ ગયો કે ઢોલ તાસા અને વાજાના અવાજો કાને પડયા એક લગ્નનો શાભોલો આવતો હતો દરેક મોહડાપર ખુશાલી પ્રગટ થઇ હતી અને તે ખુશાલી સર્વને જાહેર કરવા માગતા હતા, પણ કોઇ આધળા તેમની ખુશાલી જોઈ શકે નહી તેમને માટે વાજીત્ર લાવ્યા હતા અને બેહરા માટે પણ ખાસ ગોઠવણ કરી તાસા મગાવ્યા હતા આ બે જુદા જુદા બનાવો મારાં મનમા એકઠા થઇ જવાથી કાંઈ ગુચવાડો થઇ પડયો અને વિચારમાને વિચારમા આગળ ચાલતો હતો એટલા પીઠ ફેરવી જોયુ તો અફસોસ! પેલા ડોસા ડોસીના ઘર તરફજ શાભોલો જતો હતો, મને વધારે અફસોસ એટલા માટે ઉપજ્યો કે આ શાભોલાવાળા અને પેલા ડોસાડોસી એકજ કોમના કહેવાતા હતા

મારા મનમા આવ્યુ કે આ કોઇ જગલી મુલક તો ન હોય ? પણ મે આ ખ્યાલ તુરતજ તુચ્છકારી કાઢયો કદાચ એમ તો ન હોય કે ઘણુજ સુધરી જવાથી માણસની લાગણી કઠણ થતી હોય! મે માન્યુ કે એમજ હશે કારણકે અમારાં નાના ગામમા કે જયા મોટા ભાગ અભણ ખેડુતો અને કોળીઓ રહેતા હતા તેમની લાગણી તો હુ તિક્ષણ જોતો હતો

વાચનાર અચરત થઇ પુછશે કે શુ માણુસે જન્મ પર્યંત શોકાતુર રેહવુ? શુ ત્યારે માણુસ માટે ખુશાલીનુ એક કિરણ પણ ન જોઇએ? નહી પ્રિય વાચનાર આમ નહી પણ એક હાથપર માણુસની મહાવ્યથા અને બીજા હાથપર તેના ભાઇબધની ઠીગામસ્તી અને ખુશાલીનુ તોફાન એકીવેળાએ જોઈ આંખ ખુશી થાય નહી કે કાન સાભળી સતોષ પામે નહી, પણ અત,કરણમા કચવચ થાયછે અને કાઇ ખુદરતથી ઉલટુ જેવુ આત્માને ઝાખુ ઝાખુ ભાસે છે



# જીંદગી માટે હસવું શું ને મોત માટે રડવુ શું ?

આ કરોડોથી વસાએલી દુન્યામા જન્મ, લગ્ન અને મરણ હરઘડી ચાલુ રહેછે, અને જો મોત માટે દલગીરી અને જન્મ તથા લગ્ન માટે ખુશાલી ખુદરતી હોય તો હમદર્દ (Sympathy) ના સાધારણ કાયદાની રૂહે જ્યાસુધી પૃથ્વિપર એકબી મોત હોય ત્યાસુધી લગ્ન અને જન્મની ખુશાલી ન હોય ત્યારે તો ખુદરતે સઘળા નવા જન્મોને અટકાવવા જોઇએ—કારણકે મોત માટે દુખ અને જન્મ માટે ખુશાની એ કાનુન આપણે ખુદરતી ગણ્યોછે

પણ મોત માટે દુખ અને જન્મ માટે ખુશાલી એ ખુદરતી નથીજ જન્મ અને મરણ બને એક સરખા ખુદરતી છે ખુદરતના તેઓ બને એકસરખા ખુબસુરત ભાગો છે અને સમતોલપણુ જાલવી રાખવાને અગત્યના છે, તેઓ બને જોડ ભાઇ છે એક પ્રકારનુ મોત તો આપણા શરિરમા હર પળ ચાલુજ છે આપણા શરિરમા જુના ભાગો મરણ પામે છે અને પીશાબ ઝાડા વગેરે માર્ગે બહાર નીકળી જાયછે અને તેમની જગા નવા બનેલા ભાગો લેછે આ રીતે મરણક્રિયા અને જીવણક્રિયા આપણા શરિરમા હરપળ ચાલુછે અને એક બીજાને મદદ આપેછે

ગોયા એક ચાલુ મોતની મારફતે આપણે જીવ્યે છીએ ચોકસ મુદતમા આપણા શરિરની સઘળી જુની કરચો મરણ પામી આખુ શરિર નવીજ કરચોથી બનેછે એજ કારણને લીધે જ્યારે એક માણસ પરદેશ ઘણાક વર્ષ કાઢી આવેછે અને પછી આપણે તેને પેહલીવાર જોઇએ છીએ તો તે આપણને અજાણ્યો દેખાયછે અને તેને ઓળખી શકતા નથી કારણકે તેના શરિરની અને મોહડાની કણો બદલાઇ ગઇ અને નવી થઇ, આ રીતે એક ચાલુ મોત વડે આપણી જીંદગી છે. આ જાતની મરણક્રિયા બંધ થઇ તો આપણે જીવી શકયે નહી

મોત જીંદગીના સરખુજ ખુબસુરત છે તે હવે આપણને ખુલ્લુ જણાય છે પણ ત્યારે મોત આપણા ઉપર એટલી ઉદાસી કેમ લાવી નાખેછે? કારણકે ખુદરતના નિયમો પ્રમાણે તે આવતું નથી પણ પોતાના ફાંટા પ્રમાણે આવેછે ખુદરતી અનુક્રમ સચવાતો નથી બાપ

અગાઉ બેટા મરણ પામેછે કે જયારે ખુદરતી રીતે એથી ઉલટુજ જોઇએ જયારે એક મડળમા આવા બનાવો ઘણાજ સાધારણ થાય ત્યારે સ્પષ્ટ જણાય છે કે ખુદરતી નિયમોથી મડળ વેગલુ ચાલતુ હોવુ જોઇએ દુનિયામા તેમજ છે જયારે હરીફાઇને બહાણે આપણે વેહેશી જાનવરો મીસાલ આપણા ભાઇમધોની પુઠ પકડયે છીએ, જયારે અકકલવાળામા ખપતા પ્રાણીઓ જીદગીના સાધણ માટે એક જાવેદાન લડાઇ ચાલુ રાખેછે, જયારે તેઓ લોભમા ડુબેના રહેછે, જયારે તેઓ સન્તા કરવા દોડે છે એટલે એક ફટકે કોઇનુ સર્વસ્વ છીનવી લઇ તેને ભીખારી કરવા અથવા પોતે ભીખારી થવા દોડેછે, જયારે આપણા દિલો હરપળે અખુદરતી રીતે લોભી આશાઓથી ઉસ્કેરાય છે અને ધાસ્તીથી ઠડ બની જાયછે, ત્યારે વધારે સારા પરિણામની આશા આપણથી કેમ રખાય ?

જન્મ અને મરણ માટે બોલી ચુકયા હવે લગ્ન માટે બોલશુ

લગ્ન સગળા ઉમરે પુગેલા માણસ માટે અવસ્ય છે સિવાય કે ખુદરતી કારણથી તેઓ પરણવાને અશકત હોય તે ગરીબ કે તવગર, અદના કે આળા સવળા માટે એક સરખી જરૂરતુ છે તેટલા માટે તે જેમ બને તેમ સાદુ અને સસતુ હોવુ જોઇએ બીન જરૂરના ઠાઠમાઠ અને ખરચથી તે મુશ્કેલ બનાવવુ જોઇએ નહી જેઓ એમ કરેછે તેઓ બીજાને ખરાબ દાખલો બેસાડે છે અને ખોટો રેવાજ પાડી બીજાને આડકતરી ફરજ પાડે છે, તેથી એક મોટુ પાપ તેઓ કરે છે હજારો લોકો આ ખરચોથી ડરી જાયેછે અને પરણતા નથી તેથી એક મોટા ખુદરતી કાયદાનો ભગ થઇ તરેહવાર પાપોની ઉતપન્તી થાયછે

આપણી જીદગી હાલ કરતા વધારે ખુદરતી રીતે ચલાવશુ ત્યારે મોત આપણુ હૃદય ભાજવામા ફાવશે નહી, અને જયારે મોટી ઉમરના માણુસો નજીવા અવસરો પર બચ્ચા સરખી ઢોગામસ્તી અને નાચકુદ છોડી દેશો ત્યારે ઉપર વાચયા તેવા મન કમકમાવનારા અને એકએકથી ઉલટા બનાવો બનશે નહી



# મ ડળી

મ ડળીના રેવાજો તે તેની ટેવ કહેવાય તેમજ એક માણુસની ટેવને તેના પોતના રેવાજો કહીએ મ ડળી પોતાના ખોટા રેવાજો અને ભુલભરેલા આચાર વિચારો માટે એટલે પોતાની ગેરવર્ત્તણુક માટે સામટી રીતે તે પોતાને ધિકકારતી હોય તેના કરતા પોતાના એક એક જુદા જુદા સભાસદને તેની ગેરવર્ત્તણુક માટે વધારે ધિકકારેછે તે કહે છે કે કાઈ મુદતોના પડેના રેવાજો કપડા પેહરી કાઢી નાખ્યે તેમ પેહરીને કાઢી નખાતા નથી તોપણુ મ ડળી અને તેના રેવાજો વચ્ચે શરિર અને કપડા વચ્ચે સબધ હોય તેથી વધારે ધાડો સમધ નથી

મ ડળોના રેવાજો તો આખ અને કાનવાટે માણુસમા દાખલ થાયછે પણુ એક માણુસના પોતાના રેવાજો એટલે તેની આદત અને ખાસીઅત તો તેની બીજી ખુદરત કહેવાયછે તે તો તેના શરિર અને મગજનો એક ભાગ થઇ પડેછે ઠેઠ આત્માના ભીતર સુધી તે પોતાની જડ ઘાળી એમેછે તે તો માના દુધમા તે પીએછે તેમનુ થઃ તો બાપની પીઠમા હોયછે, તેનુ મુળ બપાવાના ખુનમા હોયછે જે સેહલુ કામ ડાહેકાઓ અને આખી આખી સદીઓમા લાખો માણુસોના ભેગા બળથી તે કરી શકતી નથી, તેથી અતીશય મુશ્કેલ કામ મ ડળો એક માણુસને એક પળમા કરવા કહેછે—એટલે વરસોની પડેલી તેની ખરાબ આદતને શરિરમાથી કપડા કાઢી ફેકી દે તેમ ફેકી દેવા કરેછે અને જો તેમ ન કરે અથવા કરવાને અશકત હોય તો તે તેને ધિકકારવાને તયાર છે

એમ કા થવુ જોઇયે વારૂ ? મ ડળીએ માણુસની બુરી ટેવને એકદમ તજાવવા માગતી વેળા પોતાની સામટી બુરી ટેવો ને રેવાજને નામે વલગી રેહવા કા માગવુ જોઇયે ? એક માણુસને પોતાની બુરી ટેવ તજવા કઠણુ હોયછે પણ એક મ ડળીને પોતાના બુરા રેવાજ તજવા સેહલ છે એક માણુસની બુરી ટેવ તેની ખાસીયત સાથ મળી ગયલીછે તે નીકલતા વાર લાગેછે—પણુ મ ડળીની એ સામટી બુરી ટેવ તો ઘણા માણુસોના ભેગા બળથી સેહલમા નીકલી

શકે તો પણ મંડળી કેવી ઉંધી છે કે પોતાનો વાંક માફ કરે છે પણ પોતાના મેમબરો ઉપર જોર ચલાવે છે

ખરાબ જગામા અને ખરાબ સંજોગો વચ્ચે પડેલા સારાં બીને તે સારૂં ઝાડ થઈ સારા ફળ આપવાની આશા રાખતી નથી તોપણ મંડળી, ખરાબ જગા અને ખરાબ સંજોગો વચ્ચે પડેલાં ખરાબ બીને સારૂં ઝાડ થઇ સારા ફળ આપવાની આશા રાખે છે ખુદરતી કાયદાઓના નિયમીતપણાને લીધે જે કમનસીબ માણસો ખુદરતી ગેરલાભો સાથે જનમ્યા હોય, વળી દુ યવી ગેરલાભો પણ જન્મથીજ જેમના સામે એકસપ કરે એવા કમનસીબોને સહાય થઇ ખુદરતને સહાય થવાનુ કામ મંડળીનુ હોય છે જો આ ફરજ તે પોતાની સમજી શકે નહી અથવા તે બજાવવાને અશકત હોય તો ધિકકારવાનો ધિકકાર ભરેલો હક તેણે છોડી દેવો જોઇએ છે

મંડળી ઘણાઓને ધિકકારે છે કારણ તેઓ તેના કહેવા પ્રમાણે ચાલતા નથી તે ઘણાઓને ધિકકારે છે કારણ તેઓ ખુદરતના કહેવા પ્રમાણે ચાલતા નથી તે ઘણાઓને ધિકકારે છે કારણ ખુદરતના અને તેના કહેવા પ્રમાણે તેઓ એકીવારે ચાલી શકતા નથી મંડળી પોતાની હસ્તીનું કારણ માણસોને જોડાએલા રાખવાનુ જણાવે છે તોપણ માણસને તેના ભાઇબંધોના મોટા ભાગથી જુદો પાડી નાખે છે માણસને તે પોતાની ન્યાતબાહાર સમજે છે તોપણ પોતાને તે માણસની ન્યાતમા સમજે છે લાચ લેવી કે રાખ રખાવત રાખવી તે બહુ ખોટુ કહે છે તોપણ પૈસા વાળાઓના વાંકપર તે ઘણીવાર આંખ મિચામણા કરી જાય છે એક માણસે બીજા ઉપર કીનો લેવો તે ખોટુ કહે છે તોપણ હજારો અને લાખો માણસોની સાથે મળી મંડળી એક માણસપર કીનો લેએ તેને તે ખોટુ કહેતી નથી એક માણસ કાંઇ પણ અન્યાય કરે તે તે સાખી શકતી નથી, પોતે ગમે એ અન્યાય કરે તે એક માણસને સાખવા કહે છે.

નુકસાનકારક રેવાજો અને ખોટા વિચારને કાઢી નાખવા મંડળી બંધાઇથી વખત માગે છે, કારણ તે જાણે છે કે વખત જવા સાથે એ સંગીન જેમ નીકળી જાય તેમજ મજબુત પણ થઇ શકે છે રેવાજને તોડવા તે કદી આતુર નથી કારણ તે તો તેનુ મુખ્ય બળ છે નવા રેવાજો અને નવા વિચારોને પોતામા દાખલ કરવા સામે

તે બળતવારીથી લડે છે પણ જો એકવાર જબરજસ્તીથી દાખલ થવા પામ્યા તો તેટલીજ ઉદ્દાઇ ભરેલી બળતવારીથી (ખોટો જાણવા છતા) તેમને છોડી દેવા ના પાડે છે

મડળનુ સુકાન પૈસાવાળાઓના હાથમા ઘણી વેળા દેખાય છે પણ તેનુ મુખ્ય બળ ગરીબ અને અજ્ઞાન વર્ગોમા હોય છે જુદા જુદા દેશમા તે જુદાં જુદા નામથી ઓળખાય છે, એકજ દેશમા તે જુદા જુદા નામ રાખે છે આ એકજ, પણ જુદા જુદા નામની આ નામની એક પણ ખરેખર જુદી જુદી મડળીનો હુ સભાસદ થઇ શકતો નથી એકનો થાઉ છુ તો બાકીની ધિકકારે છે સઘળીનો થાઉ છુ તો સઘળી મને ધિકકારે છે ધિકકારવાને તે જોડાઇ જાય છે, ચાહવાને તે જોડાઇ શકતી નથી

## આપણા ઉસ્તાદો--તેમના તરફ પ્યાર

" માબાપ મને પેલી દુનયામાથી આ દુનયામા લાવ્યા
ઉસ્તા મને આ દુનયામાથી પેલી દુનયામા લઇ જાય છે "

આપણા ઉસ્તાદો કોણ ? આપણા સ્કુલ માસ્ટરો ? ત્યારે શેકસ્પીઅર, મીલટન, હાફેઝ, સાદી વગેરે જેમના સબકો આપણે શીખ્યે છીએ તેઓ આપણા કોણ ? દેખીતુ લાગે છે કે આપણા ઉસ્તાદો તો આ છેલ્લાઓ છે અને આપણા સ્કુલ માસ્ટરો તો માત્ર દુભાશીઆ છે કે જેઓ આપણા ઉસ્તાદો જે કહે છે તે આપણને સમજાવે છે અમારા મેહરબાન સ્કુલ માસ્ટરોએ રીસાઇ જવુ નહી, કે આ સઘળી નીમક હરામી છે એમ કહેવુ નહી, કારણ કે શેકસ્પીઅર, હાફેઝ, સાદી પણ દુભાશીઆજ છે ખુદરતના અવલોકનથી એટલે ખુદરત સાથની ગોફ્તગોથી જે તેઓ સમજે છે તે આપણને તરજુમો કરી સમજાવે છે એટને શેકસ્પીઅર અને સાદીને ખુદરત અને આપણા સ્કુલમાસ્ટર વચે દુભાશીઆ કહીએ તો આપણા સ્કુલમાસ્તર, શેકસ્પી-અર વગેરે અને આપણુ વચ્ચે દુભાગીઆપણુ કરે છે પણ એટલુજ નહી સઘળા માણસો દુભાશીઆ છે, કારણકે પોતાના વિચારનો તરજુમો શબ્દો કે ઇસારતમા કરી એક બીજાને સમજાવે છે

હવે આ હાસ્યજનક સરખામણી છોડી દઇ ટુકમા એટલુજ

કહીશુ કે જેઓ આપણને નાની અને સુખી કરવાની મુળ નેમથી આપણા શરિર કે મગજની ખીળવણીમા કાઇ પણ હીસ્સો આપે છે તે સઘળા આપણા ખરા ઉસ્તાદો છે જેઓ સ્તુતીના લોભ માટે કે કોઇ બીજા દુન્યાઇ બદલાનીજ મુળ નેમથી પોતાની શકતી ભાડે આપવા કાઢે છે તેઓ આપણને ગમે એટનુ જ્ઞાન આપે પણ તેમને આપણા ખરા ઉસ્તાદો કહીશુ નહી આ આપણા ઉસ્તાદો જેઓ આપણને જ્ઞાન અને ગમત આપે છે તેમના તરફ ખુદરતીજ આપણો પ્યાર દોડે છે આપણો પ્યાર તેમને અર્પણ કરતા દરેક કટનુ આપણને આપે છે તે આપણે જોવા બેસવુ નહી, કારણકે જો એમ કરીએ તો કે઼ઇ પણ આપણને જ્ઞાન આપશે નહી, કે રખે આપણને થોડુ પડે, અને તેમની શકિતને બીજા સાથે સરખાવી હીનતામા આવે

આથી આપણ અજ્ઞાન રહીશુ વળી આપણે માત્ર સ્તુતીના બાકાં મુકી તેમનો આભાર માનવાની કોશેશ કરવી નહી જેમ શરિરની આખોની રોશનીનું એકજ મુળ છે તેમજ આત્માની આખોની રોશની (જ્ઞાન) નુ પણ એકજ મુળ છે અને શેકસપીઅર, પ્લેટો વગેરે માત્ર નળીઓ છે અને કોઇમાથી થોડુ અને કોઇમાથી ઘણુ આપણને મળ્યુ જાય છે વળી આપણે યાદ રાખવુ કે એક ઉસ્તાદની સ્તુતી કરતા બીજા આપણા ભનુ કર્તા અને ઉસ્તાદને આડકતરૂ કે સીધુ અપમાન ઘણી વેળા કરી મુકીએ છીએ આ મહા બુધ્ધિવાન પુરૂષો આપણા કરતા ઘણુ જોનારા હોય છે તેઓ કહે છે કે સ્તુતીનુ મુળ અચબામા અને અચબાનુ મુળ અનાનપણામા છે આથી જેટલી આપણા પ્યારની તેઓ દરકાર કરે છે તેટલી આપણી સ્તુતીની દરકાર તેઓ કરતા નથી જેઓ આપણને સ્તુતીનો બેહુદો લોભ નહી કરવા, તેની કાઇપણ કીમ્મત ન ગણવા તથા તેનુ પોકલપણુ દેખાડવાને દફતરો ભરી નિબંધ લખી ગયા છે તેઓની સ્તુતી કરી આભાર માનવાની કોશેશ કરવી તે તેમને મોટુ અપમાન છે

ટુકમા આપણા સઘળા ઉસ્તાદો તરફ એક સરખા પ્યારથી જોવુ જોઇએ છે હવે આપણા જમાનાના કેટલાક 'ઉસ્તાદો' ને ભુલના જોઇતા નથી કે જેઓ મુસ્કેલી તોડવા (કે જે ઉસ્તાદોનુ કામ છે) કરતા મુશ્કેલી વધારવામા ઉસ્તાદપણુ સમજે છે આ ઉસ્તાદો' સમજતા લાગે છે કે હવે શીખનારા ઘણા થઇ ગયા છે પણ તેઓ

જરા ભુન્યા છે ખરૂ છે કે શીખવનારા ઘણા થયા છે દુન્યાના જુદા જુદા ભાગોમા અને જુદા જુદા જમાનામા જે કાંઇ પણ અભ્યાસ કરવા જોગ ગ્રંથકાર થયા છે તેમના નામોથીજ દફતરો ભરાઇ જાય શીખવાનું ઘણુ થયુ છે લાખો લાખ દફતરોથી દુન્યાના દફતરખાનાઓ ભરાઇ ગયા છે હજારો વર્ષના દરમ્યાનમા અગણીત અને અપરપાર વિચારો માણુસના ભેજામાથી બહાર પડયા છે એક એક વિચાર એક હજાર જુદા જુદા આકારમા પ્રગટ થયો છે તદન નવુ તો થોડુ જ રહ્યુ છે જે કાંઇ તમીબી વિદ્યાએ અત્યારસુ'ધીમા જાહેર કયુ છે તે પણ જો શીખાય તો દરેક માણુસ એક કાબેલ તમીબ કહેવાય જે સઘળુ નીતિ શાસ્ત્રોમા જાહેર થયુ છે તેજ જો શીખીએ અને તે ઉપર અમલ થાય તો મનુષ્ય મડળ નામ નીકળી જઇ ફરેસ્તા મડળ નામ ચાલુ થાય

આ રીતે શીખતારા ઘણા થયા છે, શીખવાનુ સપુર્ણ નહી તોપણુ ઘણુ થઇ ગયુ છે, પણ શીખનારા ઘણા થયા નથી અને કોઇ કાળ થશે નહી અગરજો આ દુન્યામા જન્મેલો એકએક માણુસ શીખનાર થાય તો પુરતા શીખનારા થયા એમ કહેવાય, પણ ઘણા તો કહેવાયજ નહી અને બનેજ નહી હજારો વર્ષ સુધી અધકાર વચ્ચે ખતીલી મેહનતથી માણુસની બુદ્ધિએ જે જ્ઞાનનો મુલક શોધી કાઢયો છે તેમા એકે એક માણુસને દાખલ કરવો જોઇએ છે. આ જ્ઞાનના મુલકમા લોકોને દાખલ કરવાનુ કામ ઉસ્તાદોનુ હોય છે તે આપણે જાણતા હતા, પણ તેમનુ કામ લોકોને અટકાવવા અને મુશ્કેલીઓ ઉભી કરવાનુબી હોય છે તે હવે આપણે જાણીએ છીએ આપણી મુબઇની યુનીવર્સીટી તે શીખવે છે જુવાન વિધાર્થીઓ ઉપરનો અણઘટટો બોજો ઓછો કરવા અને યુનીવર્સીટીના બધારણુમા ઘટતો ફેરફાર કરવાની મોટી જરૂર માટે બૂમાબૂમ પડે છે, ત્યારે સુધારો કરવાને બદલે તેઓ વધારે અને વધારે બગાડો કરતાજ ચાલ્યા છે



# બંદગી અને શોકર ગુજારી

તો બન્દગી ચુ ગદાયાન બશર્તે મોઝદ મકુન
કે ખાજે ખુદ રવેશે બન્દે પરવરી દાનદ
(હાફેઝ)

ભિખારીઓ માફક તુ કાંઈ મેળવવા માટે આજેજી અને બંદગી
કર ના, સાહેબ પોતે બન્દાને કેમ બખસ્વુ તે જાણે છે

જેને ઘણુ મળ્યુ હોએ તે ઘણા શોકર કરે તેની ઇશ્વરને શી દરકાર ? કારણ તેને ઘણુ મળ્યુ છે જેને થોડુ મળ્યુ હોય તે થોડા શોકર કરે તેની ઇશ્વરને શી પરવા ? કારણ તેને થોડુ મલ્યુ છે જેને ઘણુ મળવા છતા થોડુ સમજી થોડા શોકર કરે તેની ઇશ્વરને શી કન્છા ? કારણ તે થોડુ મળેલુ સમજે છે જેને થોડુ મળયુ હોય તોપણુ ઘણુ મળેલુ સમજી ઘણા શોકર કરે તેની ઇશ્વરને શી કનવાર ? કારણ તે પોતાને ઘણુ મળેલુ સમજે છે તવગર માણુસ ભાતભાતના પકવાનો ખાય છે માટે શોકરગુજારી કરે તો ગરીબ જે સાદુ અને સુકુ ખાય છે તે શા માટે કરે ? ગરીબ જે સાદુ અને સુતરૂ ખાઇ પોતાની તંદોરોસ્તી જાળવી રાખે છે માટે શોકરગુજારી કરે તો પૈસાવાળો જે ભાતભાતના મીષ્ટાનો ખાઇ બદહજમી અને દરદથી ખમે છે તે શા માટે કરે ? જેને પતિવર્તા અને દિલ રીઝ-વનાર સ્ત્રી મળી છે માટે શોકરગુજારી કરે તો જેને નથી મળી અથના જે પોતાની સ્રીથી દુખી થયો છે તે શા માટે કરે ? જેણીને સુખી કરનાર ભરથાર મળ્યો માટે શોકર ગુજારી કરે તો હજારો બુઢ્ઢી અને જુવાન કુમારીકાઓ નિસાશા મુકે છે અને અફસોસમા વખત કાઢે છે તેઓ શા માટે કરે ? જે હજારો જુવાન વિધવાઓ ન્યાતજાતની બંધીને લીધે જુવાનીના આતશથી બળી ખાખ થાય છે તેઓ શા માટે કરે ? જે કમનસીબ સ્રીઓ ખુદરતી જુસ્સાને તાબે થઇ જઇ પોતાની જાતથી હીનાએ છે તેઓ શા માટે કરે ? જેમને બચ્ચા છે તેઓ શોકર ગુજારી કરે તો જેમને નથી તેઓ શા માટે કરે ? જેમને તંદોરસ્ત અને ખુબસુરત બચ્ચા છે માટે શોકર ગુજારી કરે તો જેમને દુર્બળ અને દેહથી પીડાતા બચ્ચા છે તેઓ શા માટે કરે ? જેમને કેળવાએલા માબાપો મળ્યા અને જેમને કેળવણી અને સારી સંગતનો લાભ

મળ્યા તેથી જેઓ 'સારા' માણસ થયા માટે શોકરગુજરી કરે તો જેમને અભણુ અને બેદરકાર માબાપ મળ્યા, જેમના માબાપ જીવ્યા નહી, તથા બચપણથી તરબીઅત અને સારી સગતની ખુટને લીધે જેમની ખરાબ ખાશીઅત સારી થઇ નહી અથવા જેમની ખુદરતી સારી ખાશીઅત બગડી જઈ ખરાબ થઇ અને ' ખરાબ ' નીવડયા તેઓ શા માટે કરે !

મળ્યુ છે માટે શોકરગુજારી કરે તે ન મળે ત્યારે ન કરે ઘણું મળ્યુ છે માટે ઘણા શોકર કરે તે થોડુ મળે ત્યારે થોડાજ કરે ખુદરત તરફ આપણો પ્યાર દોડાવવા માટે અને આપણી ફરજો ઉલ-ટથી બજાવતા શીખવાને બદગી કરવાનો આ જાતનો હેતુ હલકી પ્રકારનો, આપ મતલબ ધરાવનારો અને એકલપેટાપણુ દેખડાવનારો છે તે અધુરો છે એટલુજ નહી પણ ખોટો અને બેહુદો છે જીદગી-ને તાજગી બખશનાર સુર્યની રોશની અને ગરમી, અમૃત પાણી અને જીદગી ટેકવી રાખનાર બીજા તત્વો જેમ આપણુને મળે છે તેમજ પશુ પખીને, નાનામાં નાના જતુને અને વનસ્પતિને પણુ મળે છે એ સઘળુ મળવા માટે શોકરગુજારી કરીએ કે ન કરીએ તોપણ તે મળશેજ ચોકસ આશીરવાદો આપણુને મળ્યા છે માટે શોકરગુજારી કરીએ, વળી બીજાઓને ન મળના છતા તે આપણુને મળ્યા છે માટે વધારે શોકારગુજારી કરીએ એ સઘળુ આપણુ એકલપેટાપણુ અને આપ મતલબ દેખાડનારૂ છે માણુસના હૈયાને ઠેઠ ભીતર સુધી જોનાર ખુદરત તેને મજુર રાખતી નથી જે કાઇ આપણુને મળ્યુ છે તેનો જેટલો બને એટલો લાભ બીજાઓને આપવાથીજ ખરી શોકર-ગુજારી કરેલી કહેવાય ખુદરતી મૂળ કાયદાઓ કે જેમા માણુસનો કશો હાથ નહી એવા કાયદાઓનુ જયારે અવલોકન કરીયે છીએ, જયારે તે કાયદાઓમા દયા, ઇનસાફ અને અપક્ષપાતપણુ જોઇએ છીએ, જયારે તમામ પેદાએશની દુનીઆ તરફ મોહબત જાહેર કર-નાર તેમને જોઇએ છીએ, ત્યારે હેશાનથી આપણી છાતી ભરાઇ આવે છે " He prays best who loves best " " તે સર્વથી સરસ બદગી કરે છે જે સર્વથી સરસ પ્યાર રાખે છે, " કોણ ઉપર પ્યાર રાખે છે ? ખુદરત ઉપર ! ખુદરત કે જે હાજત વગરની અને સર્વ શકિતવાન તેને આપણો પ્યાર શા ખપનો ! આપણી ફરજો

બજાવવા સિવાય બીજી કઇ રીતે આપણો પ્યાર દેખાડી શકીએ ! આપણો પ્યાર કે જેની આપણા ભાઇબહેનોને હાલના વખતમા અતિશય જરૂર છે તેઓ તરફ દોડાવવો જોઇએ છે કે જેવી ખુદરત કે જે આપણી મા અને બાપ છે તે પોતાના બચ્ચાઓની અરસપરસની દીલસોજીથી ખુશ થઈ જાય છે

બદગી અને મનન કરવાથી આપણે પોતાને પીછાણતા શીખયે છીએ આપણા જુસ્સાઓ ઉપર થોડો ઘણો કાબુ રાખના શીખ્યે છીએ તથા આપણી ફરજો કેમ બજાવીએ છીએ અને કેવી રીતે બજાવવી જોઈએ તે આપણુ સમજીએ છીએ પણ આ તો માત્ર એક હથીઆર છે જે વડે આપણુ કામ કરવાનુ છે કામ ન કરીએ તો હથીઆર રાખેલુ શા ખપનુ ! સુર્ય, પૃથ્વિ, વરસાદ વગેરે પોતપોતાનુ કામ ન કરતા કોઇ પ્રકારની ખાલી શોકરગુજારી કર્યા કરે તો આપણા કેવા હાલ થાય ! જે કામો આપણુને બજાવવાનાં છે તે ન કરી કોઇ કલ્પીત શકિત ઉપર ધોળવી દેવુ અને આપણી ભુલોથી જે ખમીએ તેનુ આળ તે ઉપર મુકવુ કે એતો સઘળુ તે કરે છે તેથી કાંઇ આપણી કસમજના માઠા પરિણામોથી આપણે છટકી શકતા નથી ખુદરતી શકિતઓ પોતપોતાનુ કામ કરતી જાય છે ગર્ભસ્થાનની જીદગીમા કે જયારે આપણા મા કે બાપનો આપણી ઉપર કાબુ હોતો નથી એવી વેળાએ તે આપણુને ખોરાક પોહચાડે છે અને આપણા શરિરનો ઘાટ ઘડે છે તેઓ વરસાદ લઈ આવે છે, ઝાડમા રસ અને ફળ પેદા કરે છે દીવસના જાગતા હોઇએ કે રાતના ઉંઘતા હોઇએ ત્યારે તે આપણા અસ્વચ્છ લોહીને સ્વચ્છ કરે છે દિવસનાં કામકાજથી શરિરમા થયલી ભાગટુટને તે આપણે ઉંઘીએ છીએ તે વેળા સમારવા પડે છે. ખોરાકનુ તે લોહી બનાવે છે, લોહીમાથી તે આપણુ શરિર બનાવે છે આ સઘળા ઉપર આપણો કશો કાબુ નથી પણ ખુદરત પોતાનુ કામ કરતીજ ચાલે છે પણ જે કામ 'માણસ' ને કરવાના છે તેની વચ્ચે કોઇ આવનાર નથી

આપણા ખોટા ધોરણો અને રાહરીતી આપણે સુધારીશુ નહી ત્યાસુધી સઘળાનેજ સામાન્ય રીતે ખમવુ પડશે. ખુદરતી કાયદાઓના અચલપણાને લીધે જે 'અકસમાત' રૂપી દુખો આપણી ઉપર કોઇ કોઇ વાર આવશેજ તેનો ભાર આપણી ઉપર ઓછો પડે

માટે એક સામાન્ય કોશીશથી 'સંસારી અકસમાતો' ને જેમ બને તેમ દુર કરવા જોઇએ છે કે જેમ કરવાનુ ઘણે દરજજે આપણાજ હાથમા છે. 'ખુદરતી અકસમાતો'નુ દુખ ઓછુ કરવાને અને જે રેલછેલ હાથે ખુદરતે પૃથ્વિપર આશીરવાદો વેરી નાખ્યા છે તેનુ પુરેપુરૂ સુખ ભોગવવાને, ગેરસમજથી એક બીજા સાથે અડડયા ન કરતા સઘળાઓએ જોડાઇ જવુ જોઇએ છે માણુસ અને માણુસ વચ્ચેનો સબંધ જયારે આપણે સમજી શકીયે, જયારે માણુસો અને બીજા પ્રાણીઓ વચ્ચેનો સબંધ આપણે સમજ્યે, જયારે પ્રાણીઓ અને વનસ્પતિ વચ્ચેનો સબંધ આપણે પીછાણીએ, કેવી સાંકળોથી સૃષ્ટિના જુદા જુદા ભાગો એક બીજા સાથે જોડાએના છે તે જોઇએ અને આ સૃષ્ટિ મંડળનું એકપણુ જાણીએ ત્યારે આપણા સ્વાર્થો એક બીજા સાથ જોડાયલા જોઇએ છે દરીઆવમાનુ એક ટીપુ કાંઈ દરીઆવ નથી તોપણુ તે દરીઆવથી જુદુ નથી તેજ પ્રમાણે આપણે ખુદરત નથી તોપણુ ખુદરતથી આપણે જુદા નથી જયારે ખુદરતના એક ભાગ તરીકે આપણે પોતાને જોઇએ છીએ ત્યારે આપણે આપણો દરજજો સમજી શકયે છીએ અને કોણુ તે દરજજો જાળવવાને તત્પર ન રહેશે !



# માણુસ સંજોગોની પેદાસ છે

"MAN IS A CREATURE OF CIRCUMSTANCES"

મગજ કોઈ ચોકસ કામ ઉપર રોકાયલુ ન હોય અને નવરૂ પડી ગયુ હોય એવી વેળાએ કેટલી બધી અર્થ વિનાની વાત બોલી જવાય છે, કેટલા બધા નાખુશ શબ્દો નુકસાન કરવાના હેતુ વિના બોલી દેવાય છે એજ પ્રમાણે જ્યારે મગજ ઉમંગથી કોઇ કામ પાછળ મંડયુ હોય અથવા કાંઈ ઉમંગી વિચારોથી ભરાએલુ હોય ત્યારે જાણી જોઈને કે અજાણુતા કોઇને ગુસ્સે કરતા કેટલા બચી જઇએ છીએ ! કેટલા નજીવા શબ્દો બોલવાથી અટકયે છીએ !

માટે નબલા મગજનુ જોર કામકાજમા હોય છે અને જોરાવર મગજની નબળાઈ બેકારીમા હોય છે જયારે સફળ થએવી આશા-

આથી મગજ ખુશ અને તગેતાજે હોય છે ત્યારે શત્રુના મશ્કરી ભરેલા શબ્દોની દરકાર પણ કેટલી ઓછી થાય છે ! જ્યારે માનીતી આશાઓમા નિષ્ફળતા મળી હોય છે, મગજ ઉદાસ અને ગમગીન થઇ ગયુ હોય છે, ભવિષ્યમા ધાસ્તી આવતી લાગે છે, આખુ મગજ વાદળોથી ઘેરાય છે ત્યારે મિત્રોના મિત્રાચારી ભરેલા ટાહુકાઓ પણ શત્રુની મશ્કરી જેવા અણીઆળા લાગે છે આપણે માટે બોલાતા દરેક બોલ તરફ કાન ઉભા થઇ રહે છે માફ કરવાની લાગણી ઓછી થઇ જાય છે, અને મિત્રાચારી ભરેલા મહોડામાથી નીકળતા શબ્દો તરફ પણ કેટલા સચેતન (sensitive) થઈ જવાય છે ? જે ચીજોની કે શબ્દોની એકવાર કશી ખબર કે નોધ લીધેલી નહી એવી ચીજો આપણુ ધ્યાન ખેચે છે, અને એવા શબ્દો કાઈ જુદીજ અગત્યતા ધરાવવા લાગે છે

અરે તુ ! જે ખુશ મીજાજનો અને માણુસ તરફ મિત્રાઈ ભરેલો દેખાતો હતો તે શા માટે પેલા કમનસીબ ઉપર છેડાઇ પડયો ? હુ સમજયો તારા ભોજનનો વખત થઇ ગયો છે પણ હજી આવ્યુ નથી સખત મેહનત પછી ભોજન વિના તુ બેચેન અને ચીરડાઉ થઇ ગયો છે અરે આ શુ આવ્યુ ? આહા ! ખરૂ જ મનપસદ ભોજન છે ઉડી ગએલી શાતી કેવી રફતે રફતે આવતી જાય છે, તારો સ્વભાવ પાછો મીઠો થતો ચાલે છે પેલો બાપડો જજેરાઇ ગયો તેને ખુશ કરવાને તુ કેવો ટક શોધે છે ભોજન તને ખાવામા એટલી તે શુ ખુબી હશે ? પણ ખાવામાજ નહી એ મનપસદ ભોજન ! તને જોતાજ કે તને ભોગવવાની આશા છે એવો ખ્યાલજ મગજમા કાઇ ફેરફાર કરે છે કેવા નજીવા દેખાતા બનાવો માણુસના મન અને કામ ઉપર અસર કરી શકે છે !

પેલો બુજોરગ ગ્રહસ્થ જાય છે ઓહો ! એના ભવા તરફ જોતા હુ કહી શકુછુ કે એનુ નામ પરોપકાર છે પેલા ચીંઠડેહાલ ખરેખર નગ્ન રખડતા બાળકને જોઇ એ બોલતો લાગે છે " શુ તુ આકાશમાથી હમણાજ નાગુ પડયુ ? શુ તુ કોઇ સુધરેલા શેહરનુ શેહરી છે ? શુ તુ ઓગણીસમી સદીનુ કૌતક છે ? " પણ તેવામાજ ઝનઝન કરતો એક પથ્થર આવી આ બુજોરગનુ નસ્કોરૂ શેકી નાખે છે અરે કમનસીબ બાળક તે શુ કર્યુ ? બુઘ્ઘા પરોપકારીની નસ્કોરી તે

ફોડી નાખી ? તારી રમતે પરોપકારી વિચારોના સેલસેલાને અટકાવ્યો

અફસોસ ! કેટલી બધી ભલી લાગણીઓ, કેટલા બધા સારા જુસ્સાઓ માણુસની એક બીજા તરફની ખગબ વર્તણુકને લીધે ખીલ્યા વિના કે જાહેર થયા વિના મરી જાય છે ! કેટલાબધા સારા વિચારો માણુસના મગજમા ડોકીઆ કરી ગુમ થઇ જાય છે ! કેટ-લીબધી ખરી લાગણીઓ ખોટે માર્ગે દોડે છે ! કેટલીબધી ખરી લાગણીઓને માર્ગ મળતો નથી ! કેટલાબધા ઉપયોગી હાથો નિરૂપયોગી કામો કરે છે ! કે જેમ હજારો આશા આપનારા બાળકો પુખ્ત થયા વિના મરી જાય છે જેમ ફળદ્રુપ જમીનો ખેડાયા વિના પડી રહે છે, જેમ કુશાદે દિલો હાથ વિના નાચાર થઇ પડયા છે, જેમ સારા ભેજા કારીગરનો હાથ લાગ્યા વિના નિરૂપયોગી પડયા છે, જેમ ખોટા પદાર્થોને ખોટા કારીગરો ઘડે છે જેમ ખરા પદાર્થો ને ખોટા કારીગરો મળે છે અરે આ સઘળુ દુન્યાને કેટલા બધા લાભથી બેનસીબ રાખે છે !

તવારીખ આપણુને શીખવે છે કે કેટલાક રાજાઓ અને અમલ કરનારાઓ કે જેઓ પોતાના અમલને અસ્થીર જોતા તથા આસપા-સનાઓના કાવત્રાઓથી કેવા શકમદ અને જુલમગાર થઈ જતા અને પોતાને મજબુત હાલતમા જોતાજ નરમ અને ઇનસાફી વલાણુ પકડતા, કેટલા બધા જેઓ પોતાના અમલની શરૂઆતમા ઇનસાફી અને દયાળુ હતા તેઓ આખરે પોતા સામે રચાતા કાવત્રા કે શત્રુતાથી જુલમગાર થતા અને સવળી તરફ શકથી જોતા હતા ! આતો જુલમગારોનો બચાવ થઇ પડે પણુ જેઓએ તવારીખનો પુરતો અભ્યાસ કર્યો હશે તેઓ એટલા માટે એવા દાખલાઓની સચ્ચાઈ ના પાડશે નહી. કેટલીબધીવાર આસપાસનો મામલો માણુસની ખરી અને કુદરતી વળાણુને જાહેર થવા દેતો નથી એટલુ સ્પષ્ટ જણાય છે અને તેજ આપણે જોવુ છે

તવગર માબાપને ત્યા જન્મેલો એટલે જન્મથીજ તવગર એવો કોઇ શખસ કે જે આસપાસનાઓનુ માન નાનપણુથી સરેરાસ મેળ વતો રહે છે, એવાને કોઇવાર કાંઇ બેદરકારી દેખડાવે છે તો તેની પરવા કરે નહી કારણુ તે જાણે છે કે ઘણુા માણુસો એટલે મોટો ભાગ તેને માન આપે છે આથી એવા કોઇ એકાદ બેથી તેના માનને અલવાર આવતી નથી કે કાંઇ ખરેખર ઘટી જવુ નથી એવી રીતે તે સેહલાઇથી મોટા મનનો ગણાય પણુ જેને ગરીબાઇમાથી એકાએક

મોટી દોલત મળી ગઇ છે અને જે તેટલામાટે હવે માન લેવાનો હક સમજે છે તે બીહે છે કે રખે તેના અસલના સાથીઓ હવે ધપોધપ બાધપર હાથો નાખે અને જેમ બીજા પૈસાવાળાઓને મળે છે તેમ તેને માન મળશે નહી આથી કોઇ, આગળ માફક છુટ ન લે એટલા-માટે તે જરા ઉચે ડોળેજ રહે આથી તેની આસપાસના અને આગળા સાથીઓ તેને ' આજ કાળનો, ' કહી કીનો લેએ

આ બનેને જન્મથી એક બીજાની હાલતમા મુકયે તો છેલ્લો પેહલ્લા માફક અને પેહલો છેલ્લા માફક કા ન વર્તે ? અને પેહલ્લા કરતા છેલ્લો વધારે સરસ લાગણીઓવાળો ખરેખર તો કા ન હોય ?

એક તદરોસ્ત અને જોરાવર અને તેટલામાટે થોડો કે ઘણો ખુબસુરત માણુસ જે પોતાને મળેલા આશીરવાદ જોય છે તથા તે માટે કોઇને ઇસારો કરતા અડછતુ પણ સાભળે એવો માણુસ કાઇ ચોકસ રીતભાત કે પોશાક ધારણ કરવાને કશી જરૂર જોય નહી કે દરકાર રાખે નહી, પણ જે પોતાના શરિર સબધી કે કાઇ પણ ખામી જોતો (conscious) હોય તે બીજાની રીતભાત કે પોશાક ઉછીનો લઇ કે નકલ કરી પોતાની ઘટ પુરી પાડવાની કોશેશ કરે તે બાપડો પોતાની નેમમા જણાઇ આવી અકકડખોર કે ઈન્તર કહેવાય

આ બન્નેને જો એક બીજાના શરિરમા મુકી શકાયે તો એક બીજાની માફકજ કદાચ કા ન વર્તે ? એક સારી લાગણીઓવાળા માણુસ કોઇવાર અનેક રીતે આશા ભગ થવાને લીધે અને ભવિષ્યમા પડતી આનતી જાય છે એવા ભય તળે કચડાયલો રહેવાને લીધે કડવા સ્વભાવનો બની જાય અને તાતો મીજાજ કરી નાખે છે, પછી વકી પ્રમાણે પડતી આવી ઉભી રહે છે, ત્યારે દહોડ ચતુરો ખભા હીલવે અને બોલે "જોયુ, વિનાશકાળે વિપરીત બુધ્ધિ, " Pride goeth before destruction " આ પ્રમાણે ઘણીવાર અસરને કારણ ઠોકી બેસાડે છે

જેઓ ફતેહમદ રાજા ન નીવડયા તેઓ કદાચ સારા ધર્મગુરૂ થયા હોત, જેઓ ફત્તેમદ તબીબ નહી થઇ શકયા તેઓ કદાચ નામચીન ધારાશાસ્ત્રી થાત જે સારો કારીગર નહી નીકલ્યો તે એક અતી કુશળ ખેડુત થઇ શકયો હોત દોસ્ત અને દુશ્મનો પણ હજાર માર્ગે થાય છે નિર્દોષપણે ઓચરેલા એક સખુનનો ખોટો અર્થ કરી

કોઇ આખી જીદગી સુધી કતા શત્રુ થઇ પડે છે, અને કોઇ મોહકુ જોઇ મેહરબાન દોસ્ત થાય છે અને જીદગીનો મદદગાર થઇ પડે છે બચપણામા બનેલો એક 'નજીવો' બનાવ મોટપણામા કરેલા એક કામ સાથે કારણ અને અસરનો સબધ ધરાવે, નાનપણમા બનેલો એકજ બનાવ બાકીની જીદગીને ચોકસ વલણ આપે

"અકસમાત" તો તારી જીદગીની હરકોઇ પળમા સમાયલો હોય, તો ચેત અને જીભને અહી તહી ગમે તેમ ફટકવા ન દે ઓ ભાઇ ! અહીઆ તો સઘળા એક બીજાની દયા ઉપર પડેલા છે ખુદરતી કારણને લીધે કે સંસારી કે રાજપ્રકરણી વગેરે કાયદાઓની ખામીઓને લીધે સઘળાજ કાંઈ અને કાઇ કઢગી હાલતમાં મુકાઇ ગયલા હોય છે, તેમાથી એક બીજાને સહાય થઇ સઘળાઓએ સારા માણસ થવાની એટલે ખુદરતી હાલે પોહચવાની કોશેશ કરવી જોઇએ એક માણસની વર્ત્તણુકના નજીવા ભાગને માટે ઘણીવાર બેદરકાર હસદખોરાઓ હોરમતને બેહોરમત કરી નાખે છે અને નીતિને છેડી મુકી અનીતિ કરી નાખે છે તેમને ખબર હોતી નથી કે હોરમત તે માણસની નીતિનો એક મોટો રક્ષણકર્તા છે, એટલુજ નહી પણ સુધારક છે જેમની તપાસ થવાની છે તેઓ હરપળ એક બીજાના ન્યાયધિશ થઇ જાય છે એવા માણસોમા કારણ અને અસર વચ્ચેનો સબધ જોવાની તિક્ષણતા હોતી નથી. હવે દાનેશ મદ વાચનાર બે બોલ કહી બધ કરૂ છુ "પોતાને ઓળખ"

---

## જગ્યાનો લોભ

---

"ઓ ઉચી જગ્યાઓ પર મોટાઈ કરતા બેઠેલા માણસો, લાખો કરોડો આખો તમને ખોટા ખ્યાલો વચ્ચે ટીકતી રહે છે, તમારા કામો માટે દફતરો ભરાય એટલી ખોટી ખબરો અને પરપુછ ફેલાતા રહે છે, પરવારતા માણસો તમારે માટે અનેક ખોટી કલ્પણાઓ કરતા ટાહુકાઓ મુકતા અને ટીકકાના બાણ છોડતા હોય છે" શેકસપીઅર

ઘણા ગધેડાઓપર પેગમ્બરોએ સ્વારી કરી છે ઘણા અરબી ઘોડાઓપર અરબી ભિખારીઓએ સ્વારી કરી છે પણ જે હલકી ઝપાઝપી આજનો વિષય છે તે ઘોડાની કે ગધેડાની પીઠ નહી પણ

માણુસનુ માથુ છે, અને તોપણુ આખી દુન્યામા એવી કોઇપણુ એકજ જગ્યા હોય કે જયા કોઇ માણુસના માથાપર ન બેસે તો તે રાજાનુ માથુ છે. અને તોપણુ રાજા પાદશાહોથી તે એક કગાળ ગામડામા ગામડીઆઓની 'મીતીગ' સુધીમા આ જાતની ઝપાઝપી પોતાનો કાણુ ધરાવે છે

રાજાના રાજવશી કુલના દીકરાઓ કે ભાઇ ભાડુઓ પોતાના બાપ, કાકા કે ભાઇનુ માથુ કાપી નાખી તેમની જગ્યા મેળવવાને ઉતાવળ કરે છે, તે ટપકાપાત્ર ઠડે પણુ જે તુચ્છ ગામડીઓ મને આચકો મારીને કે લાબી લાબી ફ્લાગ મારીને મારી આગળ કોઇ જગ્યાપર બેસી જવા ઇચ્છે, તે હુ રાજા હોત અને તે મારો વારસ હોત તો હુ મરી જાઉ ત્યાસુધી સબુરી રાખવાને બદલે મારૂ માથુ કાપીન નાખત તેની જામીનગીરી શુ છે? મનુષ્ય પ્રાણીના જનમથી મરણુ સુધી એક એવી જગ્યા કે વખ્ત દેખાડો કે જયારે જગ્યાનો લોભ કમકમાટભરેલો ન લાગે તો કાઇજ નહી તો હસવા સરખો પણુ ન લાગે? કોઈ પોતાની બાએડી સાથ રહેવાનુ શરૂ કરવાની ખુશાલીમા થોડાક મિત્રો એકઠા કરે તે જગ્યા કે વખ્ત આ ઝપાઝપીને અનુકુળ છે કે કોઇને સ્મશાને લઇ જવાને થોડા લોકો એકઠા મળ્યા હોય તે જગ્યા અને વખત બધબેસતા છે? કે મરકી અટકાવવાને કે દુકાળને માટે વિચાર કરવા કે સેતાનને દૂર રાખવા કે ખોદાના નમ્ર બદાઓ તરીકે પોતાની ભાવીક બદગી ગુજારવા એકઠા મળ્યા હોય તે જગ્યા અને વખત અનુકુળ છે?

હુ પોતે તો કોઈના માથાપર બેસવાની કદી ઉતાવળ કરીશ નહી, પણુ ઓર મારી પીઠ, સ્વારી માટે આપવાને તૈયાર છુ હુ તો એટલુ જ ઇચ્છીશ કે આ સ્વાર કોઇ માત્ર ફીલસુફ ન હોય કે જે, જયારે હું ભુખો થાઉ ત્યારે વાસ દાણો આપવાને બદલે 'સબુરી, સબુરી' કરી બુમ પાડે કે ઘોડીનો ખ્યાલ મને આવતાજ વળી 'સબુરી સબુરી' કરી બુમ પાડે. તેમજ મારી પીઠ ઉપર કોઇ મનુષ્ય ખવીસ પણુ સ્વાર તરીકે ઇચ્છીશ નહી કે જે હુ ભુખો થાઉ ત્યારે ચાબકાનો માર ખવડાવે હુ તો એટલુજ માગુ છુ કે કોઇ ખરો ગ્રહસ્થ મારો સ્વાર હોય કે જે હુ ભુખ્યો થાઉ ત્યારે મને ખાવાનુ આપે અને હુ થાકી ગયો હોઉં ત્યારે મમતાથી મારી પીઠ ઠોકે કોણુ કહેશે કે મારો

લોભ ઘણો મધ્યમ નથી ? મારા મિત્રો માનઅકરામો તો સુપરે અને રોપળે વધી ગયા છે માત્ર સાધારણ માણુસીક પ્યાર અને ભાઇબંધીજ પુરતા નથી

## દુનિયા એક નિશાળ

દુનિયાની નિશાળમા શીખેલો અને કસાએલો ન હોય તે
પુરો માનવી બને નહી શેકશપીઅર,

નાના ધાવતા બાળકોને નિશાળે મુકવામા આવે આ તો હદ થઇ છોકરાઓને નિશાળે બેશાડવાની લાયક ઉમર સાતથી આઠ વર્ષની ગણુવામા આવે છે, અને તોપણુ ધાવતા બાળકને નિશાળે બેસાડનાર અને શીખવનાર ઉસ્તાદ કુદરત પોતેજ છે તે આ અતિ નાજુક બાળવયની કેળવણી શરૂ કરે છે કે જે માણુસની ઘરડપણુની લાબામા લાબી હદ સુધી તેની આ દુન્યાની આખી જીદગીમા ચાલુ રહે છે એથીજ આ દુન્યા એક નિશાળ છે એમ કહેવામા આવે છે હવે આ બાળકની કેળવણી કેમ શરૂ થાય છે અને પહેલા તેને શુ શીખવવમા આવે છે તે જુઓ

પેહલાં તેની આખ કાન વગેરે ઇદ્રીઓની કેળવણીથી શરૂ કરવામા આવે છે એક ધાવતા બાળકને સૂર્ય કે બતી તરફ જોઇ પોતાના બન્ને હાથ ઉગાડ બધ કરતા તમે જોયા હશે, જાણેકે તે કાઈ પકડવા ઇચ્છતુ હોય એનું કારણુ આ કે, તે સૂર્ય અથવા બતીને પોતાની નજદીક પકડી શકાય તેમ મુકેલા સમજે છે અહીઆ આપણુને બફને (Buffon) પેહલા માણુસની શરૂઆતની લાગણીઓ ચીતારી છે, તે યાદ આવે છે કે જયા પેહલો માણુસ આખ ઉઘાડતા-જ સૂર્યને પોતાના શરિરનો એક ભાગ સમજતો દેખાડે છે હવે બાળક આ ભૂલ કરે છે, કારણુ કે તેને જગ્યાનો કે અ તરનો કાઇ ખ્યાલ નથી

આસ્તે આસ્તે તેની આ ભુલ સુધરતી જાય છે તોપણુ છેક પાચસાત વર્ષનુ કે વધારે મોટુ થવા સુધી સૂર્યને છેક નજદીક નહી, તો થોડેક દૂર ઝાડને લાગેલો કે સાજના ભોયપર પડેલો ધારે છે, અને તેને હાથ લગાડી આવવાની ઇચ્છા કરે છે, જે ભૂલ હજી આગળ ચાલતા તે સુધારે છે અને કુદરતી વિધ્યા તથા આખની રચના અને રોશનીને પથરાવા

તથા ફેકાવાના કાએદાનુ જ્ઞાન મળતા તે પોતાની ભૂન જુએ છે આ રીતે કેળવણી, કે જે જોળીમાથી શરૂ થઇ આખી જીદગી ચાલુ રહે છે તેના બે અવશ્ય અને ઓછા ન કરી શકાય તેવા ભાગ છે (૧) ભૂન અને (૨) સુધારણુ તે આપણા શરિરનાં બધારણુ અને આપણી હાલની જીદગીની રૂહે ફેરવાઈ શકે નહી તેવો એક કાએદો બને છે આ રીતે ભૂન પ્રથમ અને પછી સુધારણુ આવે છે જે રીતે આપણા શરિરની ઇદ્રીઓ કેળવાય છે તેજ રીતે આપણા આત્માની શકિતની એટલે મનની ખીલવણીમા પણ ભુલ અને સુધારણુ બે અવશ્ય ભાગ છે આ રીતે આપણી ઇનસાન્યતપણાની હાલતને આપણે નજરે નજર જોઇએ છીએ, અને કોઇક ઉસ્તાદનુ કહેલુ ખરૂ ઠરે છે કે પશુઓ માણસ કરતા વધારે સુખી છે, કારણકે ભોળવી ન શકે એવી કુદરતી પ્રેરણા તેનો ભોમીઓ છે, અને ફરેસ્તાઓ જયારે બીજા હાથપર પોતાની હસ્તીની રૂહે વધારે સલામત છે, ત્યારે ઇનસાન ! કેવી મુશ્કેલીઓ અને જન્મથીજ શરૂ થતી ભુલથાપો વચ્ચે તેને માર્ગ લેવો છે

આટલાંજ માટે કહેવામા આવ્યુ છે કે 'માણુસ ભૂલને પાત્ર છે--" "માફ કરવાને હમેશા તૈયાર રેહજે—" "પોતાને ચાહે-તેમજ તારા પાડોશીને ચાહજે"—"પડે તેટલી વાર પાછો ઉઠ—" "પ્રમાણીકપણુ સર્વથી સરસ રાજનીતિ છે" વગેરે કાનુનો આ જીદગીમા આપણને ચલાવવાને સલામત ભોમ્યા છે આ નિયમો આ દુન્યામા આપણને ઉપયોગી થયા છે એમજ નહી પણ વારે ઘડીની ચાલુ આદત અથવા કસરતથી તેઓ આપણા આત્માને ચલાવનાર જીવણુ શકતિ અથવા ભવિષ્યની જીદગી માટેના આખ કાનની કેળવણીનો પાયો નાખે છે, જયારે આ નિયમો તુચ્છકારનાર આ દુન્યામા પોતે દુખી થઇ બીજાને દુખી કરનાર બને, એટલુજ નહી પણ આ દુન્યાના ગર્ભસ્થાનમા તે અધુરો રહી ભવિષ્યની જીદગીમા આધળા, બેહરા જેવા અપગ રહે છે

આ રીતે કરણી તેની પાર ઉતરણી મુજબ, કુદરતના તોડી ન શકાય તેવા એકજ સર્વોપરી કાયદાને લીધે તેની ભવિષ્યની ખીલવણી કે અધુરાપણુ, આખ કાનની સપૂણુતા કે આધળાપણુ તેની આ જીદગી પર આધાર રાખે છે આ નિયમો એવા તો સામાન્ય

સચ્ચાઇપર રચાયલા છે કે લાગણીઓ અને ઇદ્રીઓ તેને જન્મથી ઠગી શકે છે તેમ તે કદી પણ ઠગાતો નથી આપણી ઉમદામા ઉમદા લાગણીઓ અને ભલામા ભલી ખાહેશોના હાથમા પણ આપણે સલામત નથી, અને તે આપણી જીદગીની અજમાએસમા વણી વાર જોઇએ છીએ સઘળી ભલી ખાહેશ કરવા છતા અનેક સબમથી કાઇ ગુરૂ આપણાથી થાયછે, અને આપણી ઉમદામા ઉમદા લાગણીઓ ઘણીવાર આપણી આ જીદગીનો છેડો લાવી મુકે છે, જેમ તવારીખપરથી ઘણા વણા ભલા માણસોનો તેમના ઉમદા ઝનુનને લીધે થયલો હાન આપણે જાણીએ છીએ

આપણી લાગણીઓ જેઓ વખત મુજબ, કેળવણી મુજબ, તદોરસ્તી મુજબ ફેરવાયા કરતી રહે છે તેવી ફરતી ચીજપર આપણે સઘળો આધાર કેમ રાખી શકીયે ? દેખીતુ છે કે સચ્ચાઇ અને તેમાથી કીરણરૂપે નીકળેલા ઉપર ટાકેલા જેવા નિયમો આ દુન્યા અને બીજી દુન્યાની આપણી સલામતી છે આ નિયમોથી આપણે ઘડાઇએ છીએ, અને ભવિષ્યની જીદગીમા એક બાળક ફરેસ્તો અવતરી શકયે. ત્યારે દેખીતુ છે કે ખરી કેળવણી મેળવવાને સચ્ચાઇની અગત્ય છે, અને હૈયાનુ સાદાપણુ તથા સાચાપણુ, આત્માની નમનતાઇ, સચ્ચાઇનો પ્યાર, સઘળા પ્રમાણીક લાગણીથી ઓચરેલાં મતોની માનયુકત અને ધીરજ ભરેલી તપાસ એ આપણી ખરી કેળવણીનો પાયો છે, જે કેળવણી ક, ખ, થી એમ એ, સુધીનીજ નહી, પણ જોળીમાથી હમેશગી સુધીની છે આત્મા ને પરમાત્મા સુધી પહોચાડનારી તેજ ખરી કેળવણી છે

આપણે સઘળા ફીલસુફીના પુસ્તકો પાઠ કરી જઇયે, સઘળા કેતાબખાનાની સઘળી કેતાબો શીખી લઇએ, તે સઘળુ બીજાની નજરે જોવુ તે છે, બીજાઓની મદદથી આપણે ચાલવુ તે છે, કુદરતથી ઉતરતા કોઇ પણ શિક્ષકને આપણો શિક્ષક કરવો તે છે જુની અને વપરાયલી કેળવણી મેળવવી તે છે અને નહી કે કુદરતના ભડારમાથી તેને નવી અને તાજી આપણે માટે મેળવ્યે છીએ નહી કે આપણે કુદરત સાથ મોહડે મોહડુ વાત કરતા હોઇએ છીએ એક વિદ્વાન કહે છે "Books are for idle hours" ચોપડીઓ તો પરવારતા વખત માટે છે એટલે પ્રથમ અગત્યનું તો કુદરત સાથ

જાતે ગોફ્તગો ચલાવવી (contemplation) તે છે જે એટલુ તો અવશ્યનુ છે કે વિદ્દવાન કે અવિદ્દવાન માટે દિવસનો ચોકસ ભાગ ખાસ એ કામને આપવાને વિચારવત માણસોએ એક અવાજે સલાહ આપી છે

જોકે આપણા ગ્રથકર્તા ઉસ્તાદોની ચોકસ હદ સુધી જરૂર છે કે જેમ આધળાને ચલાવનાર ભોમયો જોઇયે છે કે નાના બાળકને હાથ પકડી ચાલતા શીખવવામા આવે છે, તેમ એક સોક્રેટીસ કે પ્લેટો આપણને કામ આવે અને આપણે તેમના ગમે એવા આભારી થઇએ તો પણ એક વખત એવો આવવો જોઇએ કે જયારે આપણે પોતેજ આપણા પગપર ખડા રહી શકયે અને કોઇની મદદ વિના ચાલી શકયે, તથા કુદરતને આપણી પોતાનીજ પૂરી ખીળેની આખો વડે જોઇ શકયે એજ દરેક માણસની જુદી જીદગીનુ સાર્થક છે હવે આપણને સમજ પડે છે કે વ્યાકરણ, ભુગોળ કે અકગણીત હૈયાની સાદાઇ કે સચ્ચાઇ અને અતકરણની નમનતાઇ વિના સઘળુ સીખી શકયે તોપણ ખરી કેળવણી તો તે વિના મળી શકેજ નહી ખરેખર, જે સાચી કુદરતને પોતાનો ઉસ્તાદ બનાવે તે પાક અને સાચ્ચો પોતે બન્યા વિના આ કેળવણી ચાલુ રાખી શકે નહી

આ કેળવણી માટે "મોટી બુદ્ધિ" નુ કામ નથી દરેક માણસ ચાહે તો સાદુ અને સાચ્ચુ હૈયુ અને નમનતાઇ ધરાવી શકે અને મોટી બુધ્ધિ એટલે પૂરી ખીળેલી આખો તેનુ કુદરતી પરિણામ બનશે બુધ્ધિ અથવા મનશકિતના સઘળા પ્રકારોનો પાયો 'મનની આખોથી જોવુ' (mental perception) છે, અને જુઠ એટલે 'જે નથી તે,' ત્યારે જે નથી તે છે એમ જોઇજ કયાથી શકાય? વળી આપણે ઇશ્વરમા રહીએ, હીલચાલ કર્યે અને હસ્તી ભોગવ્યે "Live, move and have our being in God" અને સેતાનમા જોઇ શકયે નહી આપણને માત્ર સાચા થવા દો અને બાકીનુ કુદરત કરશે જેમ આપણે એક બીજનુ ઝાડ બનાવતા નથી પણ કુદરત બનાવે છે, જ્યારે આપણે તો માત્ર ચોકકસ અનુકુલ સજોગોમા તેને મુકયે એટલુજ કરી શકયે

આ ઉપરથી આપણને સમજ પડી શકે છે કે કુદરત પોતાનો પસદગીનો હાથ એક એમ એ કે ખોટા ફીલસુફપર ન મુકતા કોઇ 'અભણ' ખેડુતપર મુકી દેય તો આપણે અચરત થઇએ નહી

આવી રીતે સાદાં અને સાચ્ચાં હૈયાં, આત્માની ખરી નમનતાઇ, અને સચ્ચઈ તરફના માન ભરેલા પ્યારથી સજજ થયેલો માણુસ ગમે એટલી ભૂલ કરે કે ખોટા માર્ગપર પણ દોડી જાય તો પાછો ખરા માર્ગપર મુકનારાં તત્વો તેના પોતામાજ છે, અને તેની ભૂલચુક અને ખોટા કામ પણ તેના શિક્ષણનો એક ભાગ બને છે સાદુ અને સાચ્ચુ હૈયુ અને નમનતાઇ આ રીતે આપણા આત્માના બીજની જીવણશકિત છે, જે વિના આપણે ઇશ્વરી બખ્શતની ઝાડ રૂપી સપુર્ણતાએ પહોચ્યે નહી

એક બેહદ આત્મા જેની હદનો આપણે ખ્યાલ કરી શકયે નહી તેની કેળવણીને આપણે હદ મુકી શકયે નહી



## લેખક

---

લેખક એટલે શુ ? આપણે એક કારકુન વિષે બોલતા નથી, એક ગ્રથકારના અર્થમા બોલ્યે છીએ ત્યારે લેખક એટલે શુ ? પોતાના વિચારોને લેખીત ભાષામા રજુ કરનાર એક લખનારની ફત્તેહ તેના વિચારોના ખરાપણામા છે ખરી રીતે વિચારવુ એ કોઈ ચોકકસ માણસોનો હક અને મતા નથી, પણ સવળાનો, કોઇનો પણ હક છે હવે ખરી રીતે વિચારવુ એટલે શુ ? કુદરતે પોતાની પેદાયશો અને ગોઠવણો વચ્ચે જે સબધ સ્થાપ્યો છે તે સબધ આબેહુબ રજુ કરવો આ રીતે માણસનુ મન એક આરસીરૂપે કુદરતને પાછી ફેકે છે આથી એક લખનાર ઘણે દરજજે એક શબ્દરૂપી ચિતારા માફક છે અને તેના ચિતારના આબેહુબપણાપરથી તે લખનારની વધતી ઓછી ખુબી કહેવાય છે પણ જે 'માત્ર લેખક' (mere author) થવાનો લોભ રાખે તે પોતેજ પોતાની નેમને ઉધી વાળે છે આપણો વધતામા વધતો લોભ 'લેખક' થવાનો નહી કે "રાજા" થવાનો નહી, પણ 'માણસ' થવાનો જોઇએ જે માણસ થવા તરફ કોશેશ કરે છે તે તેજ વેળાએ લેખક થવા તરફ કોશેશ કરે છે એક 'લેખક' કહો કે એક 'મોટો લેખક' કહો, તે કોઇ બીજા માણસો કરતા અદભુત માણસ નથી તે પોતાના કોઇ પણ

ભાઈબંધ જેવોજ છે તેની એક બાજુ ભૂલ, ખામી અને બેવકુફાઇથી બનેલો છે કે જેમ સઘળા માણસોમા જન્મથીજ અધુરાપણુ અને અજ્ઞાનપણુ હોય છે પણ તેની બીજી બાજુ જુડના હડહડતા તિરસ્કાર, સચ્ચાઇના સમાઇ નહી શકે એવા પ્યાર બેરઇનસાફ અને જુલમાતના જાપેદાનના ધિક્કારથી બનેલી હોય છે. આપણે જોયુ કે પેહલુ તો સઘળા માણસોમા છે, ત્યારે આ બીજી 'પાખ' આપણા ઘરમા વધારેની છે અને આપણે લેખક થવાના ધોરી રસ્તાપર ઉભા જે જુલમાત આપણા વચ્ચેથી ઓછો થયો છે, જે સંસારી અને રાજદ્વારી લાભો અને ઇનસાફ આપણે આજ ભોગવ્યે છીએ 'મંડળી' નો એક ભાગ બીજા ભાગ તરફ જે કાંઇ ઇનસાફથી વર્તે છે તેને માટે આપણે મોટે ભાગે આગળ થઇ ગયના 'લેખકોને' આભારી છીએ આ રીતે આપણે જોઇયે છીયે કે એક લખનાર વાજબી કહે છે તેમ એક ખરા અને અસરકારક લેખકનુ કામ "મનુષ્ય કુદરતના કામકાજોમા સર્વથી ચઢતુ છે" "(highest function of human nature" અને કોઇ પણ ઓધ્ધો કે માનપાન આ દુન્યા આપી શકે તે, તે ઉમદા કામથી ચઢતુજ છેજ નહી ખરેખર જે એક દોજખને આપણે માટે બેહસ્ત બનાવે તે ઘણુજ ઉમદા હોવુ જોઇએ, અને તેને માટેની કોઇ પણ કિમ્મત મોંઘી કહેવાય નહી, પણ એક ખરા લેખક થવાને એક જોગીના ઘણાક ગુણો જોઈએ તેણે એકાંતપણામા રહી શકવુ જોઈએ માનપાન અને કીર્તિની આશા રાખવી ન જોઇએ ન જણાએલા "કોઇ મી० ફલાણાચીના" તરીકે ખુણેખાંચરે પડેલા રહેવા માટે અધિરા બનવુ ન જોઇએ ગરિબાઇ અને તંગીમા રહેવુ પડે તો તે માટે તૈયાર રેહેવુ જોઇએ, તુચ્છકારાવાને પણ તૈયાર રહેવુ જોઇએ શુ પેલુ "મનુષ્ય કુદરતનુ ચઢતામા ચડતુ કામ" કરવાને આપણે એટલુ ખમવાને રાજી ન થઇશુ ? ન થઇએ તો લેખક થવાને આપણે લાયક હોઇએજ નહી અને એવા લેખકને કુદરત પોતાના સઘળા બળથી કદી પણ મદદ કરનાર નથી કદાચ તે એક "દીવાનખાનાનો લેખક" થાય, બે ચાર દહાડાની ફુકરાજી અને ગડબડ સડબડનો લેખક થાય, દોસ્તોના, કાન ફાડી નાખનાર પડઘમો અને પીપારીઓ તેને "મોટો લેખક" જાહેર કરે, પણ ખરો લેખક તે કદી નથીજ, અને થોડા વારમા ઘટતા અંધકારમા પાછો પડવાનો

કુદરતમા સ્થપાયના સબધો શોધી કાઢવાને એક લેખકે સીધી રીતે પોતાની શારિરીક અને મનની આખોથી કુદરતને વાચતા જોઇએ એક લેખકે એક વાચક પેહલે થવુ જોઇએ એક મોટા લેખકે મોટો વાચક થવુ જોઈએ પણ આખી દુન્યાની સઘળી ચોપડીઓ કે સઘળી સર્વથી સરસ ચોપડીઓ વાચવાનુજ પુરતુ નથી, કારણકે તેથી માત્ર એક ચોપડીનો કીડો (book worm) તે બને ક પોતાના માથાપર આ સઘળી ચોપડીઓ ઉપાડનાર હેનકરી બને અસરકારક વાચક અને અસરકારક લેખક થવાને સચ્ચાઇનો સમાઇ ન શકે એવો પ્યાર જોઇએ, અટલુજનહી પણ આફત, તગી, ગરીમાઈ અને હેરાનગીત પણ, એકકની આખ આગળ સઘળી ચીજોને અને સચ્ચાઇને નવી નવી રોશનીમા રજુ કરનાર તરીકે, ઘણી રીતે આવકારદાયક સમજવા જોઇએ

હવે એક લેખક ક કાઇપણ બુધ્ધિવાન માણસ કીર્તિના કે બીજા દુન્યાદારી લોભથી પોતની બુદ્ધિનુ ખુન કેમ કરે અને તેને ખીલતી કેમ અટકાવે તે દેખાડવાને એક ફ્રચ વાર્તાનો સાર નીચે આપ્યો છે —

જરમનીના જગનમા હરમન કિનફર્ડ નામ માણસ રહેતો હતો બચપણથી લાકડાપર તરેહવાર કાતરકામ તે કરતો હતો રફતે રફતે તના હુન્નરના નમુનાઓ આજુબાજુના ગેહરોમા જવા પામ્યા અને તની મહુજ વાખવાખી થવા માડી એક દહાડે હરમન પોતાના ઘર આગળ બેઠા હતો ત્યારે એક ઘોડસ્વાર કે જે ફ્રેન્ચમેન હતો તેણે આવી પુછ્યુ ,, હરમન શિલ્પી કય રહે છે ?', તેણે કહ્યુ " હુજ હરમન છુ " પેલા ફ્રેન્ચમેને કહ્યુ" હુ તમારા હુન્નરમદીના નમુનાઓ ખરીદવાને આવ્યો છુ ' શુ ? તે અજબ થઇ બોલ્યો, " તમે આ કગાલ ગુલ્ડામ રહો છો એક નામાકીન હુન્નરમદ ચુનાપર રમોઇ થાય ત્યા બેસીને કામ કરે ? બેશ્ચીન તમારૂ ભવિષ્ય ગુમાવો છો જો તમો પેરીસ આવો તો અહી બીર પીયા કરો છો. તેને બદલે ચમ્પીન મળશે, નાટકો જોવાના મળશે, થોડા વારમા તમારી કીર્તિ ચોમેર ફેલાશે અને ગાડીઘોડા અને વાડી બગનાવાળા થઇ જશો. હરમને બહુ હુજત લીધી કે મારી જગનની રીતભાત, મારા દોસ્તો અને ઘરડી મા છોડીને હુ કેમ આવુ ? પેલાએ ઘણુ સમ-

જાગ્યો, પણ તેણે નાજ કહી આથી તે ફ્રેન્ચમેન તો લાચાર થઇ જતો રહયો, પણ હરમનનાં મનમા એ વાત એટલી તો ઘર ઘાલી બેઠી હતી, અને લાલચ એટલી તો થતી કે તે સોહરાઇ મુકાઇ જવા લાગ્યો આખરે તેની મા સઘળુ પામી ગઇ અને તેને જેમ તેમ સમજાવી મુસાફરીનો સામાન તૈયાર કરી આપ્યો, અને હરમન પારિસ જવાને નીકળ્યો આસરે વીશેક દિવસે ત્યા પહોચતા પેલા ફ્રેન્ચમેનનુ ઠેકાણુ પોતાને ખબર હોવાથી ત્યા ગયો તેણે અજબ થઇ આવકાર આપ્યો અને કહ્યુ કે "હવે કિર્તિ અને પૈસા મળવાને કાંઈ વાર લાગશે નહી ન્યુસ્પેપરવાળાઓના મડળમા હુ તમને ઓળખાણુ કરાવીશ તેઓ એક નાના માઇકાએલ એનજેલો (આગળ થઇ ગએલો નામાકિત શિલ્પી) તરીકે તમને જાહેર કરશે આવતી કાલે થોડાક પ્રખ્યાત હુન્નરમદો મારે ત્યા જમવા આવશે, તમે પણ સાજે જરૂર પધારજો અને તમારી કારીગરીના થોડાક નમુના લેતા આવજો" બીજે દહાડે હરમન વેળાસર ગયો, જયા અનેક હુન્નરમદ સાથ તેને ઓળખાણુ કરાવવામા આવી તેઓએ તેની હુન્નરમદીના નમુના જોઇ બહુજ તારીફ કીધી તેઓમા એક ન્યુસ્પેપરવાળો પણ હતો તેણે કહયુ "કાલે હુ મારા 'પેપર' મા તમને જગતના મહાન કનોવા (એક મોટો શિલ્પી) તરીકે જાહેર કરીશ" બીજે દહાડે પેનો ન્યુસ્પેપરનો પ્રતિ નીધી પોતાનુ ન્યુસ્પેપર લઇ આવ્યો, અને હરમનને વાચવા કહયુ કહાણીકિસ્સાથી ભરપુર, તેની જીદગોને એવી તો ચીતારી હતી કે હરમન અજબ થયો પોતાની જીદગીમા કાઇ પણ બનેલુ નહી એવુ એવુ વાચીને તેણે પુછયુ "એ સઘળાની મકસદ શુ ?" "મકસદ ?" તેણે કહયુ "જણાયા કરશે કાઇ બીજા આધારણ માણસની જીદગી માફક તારે માટે લખાય તો કોઇ તને નજર ન આપે એ હવે મારા નખાણુથી તારે ત્યા ખરીદી કરવાને કેહવો દરોરો પડે છે" હરમને કહયુ "શુ કીર્તિનુ પેહલુ પગલુ જાુ છે ?" એટલામા એક નોકરે આવી કહયુ કોઇ ગ્રહસ્થ રોડને મળવા આવ્યા છે પેલા ન્યુસ્પેપરવાળાએ હરમનને ઇસારત કીધી "હ! જોયું લોકોનો દરોરો તો ચાલુ થવા મડયોજ છે" એક ગૃહસ્થ ઓરડામા દાખલ થયો જેને હરમને કેટનાક નમુના દેખાડયા પણ એક કગાળ ઓરડામા, જયાં પાધરૂ "ફરનિચર" નહી ત્યા આવા કારીગરીના નમુના તેને

ગળે ઉતરતા ન હોય એમ લાગતાજ પેલા ન્યુસ્પેપરવાળાએ તાપસી પૂરી, " મી૦ હરમન આજ વાદળ વરતામા બરોબર દેખાતું નથી તમારા ' સ્તુડીઓ ' (દુકાન) મા એમને લઇ જઇ પછી દેખાડયા કરજો " ' શુ ? એમનો ' સ્તુડીઓ ' છે ?,' પેલા ગૃહસ્થે જરા ઉલટમા આવી પુછ્યુ ન્યુસ્પેપરવાળાએ કહયુ, " નહી, પણ જલદીથી લેવાના છે ત્રણ હજાર ફ્રૈંક ભાડુ છે એક બાગને માથે એક મોટી ઇટાલ્યન ગેલરીના આકારમા તે બનાવવામા આવશે " પેલો ગૃહસ્થ અજાઇ ગયો અને પોતાને જોઇતી બનાવતોની મોટી વરદી આપી ગયો તે જવા પછી પેલો છાપાવાળો ખુબ હસવા મડયો અને બોલ્યો " મારા મિત્ર, અહી કાઇ જગલ નથી યાદ રાખ કે તુ પેરીસમા છે લોકોના ફાટા લોકોના શોખ અને ' ફેસન ' ને માન આપવુ પડશે અહી કાઇ તારા શોખ પ્રમાણે ચાલશે નહી એક હુન્નરમદની ખરી તપાસ કરવાને વિધ્યા અને સારો શોખ જોઇએ તે શુ આ અભણ વેપારીમા હોય ? એ તો માત્ર તારો માલ ખરીદી પોતે પૈસા કમાવાની કાળજી રાખે છે જેનુ નામ વધારે જાણીતું ત્યા એ જવાનો બીજા સઘળાની એને દરકાર શુ ?" એમ કરતા રોજ રોજ છાપામા એવા તો ચટાકાદાર લખાણો ચાલે કે હરમનની કીર્તિ ચોમેર ફેલાઇ ગઇ અને માલેતોજાર થઈ ગયો કીર્તિ અને પૈસા મળવા લાગ્યા, પણ તે છુટાપણાને ભાગે એક વાર જગલમા તેની બુધ્ધિ હવામા ઉડતા પક્ષિની માફક તમામ કુદરતને પોતાનુ ખેતર બનાવતી હતી કુદરતની આગેહુબ તે નકલ કરતો તેના પહેલા નમુનાઓ વાજબી રીતે વખણાવા લાગ્યા પણ હવે લોકમત અને ફેશનની સાકડી હદમા પોતાની બુધ્ધિને સકોચવી પડવાથી, જે અતરજ્ઞાન અને કુદરતી બસારત તેનામા આગળ થતા તે જતા રહયા, અને તેના નમુનાઓમા કાઇ ને કાઈ ખામીઓ પેદા થવા લાગી પેલા ન્યુસપેપરવાળાના હરીફો હતા, તેઓએ શત્રુતાની ચગોર આખોથી હરમનની ખામીઓ જોઈ કાઢી સહરાઘાતભરેલી રીતે જાહેર કરવા માડી એટનુજ નહી, પણ તેના શરિર અને મગજની ખામીઓ દેખાડવા અને હસી કરવા મડયા, હરમન જાણતો હતો કે આ સહરાઘાતભરેલુ તોપણ કાઇક ખરૂ પણ હતુ તેનીપર એવી તો અસર થઇ કે તે માંદો પડયો તેના કેચમેન દોસ્તે તેને છટવી હવા

ફેરફાર કરવા જવા સલાહ આપી ઘણેક મહીને પાછો ફરતા કોઇ તેને કામ સોપે નહી કોઈ નવોજ કારીગર 'ફેશને બલ' થઇ પડેલો, એટલે હરમન માખ મારે તેણે પોતાના દોસ્તોની સલાહ લીધી જેઓએ કહ્યુ " ભાઇ, એ તો એમજ હોય જેમ તમને તાડપર ચઢાવવામા આવ્યા, તેજ રસ્તે તોડી પાડવામા આવ્યા, એમા અજબ શુ ? તમે હવે તો ચિતારા થાઓ, કવિ બનો કે નાટક લખનાર બનો વળી લોકોને કાઇ નવ દહાડાની નવાઇ જેવુ લાગે તો તમારી ઉપર મરી ફીટશે હવે બીજો તો કાઇ ઇલાજ નથી " હરમન ચિતા અને ગુસ્સાથી બિમાર બની ગયો અને એક દહાડ ચીરડાઇને પોતાનો સરસામન વેચી નાખી, પોતાને ઘર જરમનીના જગલ તરફ પાછો ફર્યો, જયા બાપડા મુઝાઇને થોડા વખતમા મરણ પામ્યો

## તલવાર નાગી અને મ્યાન કીધેલી.

નાગી તલવારનુ રાજ ગયુ છે, પણ મ્યાન કીધેલી તલવારનુ રાજ હજી ચાલે છે સુધરેલા,' કહેવાતા મડળમા જાહેર જુલમાત હોઇ શકે એ તો બેહુદુ અને ઉલટપાલટ લાગે અને બહારનો કે ઉપરટપકેનો અદાજો પણ ન ધરાવનાર તરીકે જગલીથી ક્યારે ઉતરતી હાલતમા આપણે આવી પડિયે અને જયારે નાગી તલવારનુ રાજ ઓછુ થયુ હોય છે ત્યારે મ્યાન કીધેલી તલવારનુ રાજ ઓછુ ન થયનુ, કદાચ ક્યારે હોય છે જાહેર જુલમાત ન હોય પણ છુપો હોઇ શકે છે દીગોળાઓ વડે કે મુકકાઓ ચઢાવી ચકલે ચકલે, પોશાગીરો તમારો હાથ ઝીના શોધી મારવાને ફરતા હોતા નથી, પણ 'કાયદા' ની ધમકી આપનારા પોશાગીરો bullies ઘણા હોઇ શકે છે અગત્ય કરીને જો તમોને કાયદાનુ જ્ઞાન ન હોય તો પરોપ કારી જેવા દેખાતા ચહરા અને માફી જેવા સાથે ઘરવાળા શેઠ કહે છે, "ભાઇ, સાજના છ વાગ્યા છે હજી પણ રાતના બાર વાગતા સુધીમા ન ખાલી કરશો તો કાઇ નહી, પણ કાલનો દહાડો ચઢશે તો આખા મહિનાનુ ભાડુ લઇશ હો, લઇશ હો તમારે રહેવુજ હોય તો સુખે રહો અમારી ના નથી ગાયનુ દુધ છે, પણ તમે 'નોટીસ' આપી છે તેથી કહુ છુ હો ભાઈ કહેને કે હુ તો બેફામ

રહયો, તેથી કહું છુ હો ભાઇ એક દહાડો ચઢશે તો આખા મહિનાનુ ભાડુ લાગુ પડશે, લઇશ હો મારે કોઇનુ હરામ ન જોઇએ બેલાશક બે માણુસને પૂછો, કાયદા પ્રમાણે માગે તો ચાલવુ " સેતાનને શાસ્ત્ર ટાકી બતાવવાની ટેવ હોય છે, તેમ તેના હથિયારો અને આડત્યાઓને 'કાયદો' ટાકી બતાવવાની ઘણી વાર ટેવ હોય છે—અગત્ય કરીને જયારે તેમના ભોગને કાયદો ખબર ન હોય કે કાયદાના શબ્દાર્થથી કાઇ તેમનો પોતાનો લાભ સરતો હોય આ સુધરેલા જમાનામા, ભરેની બદુક અને નાગી તલવાર સાથનો લુટારો કે જુનમગાર એક તુચ્છ શત્રુ છે, પણ જે જુલમાતની સામે આ કલમરૂપી તલવાર ઉગામી છે તે તો એક વધારે જાલમ, છુપો, મ્યાન કીધેલી તલવારનો જુલમ છે ગાડીઘોડાવાળા પોશાગીરો, કાયદાસર ગેરકાયદે કે અન્યાયથી વતનારાઓ, અપરાધી ન્યાયધિશો, વરૂ—મેઢાઓ તમો છેકજ તુચ્છ શત્રુ નથી 'સાચાનો એક રસ્તો, જુઠાના હજાર રસ્તા' સચાઇના ખરેખરા અજીતપણા છતા, ફરેસ્તાઓ અને ખોદાની સઘળી હિમત છતા, સચાઇ સુર્યના જેવી ઝળકતી છતા, સેતાન્યતભરેલા પ્રપચરૂપી વાદળ પછવાડે કાઈજ નહી તો એક ક્ષણ, એક ટુકી ક્ષણ ઢકાઇ જાય છે સુભાખીતપણા અને તર્ક શકિતના તિક્ષણુ માણો બુઠ્ઠા જેવા થઇ પડે છે, અને સચાઇની ધજા તળે લડનાર વીર પુરૂષ પોતાની સઘળી બહાદૂરી, સઘળી સચાઇ, સઘળી વાકચાતુરી છતા દીગમુઢ બની એક ક્ષણભગુર ઘડી હારેલો જેવો અને નીચો નમાનો થઇ પડેલો લાગે છે ત્યારે ઓ વાચા વગરના કે વાકચાતુરી વિનાના બાળકો, કોમળ સ્ત્રીઓ અને ભોળા ગમાર મરદો, તમારા અશકતપણા અને જેખમને તે વીરલો તિક્ષણુપણે જોય છે અને દયા અને અફસોસ તેના દિલને ભરી નાખે છે ઓ જુઠા પ્રપચી શખ્સો ! જયારે વખત અને સજોગ તમને કાઇજ મદદ કરશે નહી, જયારે નબળુ પડેલુ શરિર અને મગજ તમને સેહલાઇથી બીજા જુઠા અને પ્રપચીના ભોગ થવા દેશે, ત્યારે એક સાપ બીજા સાપને ગળી જાય તેવી તમારી હાલત ન થઇ પડે, માટે એક વાર સચાઇ અને ઇનસાફનો પીછો પકડી લો ઓ સાચ્ચા અને ઇનસાફી શખ્સો ! તમો બે વાર સાચા અને ઇનસાફી બનો એક વાર તમારી જાતી સચાઇ અને ઇનસાફની રૂએ, અને બીજી વાર એક નબળા વખતની સામગ્રી તરીકે

# ચુપકીદી સોનુ છે

ચુપકીદી સોનુ છે, ખરૂ, પણ જયા એક લાખ ચુપકીદી રાખનાર હોય, ત્યા એક પુરતુ બોલનાર નથી અરે! આપણે દફતરો ભરીનેજ નહિ પણ એક સૃષ્ટિ ભરીને બોલી શકિયે તારી ચુપકીદીને પણ બોલવા દે મુગી માણસજાત બલકે તમામ પ્રાણિ દુનિયા માટે બોલવાની બહુ જરૂર છે શુ તને આ મુગાઓ તરફ એક કરજ અદા કરવાનુ નથી? શુ તુ પોતે મુગો નથી? એક માણસ તરીકે જે નાની હદમા તુ વિચારી અને બોલી શકે છે, તેટલોજ જોતો અને વાચા ધરાવતો પ્રાણિ તુ છે ફરેસ્તાઓ કે વધારે ઉચી હસ્તી સાથ સરખાવતા તું માત્ર આધળુ અને વાચા વગરનુ પ્રાણિ છે, ત્યારે વધારે જરૂરનુ છે કે તારા સઘળા જોરથી બોલ, માત્ર ફોકટ અને અથ રહિત બોલીશ નહિ કે જે મુગા કરતા વધારે મુગાપણુ છે, જેમ બીનજરૂર અને મિથ્યા કામોમા રોકાવુ ઉધ્યોગ નહિ પણ આળસાઇજ છે "ચુપકીદી સોનુ છે" એમ તારા ઘરમા ચોરી કરવા આવનાર તારૂ મોહડુ બધ કરવાને કહેશે "ચુપકીદી સોનુ છે" એ એક કાયદો નહિ પણ ચેતવણી છે, અને માત્ર સભાળથી બોલવાને કહે છે, કારણ અવિચારી પણે બોલવાથી પોતાને કે દુનિયાને ફાયદો ન કરતા આપણી અને બીજાની શાતિ ગુમાવિયે છિયે સારાશ આ કે જમાનાઓની કસોટીમાથી પસાર થયલી કહેવતો અને દુનિયાના એકઠા કરેલા ડહાપણનો ખજાનો કાઈ ચાવીને તૈયાર રાખેલો નવાલો નથી કે તુ ગળી જાય વિચાર કર, પોતે પોતા માટે વિચાર કર, એજ ડહાપણનો મુળ માર્ગ છે, નહિ તો મતલબિયાઓનો ભોગ તુ થઇ પડશે આપણે ઘણીવાર બીન સાર્થક બોલિયે છિએ, કારણકે આપણી જાલો દરિયામા નાખવાને બદલે આપણા ભેજા કે મતલબિયા હૈડામા નાખિયે છિયે આપણી બુદ્ધિ દોડાવવાને એક સૃષ્ટિ આપણને આપવામા આવી છે, પણ આપણે એક ટાહુકાસ ગ્રહ jest-book લઇ બેસિયે છિયે અને વિચાર અને વાચામા સદાના મુફલસ રહિયે છિયે



# એક મકકમ સાદી અક્કલનુ માણસ

ઘણા વિદ્વાન ગધેડાઓ "યુનિવર્સિટીઓ" ની સનદો ધરાવતા હોય, બાદશાહી છાપ અને મહોર સાથનો એલકાબ તેમની વિદ્વતા કે લાયકીની ખાતરી આપે, પણ એક મકકમ સાદી અકકલનો માણસ ખુદા તરફની સનદ ધરાવે છે અને પાદશાહોના પાદશાહે તેપર પોતાના છાપ અને મહોર મુકયા છે

મતલબીઆ, ચુચવી મારનારા, માથા કુટયા, ટુકમા બેઅકલી માણસો મોટે ભાગે સાધારણ રીતે મળતા રહેવાથી જ્યારે આવા એક મજબુત સાદી સમજના માણસનો મેળાપ થાય છે ત્યારે એક મોજ સમાન લાગે છે તે માણસજાતના નામની પ્રતિષ્ઠાનો તારણ કર્તા છે અને માણસોની દગલબાજી અને બેવકુફી જોઇ તેમને ધિક્કારવા સુધી જઇ પ્હોચેનાને, માણુસને ચાહનારમા પાછો વટલાવે છે તમો પુરૂ બોલી રહો તેટલા તે સમજી ગયલો જણાય છે તમારી મુશ્કેલીઓ તેની કને આશાન કરાવવાને મનમા ખ્યાલ કરતા હોવ તેટના તે તમારી મુશ્કેલીઓને પોતાના સ્વાધીનમા લઇ ચુકયો છે તમારી હાજતો તેને કહેવાનુ શરૂ કરો તેટલામાજ તે તમારી હાજતો ચેતી ગયો છે અને તમોને વિસ્મય પમાડે છે, જાણેકે તે અને તમો એકજ હોવ તેમ તે સઘળુ ખુલ્લુ જોય છે શરમના માર્યા આપણે કાઇક છુપાવવાની કોશેશ કરતા કે અચકાતા હોઇયે તેટલા "એમા શુ શરમાવાનુ મી૦—હુ પોતે ઘણીક વાર એવીજ હાલતમા મુકાયો છુ " વગેરે બોલી દઇ આપણી અચરતી વચ્ચે આપણો રસ્તો ખુલ્લો કરે છે

આડા સવાલો પુછી સીધા જવાબોની આશા તે કદી રાખતો નથી, કારણકે તે જાણે છે કે જવાબપરથી તેમજ સવાલપરથી માણુસની અકકલ પારખી શકાય છે તે ગમે એવા વેશધારીથી ઠગાઇ શકતો નથી શુ એક આકાશી પ્રેરણા તેનામા કામ કરતી નથી ? ફરેસ્તા અને મજબુત સાદી અકકલના માણુસ વચ્ચે આટલો ફેર છે કે પેહેલો જ્યારે અણદીઠ હોય છે ત્યારે બીજો શારીરિક હાજરીથી જાહેર થાય છે, તોપણ અનેક વખત મદદ માગવામા આવે તે અગાઉ એક ફરેસ્તાના અંતરજ્ઞાનથી મદદે ધાય છે મજબુત સાદી અકકલના માણુસો

માણસ જાતના બરડાની કરોડસમાન છે, દરેક દેશ અને દરેક પ્રજા બીજા દરેક દેશ અને પ્રજાને તુચ્છકારે છે અને તોપણ સઘળા દેશોમા અને સઘળી પ્રજામા, સર્વ દેશના લોકને અને સર્વ પ્રજાને ચાહનારા હોય છે તેનો ભેદ શો ? આ મુજબુત સાદી અકકલના માણસો તેમની કને ગુનાબનુ ફુલ લઇ જાઓ અને તુર્ત તેઓ કહેશે, " જેને આપણે ગુલાબનુ ફુલ કહિયે છિયે તે બીજા કોઇ પણ નામથી તેટલુ જ પમરશે " ટુકમા મજબુત સાદી અકકલના માણસો માણસ જાતની હાલની અને ભવિષ્યની આશા છે



## પ્રમાણ વિષે

સર્વથી હલકામા હલકી ચીજ જે આપણને મોટામા મોટા બોજા પેઠે કચડી શકે તે ફુકરાજી છે સર્વથી નાનામા નાના દરવાજા જેમાથી મોટામા મોટી ચીજો—એક દુનિયા બલકે એક સૃષ્ટિ દાખલ થઇ શકે છે તે આપણી આખ અને કાન છે પાપ અને શિક્ષા વચ્ચે શુ પ્રમાણ હોય છે, કે જયારે એક ઉદાર આત્મા પોતાને નુકસાન કરનારને માફ કરે છે એટલુજ નહિ પણ ફરીથી નવાજે છે કારણકે એક વાર જેનાપર મેહરબાની દેખાડી મોટો કર્યો તેને નીચો પાડવાને તે ચ હતો નથી આપણા લોભો પણ હમેશા આપણી ફતેહઓના પ્રમાણમાજ હોતા નથી કેટલા બધાઓએ કોઇની બે ઘોડાની ગાડી જોઇ પોતે તેના માલેક થવાને ઇચ્છા કરી હશે, જયારે કાલના ખાણા માટે તેમની કને પૈસા નથી એમ યાદ આવી જતાજ તેઓ અચરતીથી પોતા અગળ શરમિદા પડી ગયા હોય મોતની કે દેશનિકાળની ટેપ મરાયલો બધવો પોતાની કોટડીમા થાક અને કગાલપનથી સુસ્ત બની પોતાની હાલતનુ ભાન ગુમાવી કદાચ તુરગોના હાથમા વશ થયો હોય છે, અને વડો પ્રધાન કે રાજા થવાને ઇચ્છતો હોય, કે થઇ ચુકયો એમ માનતો હોય છે કદાચ અધ જાગૃતપણે half unconsciously તે પોતાની હાલત જોઇ માને છે કે એવા મોટા ઓધ્ધા તે ધરાવતો હોત તો લાગવગથી તે મુકત બની શકત સર્વથી મોટી સત્તા અને સવથી મોટી નબળાઇ વચ્ચે શુ પ્રમાણ હોય છે, કે જયારે સફેદ બરફ જેવા વાળવાળો, કમરમાથી વાકો વળી ગયલો ભિક્ષુક પોતાની આખોને

ચુપકીદીથી અને પ્રમાણિક ગુસ્સાથી ઉંચી કરી તાજ અને તખ્તના સાહેબને થથડાવી નાખે? નાજુકાઇ અને સનથી ખડબચડા પોશાગીર-પણા વચ્ચે શુ પ્રમાણ હોય છે, કે જયારે પાક દામન નાર પોતાની માતા તરીકેની લાગણીઓથી ઝલકતા ચેહરામાથી નિકળતા પરગજુ કિરણો વડે એક હવસી પોશાગીરને સ્તબ્ધ કરી નાખે છે? જાસ્તી અને નરમાસ વચ્ચે શુ પ્રમાણ હોય છે, કે જયારે ઘીલી ઘાલીને મારી નાખી શકાય? કહે છે કે પગના નળીઆઓ પર કલાકો અને દિવસો સુધી પીછા વડે ચાલુ ઘીલી ઘાલીને માણસને મા રી નાખી શકાય છે! મુર્ખો તેઓ છે કે જેઓ એમ સમજે છે કે આફ્રત અને કગાલ્યતના બોજાથી કચડાઇ ગયલો માણસ મરવાને ઇચ્છે છે કેટલી બધી વાર જયારે આનદ અને શાતિથી મારો આત્મા તમામ ભરાઇ ગયો હોય છે, ત્યારે તેવી હાલતમા સેવટની ઉઘમા પડવાને મે ઇચ્છયુ છે કેટલીબધી વાર મે ઇચ્છયુ છે કે આ „ આસુની ખીણ ” મા માણસો એવી શાતિમા દેહ છોડે તો કેવુ સારૂ? શારિરીક દુનિયા આપણા વિચારોપર એટલો તો જુલમ ગુજારે છે કે આપણે ઘણીવાર ભૂલી જઇયે છિયે કે આપણે આત્મા છિયે મે વાચ્યુ છે કે આગળા વખતમા એક કમનસીબ કેદીને એવા પીજરામા કેદ કરવામા આવ્યો હતો કે જેમા તે બેસવા ચાહે તો સીધો બેસી ન શકે, ઉભો રહેવા ચાહે તો ઉભો ન થઇ શકે કે સૂવા ચાહે તો સુઈ ન શકે આપણી શિક્ષાઓ ઘણે દરજજે એવા તૈયાર રાખેલા પીજરાઓ છે કે જે શરિર અને આત્મા બનેને માટે ટાચા પડે છે

## કીડી અને માણસનુ ડહાપણ.

કથામા આપણે વાચિયે છીએ કે પેલો આળસુ ભમરો શિયાળાને માટે સામગ્રી તૈયાર નહી કરી રાખવાથી કેવો ભુખે મરતો હતો જયારે ઉપયોગી કીડી પોતાના ભડાર ભરેલા રાખી દુકાળની, આગળથી સભાળ રાખી મુકતી હતી માણુસજાત પોતાની આ દુનિયાની હસ્તીમા એવી રીતના ડહાપણ અને સભાળને તુચ્છકારી શકે નહિ, અને તેની પ્રેરણાઓ અને અજમાએસો બુઘાપા માટે, બિમારી માટે અને દુકાળ માટે તૈયારી કરી રાખવાને તેને પૂરતું કહે છે, તે એટલી હદ સુધીકે

જ્યારે કેટલાક અવિચારી જીવડાઓ એવી કોઇપણ સભાળ રાખવાની દરકાર રાખતા નથી તો તેથી વધારે માણસો એટલીબધી તો હદ સુધી તેજ વિચાર પર મડેલા રહે છે કે ઘણી વાર એકદમ એકલપેટા બની જાય છે મને ભય છે કે આપણે લુચ્છાઓનો એક ટોળો છિયે કે જેઓ દરેક જણ, રખે મુશ્કેલીના દિવસે આપણુને છોડી જવામા આવે એવા ભયથી, તે વખત માટે તૈયારી કરવા પડિયે છિયે, અને કચડાઇ ન જવાની બીક અને આતુરતાની ઉતાવળમા એક બીજાને કચડી નાખિયે છિયે એક સખ્ત મેહનતે મેળવેલા પૈસા તેનુ માપોમાપ ગુજરાન કરવામા વપરાઇ જાય છે, જ્યારે ઉચુ મુકવાને તે કાઇ ફાજલ પાડી શકતો નથી તો બીજો પુરા ગુજરાણને માટે પણ તે થોડુ પડેનુ જોય છે ત્રીજો, પોતાના રોજીદા ગુજરાન ઉપરાત કાઇક ફાજન પાડી શકે છે, અને કદાચ એક જીદગીની બચાવેલી પુજી એક કલાકમા કોઇ ચોર લુટી લઇ જાય છે કે આગમા બળી જાય છે, ચોથો એટલો તો નસીબવત નિકળે છે કે પોતાનુ વસિહતનામુ કરી એક આખી જીદગીની મેહનતનુ ફળ પોતાના બચ્ચાને આપી જાય છે, કે જે કદાચ તે ઉડાવી દઇ ગરીબાઇ અને કગાલ્યતમા પાછા પડે છે આ રીતે આ દુનિયાનો મામલો ચાલ્યો જાય છે, અને દેખીતુ છે કે આ જાતની સભાળની ઉપરવાટો માણસ થઇ શકે નહિ ત્યારે બીજા હાથપર તેની સવળી સભાળ તેને માટે પુરતુ કરી શકતી નથી આનો ખગ વાળવાને એક ભેગા મડળની ભેગી સામગ્રી અને સભાળ તેનો બીજો અને છેલ્લો આશ્રય થઈ પડે છે, અને તેટલા માટે આ અગત્યની ભેગી સામગ્રી બને એટલી વધારે સપૂણ અને ઉપ્યોગી કરવામા આપણો લાભ, આપણી હરઅદેશી અને આપણી જીદગીની શાતિ છે

જ્યારે જીદગીના જજાળથી અને જેહમતથી આપણુ શરિર વસાઇ જાય અને આપણુ મગજ ખવાઇ જાય ત્યારે બાળકો પથરા લઇ આપણુને મારવા આપણી પાછળ ન દોડે, જ્યારે આપણે એક અશકત બિમાર થઇ પડયા હોઇયે, ત્યારે કાઇ આપણુને આમર્યા તેમ કે કે કે હડસેલે નહિ, એ સવળા સભાળો આપણુને લેવાની છે, અને નહિ કે પેલી કીડીની માફક માત્ર દાણો ભરી મુકવાની આ માટે આપણા સખીઓ, આપણા તવગરો આશ્રમસ્થાનો, ' હાસ્પિટલો ' વગેરે ઉભા કરે છે પણ આ આશ્રમસ્થાનો અને હાસ્પિટલો ઉભા

કરવા તે એક ચીજ છે અને તેનો ઘટતો લાભ, ઘટતા પ્રમાણમા, ઘટતા લોકોને આપવો બીજી ચીજ છે આ આશ્રમસ્થાનો અને હાસ્પિટલોના સ્થાપનારાઓની સઘળી ભલી નેમ છતા તેમા કામે લાગેલા ભાઈઓ અને ગૃહસ્થો કોઇ વાર તેને વેશીઆવાડો બનાવી શકે અને મોટામા મોટા અમલદારથી તે એક નાના હમાલ સુધી લાચ લેવા વિના પોતાની મદદ આપવાને ના પાડે આ સઘળુ આપણે પુરેપુરી રીતે અટકાવી શકિયે નહિ સિવાય કે એક સર્વજ્ઞપણુ અને સર્વવ્યાપકપણુ માણસ ધરાવી શકતો હોય આ દેખાડે છે કે તવગરોની દયા અને મદદ ઉપરાત એક હમાલની દયા અને મદદનુ પણ આપણને કામ પડે છે, અને કોઈપણ માણસ એટલો તુચ્છ નથી કે તેને ગણત્રીની બહાર હમેશા રાખી શકાય તે વળી દેખાડે છે કે આપણી સખાવતો, દિલસોજી અને ભાઇચારો, એક ઇમારત અને 'ફડ' ના સુકેલા આકારમા ન રહે, અને ખરેખર જીવતી, તિક્ષણ લાગણીની સખાવત અને દિલાસોજી અને તે માટે આપણી સખાવત અને દિલસોજીની લાગણીને ખીલવવી જોઇયે છે કે જે એક ઘટતી અને ખરી કેળવણીનુ પરિણામ છે જે લાખો અને કરોડો, થોડાક તવગરોની નીચે મુકાયલા છે, તેમને પણ તવગર ભેગા કેળવણીથી સ જીવન કરવા જોઇયે છે અને માણસાઇપણામા તેમની જગ્યા શી છે અને ફરજ શી છે તે તેમની તરફ પુરા માણસાઇપણાથી વર્ત્ત દેખાડી આપવુ જોઇયે છે જે અરસપરસપણુ કુદરતના દરેક વિભાગમાં દેખાય છે, તે આ રીતે સમાજનો નિયમ બને છે સુધરેલા મ ડળનો અડસટો કેટનાકો સાણુ કેટલો વપરાય છે, તેપરથી કાઢવા કહે છે, તો કોઇ બાનુઓ તરફ કેવી રીતે વર્ત્તવામા આવે છે તેપરથી કાઢવા માગે છે, પણ આ અદના લખનારના વિચાર મુજબ, પેલી કથાની કીડીના ડાહપણને ઉચામા ઉચી હદ અને સ પુર્ણતાએ પ્હોચાડી શકવામા તેનુ સુધરેલાપણુ માપી શકાય

અગરજો સુધારો, 'ચાલુ અને ચાલુ આગળ વધવા' નુ બીજુ નામ હોય, અગરજો કુદરતમા સમાએલા જ્ઞાન અને એલમનો આપણને જરાક પણ ખ્યાલ હોય તો આપણે એક એવા વખત માટે ઇચ્છવુ જોઇયે અને આશા રાખવી જોઇયે કે જયારે દેવતાઇ હદ સુધી પ્હોચેલા માણસની ગાડી હાકનાર એક યુનિવર્સિટીનો ચાનસેલર હોય કે એક ફરેસ્તાઇ સ પુર્ણતાની નજદીક પ્હોચેલા માણસનો એક ખીદ-

મતગાર સવથી વડો ધર્મ ગુરૂ તેની પીઠ પાછળ તેના હુકમની રાહ જોતો ઉભો હોય, જયારે આજની ઇજનેરી વિધ્યાની ટોચે પ્હોચી ગયેલો એક ઉસ્તાદ અને આગળ વધેલા વખતનો માત્ર એક કડીઓ કે સુથાર સરખો હોય અગરજો આપણા પુર્વજોને કાંઇ પણ ઇનસાફ આપવા માગતા હોઇયે તો આપણુ આ ઉપયોગી વર્ગો તરફ ઇનસાફથી વર્તવુ જોઇયે, કારણકે આપણને ખબર નથી કે તેમનામાના કોણ કડીઓ, બેગારી બાવરચી કે સુથાર લુહાડ હતા અગરજો આપણી ભવિષ્યની ઓલાદ તરફ ઇનસાફથી વર્તવા ઇચ્છિયે તો આપણે આ વર્ગો તરફ ઇનસાફથી વર્તવુ જોઇયે, કારણકે આપણને ખબર નથી કે તેઓમાના કોણ હેલકરી, બેગારી કે કડીઆ થનાર છે ટુકમા આપણે તમામ માણુસજાત તરફ ઇનસાફથી વર્તવાથીજ પોતાને ઇનસાફ આપી શકિયે જેઓએ હજારો વર્ષ સુધી દુનિયાની સેવા બજાવી છે તેઓ આપણા વધારે ભાવિક સેવકો બનશે સરદારો, અમીરો, પહેલવાનોના ગીત હજારો વર્ષ ગવાયા છે, તેમને ગાનારા ભાટો ગયા, ચારણ ગયા, ઘણા કવિઓ ગયા છે પણ આજે કડીઆ, બેગારી, હેલકરીને ગાનારો કવિ આવ્યો છે વિષય ઘણો રેજીપેજી unfashionable છે પણ ભાષણ કર્તાઓએ અને આપણા ઉસ્તાદોએ તેમને એકદમ ભુલી જવા જોઇયે નહી "બાનુઓ અને ગૃહસ્થો" બની ચુકયા તેમનેજ બાનુઓ અને ગૃહસ્થો બનાવવા પડવુ જોઇયે નહી જેઓ બાનુઓ અને ગૃહસ્થો નથી બની ચુકયા તેમને બનાવવા જોઇયે કાંઇક શિખેલાઓને શિખવવા પાછળ રોકાઇ તદન ન શિખેલાને છેકજ ભુલવુ જોઇયે નહિ ટુકમા ઇનસાફ તમામ મનુષ્ય મંડળનુ ખરૂ બધારણ બનવુ જોઇયે જયા સુધી તેમ નહિ બને ત્યા સુધી આપણુ આગળ વધવુ, ખરૂ કરતા દેખાઇતુ વધારે છે, અને આપણા પુછડાને પછવાડે રાખી આપણા માથાને આગળ વધારવા માગતા આપણ દેખાઇયે છિયે આપણી ખડીઆખડખડ મંડળીની ધર્મ—ઠગાઇ અને પોકળ, તિક્ષણ નજરે જોતી રહે છે 'એપીસ' અને મગરમચ્છની પુજા કરતા એક વધારે હલકો દેવ " પૈસા " એક હલકી મુર્તિપુજામા માણુસને રાખે છે, અને જગરનાથના ગાડાને માણુસનો ભોગ આપતો બધ થયો હોય પણ "વેપારના ધીરા ગબડતા દસ હજાર પૈડાઓ" તળે લાખોનો કચ્ચડઘાણ નિકળતો રહેશે, સઘળા ધંધાઓમા અપ્રમાણિકપણુ ફરી

વળવાની ઝુમો પડતી રહેશે અને માણસ કે જે પોતામા કામ કરતી શકિતની રૂહે દેવતાઇ હદ સુ'ધી પ્હોચી શકે તે માત્ર દાણો ભરી મુકવાના એક કીડીના ડહાપણુની હદમાજ રહી શકે, એટલુજ નહિ પણુ આપણે શરૂઆતમા જોયુ તેમ તેનુ સઘળુ ડહાપણુ આ દુનિયાના અકસમાતોથી તેને બચાવી શકે નહિ, સિવાય કે ઇનસાફને તે પોતાનુ બખ્તર બનાવે "આ તુ શુ કરે છે ?" એક ચલ્લીએ ઉદ્યોગી કીડીને પુછિયુ—"અમો શિયાળા માટે દાણા વગેરે જોઇતી સામગ્રી તૈયાર કર્યે છિયે," તેણે તુરતજ જવાબ દીધા

'ડહાપણભરેલી વાત" ચલ્લીએ કહયુ "હુ પણુ ત્યારે તો એમજ કરીશ" એમ કહી તે નાની ચલ્લી મુવેલી માખો અને કરોળીઆઓને જથ્થો પોતાના માળા તરફ લઇ જવા લાગી

"આ તુ શુ કરે છે ?" તે ચલ્લીની માએ પુછયુ

"શુ કરે છે ? પ્યારી મા, હુ શિયાળા માટે સામગ્રી કરૂ છુ ઉદ્યોગી કીડીએ મને ભવિષ્યની સભાળના ડહાપણનો પાઠ શિખવ્યો છે'

"ભોએ ફસડતી કીડી માટે આ નાનકડુ દુનિયવિ ડહાપણુ ઠીકજ છે," ઘરડી ચલ્લીએ કહયુ "જે કીડીઓ માટે બધબેસ્તુ હોય તે આપણુ ચલ્લીઓ જવારે ઉમદા પ્રાણીઓ માટે બોલેબોલ બધ બેસ્તુ ન હોય માયાળુ કુદરતે આપણને વધારે ઉમદા સરજત બક્ષી છે ભરપુરતાવાળા ઉનાળાની મોસમ પૂરી થતાજ આપણે ટોળાબધ દુર ગરમ મુલકો તરફ ઉડી જઇશુ, સરોવરોના કિનારાઓ પર મીઠી ઉઘ કાઢીશુ, અને નવી વસત રૂતુ એક નવી તાજગીભરી જીદગીમા ફરીથી જાગૃત કરે ત્યા સુધી રૂહ શાતિ ભોગવીશુ'



## વિચાર વિષે વિચાર

મન અથવા વિચારની દુનિયા તેજ ખરેખરી છે

તેનો (માણસનો) વિચાર-તેજ મૂર્તિ છે ઈમરસન

અવાજ કલાકના કેટલા માઇલ ચાલે છે, સુર્યની રોશની કલાકના કેટલા માઇલ દોડે છે તે આપણે જાણીએ છીએ, પણ વિચાર કલાકના કેટલા માઇલ દોડે છે ? આપણે જોઇશુ

કેળવાઇને કદ થઇ પાઠશાળામાંથી બહાર પડયા પછી દુન્યાની પેદાએશના ૬૬૭૭ માં વર્ષે, અને મારા જન્મ પછી ૩૭ મે વર્ષે" સાલદના તેલને સાલદનુ તેલ શા માટે કહે છે તેનો વિચાર મને આવ્યો કમબખત બટલરે સાલદમા, બૈરાઓ માથે ભરે છે તે તેલની એક બાટલી ખાલી કરી, સાલદ 'ટેબલ' પર મુકી શ્વાસબંદી મારફતે ભેજા મા કાઇ ઝઝકળુ થવા લાગ્યુ એટલામાજ અટકવાને બદલે બાચકો ભરી મહોડામા ડુચો ચાપ્યો કે ઉલટી થઇ જતી હતી, પણ આજુબાજુ બેઠેલા આગળ 'ફ્રાસ' થશે કરી જેમ તેમ ગળી ગયો

એક મિત્રને ઘર મળવા ગયો જયા એક ચોપડી મારા હાથમા આવી તેમા લખેલુ "ઘણા આબરૂદાર માણસોને 'એસ્કવાયર' લખવામા આવે છે જરાક ઉતરતા માણસોને 'મિસ્તર' લખાય છે" પત્રપોથીમા આ વાચી કેવા એક એકથી ઉલટા વિચારો અને લાગણીઓ મારામા પેદા થવા લાગ્યા ! કેટલીબધી વાર મને 'એસ્કવાયર' લખવામા આવ્યો હતો આહા ! હુ તો 'ઘણો આબરૂદાર,' પણ કેટલીક વાર કોઇએ મને 'મિસ્તર' લખી દીધુ હતુ ત્યારે હુ તો 'જરા ઉતરતો' મારા ગુસ્સાનો પાર નહિ આ કગાળ શખસો મારા હાથમા આવે તો હુ તેમને દેખાડુ, પણ અફસોસ ! કેટલીબધી વાર મે કોઇને 'મિસ્તર' લખી દીધુ હતુ આહા! મારૂ હૈયુ વિચારતાજ ધ્રુજે છે, તેઓએ મારે માટે શુ ધાર્યુ હશે ? યા તો હુ પોતાને મોટો માણસ સમજુ છુ યા તો તેમને ઉતરતા સમજુ છુ, યા તો મને પત્રપોથીના કાનુનો માલુમ નથી એમ કદાચ ધાર્યુ હશે ! ઓ ખોદા ! મારા આ જાતના પાપો માટે કેઆમતને દહાડે હુ શુ જવાબ આપીશ ! શા માટે થોડા વર્ષ અગાઉ હુ મારા મિત્રને ઘર મળવા ગયો નહી કે જેના ઘરમા આ પોથી મારા હાથમા આવી અફસોસ ! શા માટે આ ચોપડી થોડો વખત જલદીથી મારા હાથમા આવી ગઇ નહી ! પાપ કરવા પછી પદર વર્ષે મને ખબર પડી કે તે પાપ હતુ કયુ પ્રાયશ્ચિત એને માટે કરૂ !

બે દહાડાની ભુખથી આતરડા ચેથવાતા હતા એટલામા ગોદી નજદીક ભટકતા મને ખબર પડી કે એક વહાણ ઉપડવાની તૈયારીમા છે, તેપર એક નોકરની જરૂર છે મે તે નોકરી મેળવી વહાણ, કિનારો છોડી ચાલવા માડયુ કે એક ચોપડી મારા હાથમા આવી "કવિ લુકરેશીઅસ કહે છે, કિનારાની સલામતી વચ્ચે, એક વહાણની મોજાઓ

વચ્ચે હાડમારી અને અફડાટ, સમુદ્રના જોખમો એ સઘળાનો ગોર કરતા કેટલો સંતોષ ઉપજે છે અને મજાહ મળે છે " આહા ! કેવા નાદર સખુનો ! કેટલા સાચ્ચા ! તોપણુ અફસોસ ! શા માટ જ... અગાઉ આ ચોપડી મારા હાથમાં ન આવી ? ભુખે મરી જાત પણુ વહાણુપર ન ચઢત ઓ કમનસીબ ! તુ કયા ગ્રહોની અસર તળે પેદા પડયો છે કે લાભો ગયા પછીજ તે લાભ હતા એમ તુ ઘણી વાર જાણી શકે છે

કબાટમાથી ઉંદરનો વાસ નિકળતા સાફ કરવાને ખોળી ચોપડીઓના ઢગલામાથી એક ચોપડી મોટાબાવાના વખતની પડેલી હાથ લાગી મને તો કદી ભાન પણુ નહી કે આવી કોઇ ચોપડી મારાજ ઘરમા, મારીજ કબાટમા છે, જેની તેના ધણીને કાંઇજ ખબર નથી ! આ ચોપડી ' મોડર્ન એટિકેટ ' નામની હતી વાચતા વાચતા મારા દિલમા ટાઢ ભરાવા લાગી આહા ! અફસોસ ! પેલા ગૃહસ્થે મને મેહરબાનીથી ખાણુાપર નોતરવા અગાઉ તે હાથમા આવી હોત તો કેટલાબધા પાપોથી હુ બચી જાત ! ઓ ખોદા ! કોઇ ભલા ગ્રહસ્થે નોતરૂ કરવાનો આ બદલો મે વાળ્યો કે મારી સઘળી ભલી ખાહેશ છતા, તદ્દન અસભ્ય ન હોવા છતા કેટલી કેટલી ભુલો અને છમરડો મે કર્યાં અરે શા માટે જરા જલદીથી આ ચોપડી મારા હાથમા ન આવી ! બે કલાક સુધી માથુ કુટવા પછી જેમ તેમ મે એક ટુચકો ભેજામાથી કાઢયો અને સઘળાઓ હસાહસ કરી શાબાશી આપી દેશે એમ સમજતો હતો, પણુ કોઇ હસ્યુ નહી એથી ઉલટુ એક વર્ષ અગાઉ શામાટે લોકો પેટ પકડીને હસ્યા હતા તેનુ કારણુ મને બરોબર એક વર્ષે જણાયુ હુ પોતે પણુ ન જાણુ તેમ મે કાંઇ ઘણાજ રમુજી અને અસરકારક વચનો ઓચાર્યાં હતા કે જેની ખરી ખુબી, વિચારોની સાંકળ અમુક રીતે એક વર્ષ પછવાડે જોડાતા હુ પણુ ખુબ હસવા લાગ્યો પરોણુાઓ જમવા પછી વર્ષ દહાડે મેજબાનની વારી આવી જે વિચારો આકાશ તરફથી પાધરા મનમા આવે છે તે પણુ આગગાડી ઉપડી ગયા પછી આવેલા ઉતારૂઓ માફક ઘણી વાર કાંઇક મોડા આવે છે પણુ વધારે અફસોસકારક તો આ છે કે જે વિચારો આપણા બાપ બપાવાઓને આવી ગયા છે અને જેમને ' મોરોકકો લેધરની બાઇડિંગ ' મા બાંધી લીધા છે તે પણુ તેમના ધણીઓના દીકરા અને પોત્રાઓને જરૂરની

વખતે કામ લાગે તેમજ આવી મળતા નથી પણ ઘણી વાર કાઇક મોડા આવે છે

કેવી અજબ જેવી રીતે વિચારો આપણા મનમા આવે છે કેટલાક વિચારો, જ્યારે શત્રુ આપણી છાતીપર ચઢી બેસી તનનારની અણી આપણા ગળા તરફ દેખાડ છે ત્યારે કેટલાક, એક પહાડની કિનારીપરથી આપણે ગબડી પડતા હોઇએ તેજ ઘડીએ, કેટલાક, છેલ્લી અને ત્રીજી વાર દરિઆના તળીઆમા આપણે જતા હોઇએ તે ઘડીએજ આવી જાય છે

શરિર અને મનના સબધથી પેદા થએલુ આ બાળક—વિચાર કોઇ કોઇ વાર મેહનતુ વર્ગોની સ્ત્રીઓ આસાનીથી ખેતરમા કામ કરતી જણી દેછે તેમ અવતરે છે, પણ ઘણી વધી વાર તો 'સુધરેલી' દુન્યાની માતાઓ, જે મહા કષ્ટે જણે છે, તેમજ અવતરે છે કોઇ વાર તેની ઝડપ ગોકળગાયના જેવી હોય છે, પણ જ્યારે વિજળીના ચમકારા પેઠે આવે છે, ત્યારે જુઓ! જેને માટે આ વિજળીક સદેશા આવ્યો છે તે તો ઘરમા નથી કેટના બધાઓને માટે તો તે સદેશો હજી પૃથ્વિપર આવી પહોચ્યોજ નથી કે જેમ ખગોળશાસ્ત્રીઓના કહેવા પ્રમાણે ઘણાજ દુરના તારાઓની રોશની પૃથ્વિપર આવવા માટે સૃષ્ટિની પેદાએશ થવા સાથ ઉપડી ચુકી છે પણ હજી આવી પુગી નથી! જેમ માણસ, એક નુતફા, બાળક જવાન, ઘરડો અનેક તબક્કામાથી પસાર થાય છ, તેમ વિચાર પણ એક બી, નાનો છાડવો ખીલેનુ ઝાડ, એકજ વેળાએ જુદા જુદા માણસોમા હોય છે પોત પોતાના પ્રમાણિક વિચાર અને એતકાદ ધરાવવાનો હક અને છુટ (toleration) આ રીતે પોતાની અગત્યતા દેખાડે છે પણ જે મહા કાટથી આપણે મેળવ્યે છીએ તે આપણે પુરેપુરી રીતે ભાગવ્યે અને આપણામાના સઘળા તે ભોગવે તેનો બદોબસ્ત આપણે કેટલા કર્યો હોય છ? વિચારને પુર છુટથી આપણામા ફરતો રહેવાને અને ખીલવાને (toleration) વિચારની છુટ, અને કેળવણી (education) આ બે સાધણો છે

હવે સદીઓ અને જમાનાઓ સુધી એક બીજાના માથા ભાજવા પછી અને લોકોને જીવતા ભુજી નાખવા પછી લોકોને પ્રમાણિક એતેકાદ મુજબ વિચારવા દવુ એક નીતિ છે એમ આપણે શોધી કાઢયુ છે,

પણ સઘળાને કેળવણી આપવી એ કેટલાકને ગળે ઉતરતુ નથી શુ ધોબી મોચી, કચરાપટી સઘળા કેળવાય ? ત્યારે તેમના કપડા કોણ ધોશે, જોડા કોણ સીવશે, અને કચરો કોણ કાઢશે, તેની તેમને ફાળ પડે છે કવિએ કહ્યુ છે તેમ ઘણા ઘણા શેકસપીઅરો અને મિલટનો જાહેર થયા વિના કોઇ ગામડાઓમા દટાયલા પડયા છે, અને તેમ હગે ખરૂ જયારે કોઇ વાર વિચાર જીવતા માણસોના માથામા કે તેમની કબરોમા દટાયલો હોય છે તો મરણ પામેલા માણસો સાથ તે દટાઇ જાય એમ કોઇ વાર બની શકે ખરૂ છે કે વિચાર વણીક વાર આપણી આગળ સુર્યની રોશની માફક હોય છે, અને આપણે ઉઘતા હોઇએ છીએ, ખરૂ છે કે આપણે વિચારને હાથમા પકડી કોઇ શખસ રૂમાલ કે બીજી વસ્તુ હાથમા રાખી શોધતો હોય તેમ તેને શોધતા હોઇએ છે, પણ તેટલુજ પુરતુ નથી અમુક ગહસ્થો તો તેને કબાટમા બધ કરાવાજ ઇચ્છે છે હવે ધારો કે વિચાર તેના મથકે સઘળી રજ પડી પહોચ્યો, પણ તે તો કોઈ જુદા શખસને આવી પહોચ્યો સચાઇથી સાચા વિચાર ઓચરનાર એક દેવવાણી (oracle) છે, ઇશ્વર પોતે તેમની મારફતે બોલે છે, ત્યારે ઓ જુદા શખસો ! તમો એક સમડતુ મુદ્દુ ધરાવનાર પેરની મીસાલે જીવતી ધોર છો, અને તમારી વાણી ધોરપર કોતરેલા સહગધાતભરેલા આડા ફેરવનાર લેખની મીસાલે હોય છે

---

## ઉસ્તાદો વિરૂધ ઘોડકોડાઓ.

---

'ચોપડી' એજ ગુરૂ હે સગુ નથી

**અઝ હશ્મત અહેલે જેહલ બકએવાન રસીદે અન્દ**
**લોઝ આહે અહેલે ફઝલ બકએવાન ન મીરસદ (હાફેઝ)**

અડબગ ઘોડકોડાઓનો દરજ્જો સનીશ્વર સેતારા સુધી ચઢતો થયો, વિદયા હુનર વરાવનાર ખરા ઉસ્તાદોનો તો માત્ર નિસાસો અને અફસોસ સનીશ્વર સુધી ચઢયો

પ્યારનો હુનર ત્હારી પ્રિયા પોતે શીખવે નહિ તો કોઇપણ નિશાળ કે કોઇપણ પોઠી તે શીખવવાને દુનિયામા છેજ નહિ પ્યારની વાર્તાઓ અને પત્રપોથીઓ ઉઠનારી કોઇપણ પ્યારના હુનરનો ઉસ્તાદ બન્યો નથી ત્હારી માશુક, એશકના હુનરનો ત્હારો ઉસ્તાદ ન હોય તો ત્હારી

માશુક તને મળીજ નથી સર્વથી શ્રેષ્ઠ આશક માશકો હમેશ તેજ હોતા નથી કે જેઓએ ૧૦૦૧ પ્યારના પત્રો અરસપરસ લખ્યા હોય કે નવલકથામા ચિતારેનુ સર્વથી સરસ હૃદયભેદક ભાષણ કર્યું હોય.

નહિ, એક કવિ કહે છે તેમ એકબીજાને પ્હેના મળ્યા હોય ત્યારે આગળ ઓળખી ચુકેના હોય તેમ લાગે અને જ્યારે પ્હેલીજ વાર વાત કરવી શરૂ કરે ત્યારે એક ખનલમા પડેલી વાત ચાલુ કરી હોય તેટલીજ ખુદરતી રીતે વાત કરવા માડે તે સર્વથી શ્રેષ્ઠ જાણવા

અરે, શા માટે "બાનુઓ અને ગ્રહસ્થોએ વાપરવાનો વિવેક" (Etiquette for ladies and gentlemen) વિગેરે ચોપડીમા વાચી મ્હારા ભેજાનુ પાણી કર્યું?

ઇડા કેમ ખાવા, રોટલી કેમ ભાગવી, છુરી કેમ પકડવી, કાટો કેમ રાખવો વિગેરે, એક ઘુજરાને વધારે ઘુજરો બનાવે અને સેરવો મોઢામા જવાને બદલે ખોળામા જાય તો તેમા કઇ નવાઇજેવુ નથી

ઉસ્તાદ મેજમાને મને એક સ્વાદિષ્ટ ખાનુ ખવાડ્યુ, એટલુ જ નહિ પણ મેજમાની અને પરોણાગતના હુનરનો ઉસ્તાદ મને બનાવી દીધો કેટલા બધા માણસો આપણને મળે છે કે જેમની સાથ કઇક વાત કર્યા પછી ભેજુ નમળુ કે ખોખરૂ થયુ હોય તેમ લાગે છે! કેટલીમધી ચોપડીઓ આપણા વાચનામા આવે છે, જે વાચી રહયા પછી મનને નબળાઇ લાગે છે! બીજા હાથ ઉપર કેટલા બધા માણસો આપણને મળે છે જેમની સાથ વાત કરતા કે જેમની આગળ માત્ર બેસતા આપણી વાકચાતુરી ઉસ્કેરાઇ શકે છે કેટલા બત્રા આપણા ડહાપણભરેલા જવાબો ડહાપણભરેલા સવાલોનુ પરિણામ હોય છે, અને છેવટે કઈક જ્ઞાન કે કૌવત આપણને મળ્યુ હોય તેમ લાગે છે! કેટલી ચોપડીઓ વાચ્યા પછી આપણુ મન સતોષાયલુ અને જોરાવર બનેલુ લાગે છે! ઓ ઉસ્તાદ ગવૈયા, તુ આવ ખુ રતે બનાવેના એક નાદર વાજીત્રપર ત્હારો ઉસ્તાદી હાથ ચલાવ, અને ઉમદા સરોદો બહાર કાઢ ચોપડીઓ, લખનારાઓ, ભાષણકર્તાઓનો તો કઇ ટોટો નથી, એથી ઉલ્ટુ પુસ્તકોની રેલછેલ એટલી તો છાપખાનાઓએ કરી મુકી છે કે શુ વાચવુ એ વિચાર હાલના વખતમા માણસને ગાભરો અને બેબાકરો કરી મુકે છે

(Writers' cramp) અને Clergyman's sore throat)

એટલે લેખકોનો લકવો અને પાદરીઓનુ ખોખરૂ ગલુ તમીઓના પુસ્તકમા નોધાયલા દર્દો છે

ત્યારે શા કારણે દુનિયામા હજી આટલુ બધુ અજ્ઞાનપણુ પથરાયલુ છે? કારણકે દર એક ઉસ્તાદે એક હજાર ઘોડફોડાઓ દુનિયાને મળ્યા છે પોતાપર અથવા આપણા આત્માપર આધાર રાખવા કરતા બીજાપર વધારે આધાર રાખતા આપણે શીખ્યા છિયે, જેથી આપણુ સ્વમાન (self respect) ઓછુ થયુ છે

આપણુ પોતાપણુ (individuality) આપણે સાચવતા નથી ત્યારે પછી કોઇ લખનાર પુછે છે તેમ જે પોતે પોતાવત ધરાવી શકે નહિ તે બીજુ શુ ધરાવી શકે ? માશુકપર કે મિત્રપર કાગજ લખવુ છે?

ઉઘાડો પત્રપોથી

કોઇ સભામા પ્રમુખસ્થાન લેવાનુ આમત્રણ થયુ છે કે ભાષણ કરવાનુ તેડુ આવ્યુ છે?

ઉઘાડો સભા કેમ ચલાવવી તેની સમજપોથી

વકતાબાજીના પ્રયોગ બતાવવા છે?

ઉઘાડો વકતાબાજીના કાનુનોની પોથી

વકતાબાજી અને સુભાખીતપણાની તવારીખમા સરથી સરસ દેખાવ કરનારાઓ તે બેજ હતા કે જેઓ વકતાબાજીના સઘળા કાનુનો ગોખીગોખીને કલ્પિત શ્રોતાજનો અને આરસી આગળ ભાષણ કરીને ગયના ન હતા, પણ એક ઘડી ની ઉશ્કેરાયની કલ્પણા (inspired imagination) સચ્ચાઇની તમામ બાહેશથી વકતાબાજીના મેદાનમા દોડાવી હતી, અને પોતાના સાભળનારાઓને અચરતીથી દીગમુઢ કરી પોતે આટલુ કેમ બોલી શકયા તે માટે અચરત થતા બેઠા હતા

વિલાયતની સરકારે અમેરિકાના 'જગલી' ઓ સાથે ચોક્કસ રાજદ્વારી કામ માટે મોકલેલો એક કામેલ એનચી તેમની વકતાબાજીથી હેરત થયો હતો આ 'જગલી' ઓ પાસે કાઇ ચોપડી કે વકતાબાજીની નિશાળો હતી નહિ

એક નવાઇ તરિકે કે શરૂઆત તરિકે આની ચોપડીઓમા નજર ફેકી હોય તો ભલે પણ પછી તેમને અભરાઇએ મેલવી જોઇયે, અને જિદગીના હમેશના સાથી કે ભોમીયા બનાવવા ન જોઇયે

(Look into thy heeart and write)

ત્હારા અંતઃકરણમાં જોઇને લખ

હું કોઇ વકતા નથી, હું માત્ર સાચ્ચું અને સીધ્ધું બોલ્યો જાઉં છું (I am no orator, I only speak right on)

આ કાનુનો આપણા આત્માને ધનસાફ આપવાને ખાતર અને તે સંકોચાયલો અને ખિલ્યા વિના રહી ન જાય તે માટે જરૂરના છે, અને નકલ્યાત દુર કરી અસલ્યાત (originality) નો વધારો કરનાર છે

ગુલાબી ચ્હેરાવાલી, અત્તર અને ફુલોનો પમરાટ પાથરતી મીઠા દમવાલી, સોનેરી સાજવાલી માશુક ત્હારી આગળ ઉભી છે, અને ઓ કમ્બખ્ત આશક, તું ભર ઉંઘમાં પડ્યો છે!

મહેરબાન મેજબાને સુફ્રો ત્હારે માટે તયાર રાખ્યો છે, અને સઘળું ત્હારેજ માટે માત્ર ખોટી છે

ઉસ્તાદે નિશાળ ખોલી છે, અને સૃષ્ટિની કેતાબ ફાકટ ત્હારે માટે ઉઘાડી પડી છે, ઓ દોઢડાહયા!

તું તે વાચવા માટે હજી બારાખડી પણ શીખ્યો નથી! તેમાં દાખલ થવાની લાયકાત એક બાળક થવામાં સમાયલી છે દોઢડાહયાઓ તેમાં દાખલ થઇ શકતા નથી ઘણા નિશાળો અને પાઠશાલાઓએ બનાવેલા દોઢ ડાહયાઓ તેમાં દાખલ પણ થઇ શકતા નથી યુનિવર્સિ-ટીઓમાં કેળવણીનો ક્રમ ગમે તેમ ગોઠવવામાં આવે, પણ સઘળા 'હુનરોનો ઉસ્તાદ' (Master of Arts)
બનાવી મુકવા કરતા હમેશગીનું ખરૂ બાળક બનાવનારી અને ખુદરતને સર્વોપરી ઉસ્તાદ તરિકે જોતા શીખવનારી કેળવણી વિના સઘળી કેળવણી આત્માની પાંખો કાપી કાઢનારી માત્ર છે.

મનુષ્ય કે જે સૃષ્ટિનો ન્હાનો નમુનો અથવા ન્હાની સૃષ્ટિ (microcosm) કહેવાય છે તે પોતાની બહારની સૃષ્ટિ સાથ અનુસ-રતા સંબંધોથી ખરી જિંદગી ભોગવતો કહેવાય નહિ તો માત્ર પડછાયો છે, અને તેનું જ્ઞાન, પ્યાર, મજાહ સઘળું પડછાયોજ છે

આત્માઓને સમજી શકવાને આત્મા અવશ્યનો છે—આંખોવાલો, કાનોવાલો, લાગણીવાલો આત્મા—કે જે દરેક પુરૂષ, સ્ત્રી અને બાળકના ચ્હેરાપર આકાશી ભાષા વાચે છે આકાશમાં થતા ફેરફારો અને ખુબ-સુરતીઓ કરતાં વધારે અને ઝડપી ફેરફારો અને ખુબસુરતીઓ આ ચ્હેરાઓમા તે જોઇ શકે

દરેક સાધો, આખની પાપણુ કે એક ન્હાનો શરિરપરનો બાલ એ સઘળુ પોતાની ભાષા ધરાવે છે આ રીતે પોતાની ઐકયતા અને ચૈતન્ય તમામ મનુષ્ય—દુનિયામા લબાવી જોતા આત્મા, પ્રાણી અને વનસ્પતિ ઉપરાત જડપદાર્થમા પોતાની હદો જોતા સર્વ રચનાર પરમાત્માને પ્હોચવાને પોતાને લાયક બનાવે છે



## દુનિઆ

દુનિયા તેની છે કે જે તેનુ ડોળઘાલુપણુ જોઈ કાઢે છે, તેનુ જુઠાણુ જોઈ કાઢયુ કે એક મરણતોલ ફટકો તેને લગાવી ચુકયા (ઈમરસન)

દુનિઆ ! તું મહાપ્રતાપી અગ્રેજી ભાષામા પાચ અક્ષરી શબ્દ છે અમારી ગરીબડી ગુજરાતીમા માત્ર ત્રણુ અક્ષરી છે એક આખી ડીક્શનરીમા તુ કેમ સમાઇ શકે એમ હુ વિચારતો હતો, પણ ચાર દોઢીઆની ડીક્શનરીમા તને મારી છેલ્લી આંગળી જેટલી લીટીમા પતાવી દીધી છે કોઇ સ્પેનીશ કે પોરચુગીઝ ગૃહસ્થનુ બે ફીટ લાબુ નામ તારામા કેમ સમાઈ શકતુ હશે ! અને તેને ખેતાણો જોડવામાં આવે ત્યારે સઘળા ચાર વાગ તો કેમજ તારામા માઇ જાય ! અમારા હાથવેતીઆઓની કોઇક ભાષામા તને શરમાવવાને એકજ શબ્દ ત્રીસ ચાળીસ અક્ષરનો નીકળ્યો છે

હમણા અમારી દુનિઆ—લડાઇ ('world war') બે વરસ થયા ચાલે છે, પણ છે નામા છેહલી શોધની મોટામા મોટી 'હાવીત્ઝર' તોપનો અવાજ આટલે વખતે પણ મારે કાને આવી પહોચ્યો નથી, કે, જે લાખો માણુસો માર્યા ગયા અને જાય છે, તેમાના એકનો મરતી વખતનો નિસાશો હજીસુધી હુ સાભળી શકયો નથી શુ તુ 'એવડી મોટી' છે ?

કોઇ અજબ જેવુ નથી જયારે મારા મોહલ્લાને નાકેના કસાઇખાનામા રોજ રેસાઇ જતા હજારો જાનવરોનો કાઇપણુ અવાજ 'આટલુ નજદીક' થી સમજી શકતો નથી, તો લાખો માણુસોનો અવાજ 'આટલે દુર' થી ન સમજી શકાય પણુ અજબ જેવુ તો એજ છે કે 'નજદીકમા નજદીક' થી આવતો અતકરણનો અવાજ પણુ સમજી

શકાતો નથી શુ કોઈ નાસ્તીકો કહે છે તેમ અંત,કરણ જેવુ કાઇજ નથી ? એક ગાડો હાથી કચડધાન અને સત્યાનાશ વાળે તેની ખરાબીને એક સીસાના નાના કટકાથી હદ મુકાય એક ગાડી દુનિઆ જે નાશ અને ખુનામરકી પાથરી શકે તેને હદ કોણ મુકી શકે—સિવાય કે તે પોતાનોજ નાશ કરી મુકે

એક કોઇને નુકસાન ન કરનાર દીવાનો (harmless mad man) સર્વ કને દોઢીઉ માગતા બોલતો "સાહેબ! એક દોઢીઉ આપો, ખોદા તમારાં બાળબચ્ચાને સુખી રાખે, તમારા ખેતરો ભરપુર બને, તમારા ઘર આબાદ થાય! સાહેબ! એક દોઢીઉ આપો"

મનુષ્યવધક અને ભાતૃકતક (homicidal and fratricidal madness) દેવાનાપણાના કબજામાથી તુ જલદીથી હિતેચ્છુ દેવાનાપણાના (benevolent madness) કાબુ તળે જાય એમ ઇચછુ છુ, ઓ દુનિઆ!



## વસ્તુઓનુ રહસ્ય અથવા ખરૂ શુ છે.

The heart of things or what is what

બક્ષીસ આપનાર શેઠ પોતાના ગુમાસ્તાની મીડાં માડતા થયલી ભુલને લીધે, એકવાર આજ્ઞા આપી દીધી એટલે હજારને બદલે લાખ મોકલી આપે છે પાદશાહ પોતાના નામ પ્રમાણે દરબારી નવીસ દાની ભુલથી કોઈ ખોટા ઇસમપર મોકલી દીધેલો મોટો ખેતાબ પાછો ખેચી લેવાને ના પાડે છે

મહમદ તેલ્રીની બદસુરત દીકરીને ભુલથી ચાદર ઓઢાડીને ખુબસુરત શાહજાદી રઉનકને બદલે લઇ આવ્યા અને કાજીએ પરણાવી દીધી ત્યારથી શાહજાદી રઉનક જેટલીજ તે મારે મનથી ખુબસુરત છે

પ્યારનો મુખ્ય આધાર હ્રદયની ઉદારતા ઉપર છે એ જે જાણતો નથી તે પ્યારનો કીસ્સો વાચનાને પણ લાયક નથી

તુ આકાશ સુધી પહોચે એવડી સીડી બનાવવાને પછડાઇ જાય છે, પણ અમારૂ કામ તો પુરૂ થઇ ગયુ છે, કારણકે ઉબર સાથેજ અમોને કામ હતુ

જયારે આપોના પહકારા સાથે અમારો મહોબ્બતનો કીસ્સો તમામ થઇ ગયો છે, ત્યારે તુ માશુકના નાજ નખરાનો આખી જીદગી સુધી ભાર ઊપાડનારો ગધેડો બની રહયો છે.

તારા એ નાના હાથોમા અનહદ ખજાનો ભરી લેવાને તુ મિથ્યા જહેમત ખેચી રહયો છે, ત્યારે વિજળીના એક ચમકારાએ સૃષ્ટિના પેટામાં મને તે સઘળો દેખાડી દીધો છે ત્યારથી હુ તેનો માલેક થયો છુ



## ભલાં માણસ માટે ઓછાંમા ઓછા બે કાંમ.

---

એવો કોઈ નથી જેણે ખુદાનુ કામ કરવાનું માથે લીધુ હોય પણ જેને ઓછામા ઓછા બે કામ તે સાહેબે સોપ્યા ન હોય

એવો કોઇ નથી જેણે પોતાની જીદગીથી દુનિયાને ફાયદો કરવા ખરેખર ઇચ્છયુ હેય જેણે પોતાના મોતથી પણ દુનિયાને ફાયદો કરવા ન ચહાયુ હોય

ભુખ્યાને શોધી કાઢવા અને જમાડવાં,—અજ્ઞાનને શોધી કાઢવા અને જ્ઞાની કરવા,–દુખીને શોધી કાઢવા અને સુખી કરવા, પોતાના લાભ સાચવવા અને કોઇના પણ સાચવવા,–આ બે કાર્યો મા 'આ દુનિયા'ના અને 'પેલી દુનિયા'ના સઘળા કામો સમાઇ જાય છે,– ખુદાની પીછાંણ અને ખલકતની પીછાણ

રસ્તામા પતંગ ચકાવતા બાળકની દોરીમા વીટલાઇ જઇ તુટી પડતા પોતાને બચાવવાનુ, અને તેની દોરી તુટી ન જાય તે પણ સંભાળી લેવાનુ છે

બગનમા કાચનો નાજુક સીસો લઇને ચાલનારને સીસો ફુટી ન જાય તે સંભાળવુ છે, અને બગલ ચીરાઇ ન જાય તે પણ સંભાળવાનું છે

કોઇ ખાનદાની સ્ત્રીને પરણી બેઠલાને તે સ્ત્રીની અને પોતાની– બનેની સંભાળ લેવાનુ હોય છે

કોઈ કુવામા પડેલાને કાઢવા ઉતરનારને કુવામા પડેલાને બચાવવાનું, અને પોતાને વળગી પડી તળીઆંમા સાથે ઘસડી જઈ ડુબાડી ન દીયે તે–બને સંભાળવાનું હોય છે

વૈદને દરદીને સભાળવુ છે, અને તેનુ દરદ પોતાને ન ઉડે માટે પોતાને પણ સભાળવાનુ છે

કોઇ કુભાર એવો નથી કે હાલના ઘડતા પોતાના હાથ કાદવ મટોડીમા ખરડનો ન હોય

કોઇ શિષ્યોને ઘડનાર શિક્ષક નથી કે જેને તેના શિષ્યો ઘણીવાર ગાડો હાથી, વીચ્છુ વગેરે નામો લગાડી પોત પોતામા બોલતા ન હોય

'નશેસ્તે હર તર્ફ તેફલે પરીજાદ

દર ફ્ને દીલરૂબાએ હર ઇચ્યક ઉસ્તાદ '

અર્થ—દરેક બાજુએ પરી જેવા છોકરાઓ બેઠેલા હતા,–દિલ જીતી લેનારી મજાક મશ્કરી કરવામા દરેક બાળક ઉસ્તાદ હતુ

## વિચાર કેમ આવે છે.

વિચાર કટલો મોડે આવી પુગે છે (ઇમરસન)

કોઇવાર વિજળીના ચમકારા માફક આવે છે કોઇવાર આકાશ વાદળાથી છવાઇ જઈ અધારૂ ઘોર બની ઘમસાન થાય છે—પછી વરસાદ તૂટી પડે છે અને વાદળ ગુમ થઇ જાઇ સૂર્ય કે તારાઓ પ્રકાશી નીકળે છે,—તેમ મગજ અધારૂ બની જાય છે—પછી આખોમાથી આસુનો વરસાદ તૂટી પડી મગજમા સૂર્ય અને તારા પેરે વિચારો પ્રકાશી નીકળે છે

કોઇવાર ફુલ અને ફળ માફક આવે છે એકાદ બી, જાણુતા કે અજાણુતા ભોયમા પડી રહયુ હોય છે તે એકાદ ફણગો કાઢે છે જે આખરે મોટુ ઝાડ બની ફુલ અને ફળથી ભરાઇ જાય છે—તેમ વિચાર આવે છે કોઇવાર સૂર્ય આવે તેમ આવે છે એટલે પહેલા ઝઝકળુ થઇ, પછી ઉજાસ વધતો જઇ આખરે દષ્ટિ મર્યાદાપર એક ચલકતી લીટી દેખાય છે જે ધીમે ધીમે અર્ધ ગોળ અને આખરે આખો સૂર્ય બને છે કોઇવાર બાળક આવે તેમ આવે છે એટલે તમામ પ્રસૂતિક્રિયા થાય છે, અને એક બાળક જનવા માફક અનેક પ્રસવ વેદના સાથ વિચાર આવે છે કોઇવાર દરીઆની તલેટીમા ડુબકી મારવી પડે છે, અને કોઇવાર જમીનના ભીતરમાથી હીરા કાઢવામા આવે તેમ તેમને માટે ઊંડુ ખણવુ પડે છે કોઇવાર ઘુટણમરડી પડેલા એક સાદા ગૃહસ્થને

ખભાપર તલવાર લગાડી કહેવામા આવે " ઉઠો, સર નાઈટ " તેમ આવે છે કોઇવાર વાવટાઓ, ઝુડાઓ અને ઠાઠમાર રોશની વચ્ચે બાદશાહની આમદ થાય તેમ વિચાર આવે છે કોઇવાર રાતના અધકાર વચ્ચે તારાઓથી ઝળઝળી રહેલા આકાશ માફક વિચાર આવે છે કોઇવાર જરથુસ્ત્રને સરોશ ઇજદની બસારત થતી હોય તેમ આવે છે કોઇવાર આસમાનમા એક હાથ દેખાઇ મુસા પેગામ્બરને તોરાત કે મહમદ પેગામ્બરને કોરાન આપતો હોય તેમ આવે છે કોઇવાર દુરથી વાજીત્રના અવાજ જેવુ લાગે છે જે વધારે અને વધારે પ્રગટ થતો આખરે આકાશી સરોદોથી મનને ભરી નાખે છે કોઇવાર મોડે આવેલા પરોણા (કે નસીબ ? ) હોટલનુ બારણુ ઠોકે તેમ આવે છે, પણ કોઇએ અદરથી જવાબ ન આપનાથી બીજે ઠેકાણે જાય છે કોઇવાર કોઇ અચિતો ખાઈમા તુટી પડે અને પછી જાણે, કે ખાઇમા તુટી પડાયુ છે તેમ વિચાર આવે છે કોઇવાર ખખળતુ પાણી હાથપર કે મોહોડામા રેડાઈ જાય તેમ ઉઉઉઉઉઉઉ કરતો આવે છે કોઇ વાર તેને લાવવા માટે ઉભા કાટાની વાડપરથી ઉઘાડે પગે નાજુકાઇથી ચાલી જવુ પડે છે કોઇ વાર ઉચામા ઉચા પહાડની ઉચામા ઉચી ટોચપરથી તુટી પડયા વિના નીચે જોતા આવેલી ભમરીની માફક વિચાર આવે છે કોઇવાર " બીસ્તરે નરમ, " અને કોઇવાર " ખાકસ્તરે ગરમ " પર સુવાથી આવે છે કોઇવાર " મહેતાજીની સોટી ઝમઝમ વાગે " તેમ આવે છે પણ કોઇ પત્થરની દિવાલમા હથોડાવડે ખીલો ઠોકવાની કોશેશ કરતુ હોય તેમ વિચાર કદી આવતા નથી



# ખુદાની મુલાકાત.

રયશ બચશમે પાક તવાન દીદ ચુન હલાલ
હર દીદે જાયે જલવે આન મહેપારેહ નીસ્ત (હાફેઝ)

ચદ્રમાને જોઇએ તેમ તેનો ચેહરો પાક નજરથી જોઈ શકાય
બધીજ આખો તે ખુબસુરતી જોઇ શકિત નથી

દીદને રયે ખુબે તો બર હમે બરક વાજેબ અસ્ત
સેજદે દરગેહે તો બર જુમલે મલાયક અસ્ત ફર્ઝ

તારા સુદર ચહેરાનુ દર્શન કરવુ દુનિયાના
તમામ લોકને વટતુ છે, તારી દરગાહ આગળ સેજદો
કરવાની તમામ ફરેસ્તાઓની ફરજ છે (હાફેઝ)

ખુદા આગળ જવુ એટલે ચાલવુ નહી, પણ ઉભુ રહેવુ ખુદા આગળ ઉભુ રહેવુ એટલે ઘુટણપર બેસવુ પણ કહેવાય છે ખુદા જોડે વાત કરવી એટલે મુગુ રહેવુ એમ પણ થાય છે માણસના અનુભવમા આવી શકનારી ઉત્કૃષ્ટ હાલતોમા આ સર્વોત્કૃષ્ટ છે જેનો ફારસી શબ્દ બહેશ્ત છે જેણે એકવાર તે અનુભવી હોય તેને તેમાથી ખીસવાને બહુજ અસીકુ લાગે છે. આ માનસીક હાલતની જરૂરીઆતોને ખાતર ખુદા પોતે એક માતા, બાળકને રમતમા નાખી ઘરને લગતુ કામ કરવાને અળગસે ખસી જાય તેમ (ખુદા પોતેજ) ખસી જાય છે પણ જેમ માતા, બાળકને યાદ કરતી પાછી આવે છે તેમ ખુદા પણ પોતેજ બદાને યાદ કરે છે ત્યારે આ મુલાકાતનો પ્રસગ પાછો આવે છે

પવિત્ર હજુરમા સર્વ પવિત્ર છે, એક ખ્યાલ માત્ર પણ અપવિત્ર રહી શકતો નથી તમારો નાસુરો અને ચાઠાઓથી ભરાયેલો ગ્રહસ્થ, જેણે પશ્ચાતાપ હજી કર્યો નથી અથવા કરવામાજ રોકાયલો છે, તેને હજી થોડા દહાડા ઇસ્પીતાલમાજ રહેવા દો આ પવિત્ર મદીરમા દાખલ થવાને તે લાયક થયો નથી અહીઆ દાખલ થયો કે અગ્રતાપ કે પશ્ચાતાપ કાઇપણ હોતુ નથી ગરમી કે ઠડી, રોશની કે અધારૂ અહીઆ કાઇજ નથી આ શારીરિક આખો વોર અધારામાં કે અનહદ રોશનીમા—ઉઘાડી કે બધ—સરખીજ છે

એકજ શબ્દ આ હાલતનુ વર્ણન કરી શકે
શાતિ—સપૂર્ણ શાતિ

અતકરણનો કીડો કે આગળથી હાઉ હાઉ કરનાર કે પાછળથી

ડાધુ ભરનાર કોઇ કૂતરો અહીઆ સાથે આવી શકતો નથી, કારણકે જાનવરોને આ પવિત્ર મંદીરમાં દાખલ કરવાની સખત મનાઇ છે

અહીઆ સૂર્ય અને તારાઓનુ બીજુ નામ અધારૂ છે જેમ સૂર્યને આવતા જોઇ તારાઓ ગુમ થઇ જાય તેમ અવર્ણનિય હજુર (Ineffable presence) મા સઘળા સૂર્યો અને તારાઓ ગુમ થઇ જાય છે

વખત મધરાતનો હતો, અને આજુબાજુ સઘળે અધારૂ હતું મારો જમણો હાથ ડાબી છાતી ઉપર હતો અને હુ ઉધે મસ્તક પડેલો હતો મારી (શારીરિક અને આત્મિક) આખો ઉઘડી જઇ હુ જાગૃત થયો અને પોતાને અને બીજાઓને (સેતાન અને તેના મળતિયાઓ સિવાય) કાલે હતો તેના કરતા વધારે સારો જણાવા લાગ્યો

મરકી જોરમા ફેલાયલી હોય, મુદ્દડાના ઢગો ગાડાઓમા નાખી ઘસડી જવામા આવે, મિત્રો અને નજદીકના સગાપણ કદાચ ધાસ્તીથી છોડી જાય, ગામ ઉજડ બને, અને મહોલ્લામા ઘાસ ઉગી નીકળે,—તે વેળાએ ' ખુદા ! અમારીપર દયા કર ! ' કરી પોકારવુ કે દરવાજાપર લખવુ તે કરતા તંદરોસ્તી અને શાંતિને ખુદાની મુલાકાત માટે વધારે અનુકુળ માની લેવુ જોઇએ

રેલ ચઢી આવે ત્યારે કોઇ ઝાડની ઉપર ચઢી જઇ ડાખળીએ ટીંગાઇ રહી ગુગળાતા દમ સાથ અને ઉચે ડોળે કોઇ હોડી આવવાની વાત જોતા ખુદા યાદ આવે તે પહેલા તેની મુલાકાતે પહોચી જા કાળો વાવટો ચઢાવવામા આવે અને ઘંટનો ધીમો અને ગંભીરનાદ ચાલુ થયો હોય ત્યારે પાદરી આગળ પશ્ચાતાપ કરી " ખુદા ! મારો આત્મા તને સ્વાધીન કરૂ છુ " એમ બોલી લટકી જવાનો પ્રસંગ, વખતસર ખોદાની મુલાકાતે જવાથી આવતો નથી, અને બીજે દીને—મુઆઓ વાચતા હોય તો—' મકકમપણે માચડાપર ચઢી ગયો ' કરી ન્યુસપેપરમા વાચવુ પડતુ નથી કયા નાદર ભેજાએ માણસને આ રીતે ખુદાની મુલાકાતે મોકલી દેવાની શોધ કરી હશે !

પ્રિય વાચનાર ! તારે માટે ફુલોના પમરાટ વચ્ચે પવનની મધુર લેહરીથી મસ્ત બની, બાગે બહેસ્તમા જયારે ઝાડની ડાખલીઓ વચ્ચેથી ઉગતો સૂર્ય ભભુકદાર બળતા માફક દેખાય ત્યારે ખુદાની મુલાકાત કરવાનુ હોજો

કમનસીબ તે છે કે જે ખુદાની મુલાકાતે કદી જતુ નથી વધારે કમનસીબ તે કે જે ખુદા તેની મુલાકાતે આવે ત્યારે ઘરમા હોતુ નથી

## તમારા આત્મા ઉપર વિશ્વાસ રાખો છો ?

એક આત્મામા—તમારા પોતાનાજ આત્મામા—આખી દુનિયાને પુગી વળે એટલા સાધનો છે

આ ભના માણુસો માટે ઈશ્વરનો આભાર માનો, પણ કહો "હુ પણ એક માણુસ છુ"

નકળ કરનાર, જેની નકળ કરે છે તેની બરોબરી તો કરી શકતો નથી, પણ સામુ પોતામા કાઈ સારૂ હોય તે પણ ગુમાવે છે

આપણે પોતાનાજ પગો વડે ચાલશુ, પોતાનાજ હાથો વડે કામ કરશુ, પોતાનાજ વીચારો જાહેર કરીશુ (ઇમરસન)

કેટલા બધા છે જે છાતીપર હાથ મુકીને "મારો આત્મા મારો પોતાનો છે" એટલુ બોલવાને હિંમત કરી શકતા નથી ! તેઓ પોતાના જેવા થવા કરતા કોઇના જેવા થવુ વધારે પસદ કરે છે જેમને એટલુ થોડુ સ્વમાન તેઓ સ્વદેશ માટે કે પોતાની જાત માટે કેવી રીતે માન ધરાવી શકે ? જેઓને મીસેગોના જેવા સુભાષીત ન કહેવામા આવે તો તેમને મનથી જીવતરજ નહી, તમારા કે મારા જેવા બહાદુર કહેવામા આવે તો પૂરતુ થાયેજ નહી, તેઓ તો રૂસ્તમ પહેલવાન જેવાજ હોવા જોઈએ પણ સમર ! પોતાના જવાન બેટા સોરાબને તેઓ પોતાને હાથે મારી ન નાખે તે સરતેજ રૂસ્તમ પહેલવાન પણ થશે અને તમુને ગમે તો—જો તેમને દરિઆની વચ્ચે કોઇ ખડક ઉપર નેપોલિયનની માફક સેવટે કેદ કરવામા ન આવે તો તેઓ નેપોલિયન બોનાપાર્ટ પણ થશે જમશેદજી જીજીભાઇ જેવા સખાવતી એમ કહેવુ તો બહુજ થોડુ પડે, બસ હાતમતાઇ જેવાજ થવા જોઈયે જેઓ પોતાના માબાપના દીકરા કહેવાવાને શરમાય અને કોઇના માબાપના દીકરા થવા નિકળે, ફરવા હરવામા, પ્રિત કરવામા પોતે નહી પણ કોઇ બીજાજ બની જાય, તેઓ પોતાની જીદગી જીવવાને બદલે કોઇની જીદગી જીવે છે નિરાશ્રિયો પોતાના નિમધમા ટાકવા દેવાને થોડાક ચલકતા વાકય તૈયાર રાખે છે, અને મોટી ઉમ્મરનો 'વકતા કે લેખક' ઘણીવેળા એવાજ ફાફા મારતો દેખાય છે નોવેલમા વાચ્યુ હોય તેમ

પ્રિન્ટ કરવા પડે છે એટલે દરેક વાકયની શરૂઆત અને છેડો, એક આવે ત્યાં સુધી, 'મારી વહાલી !' અને 'મારા વહાલા' !

આ સઘળાનો બદલો શું ? લાગણી અને વિચારના દરવાજા તેઓ પોતાની પર બંધ કરે છે, અને તેમનો શત્રુ જુલમ કરે ત્યારે મારી પર જુલમ થાય છે એટલું બોલવાને અશકત થઇ પડે છે તે તો શું, પણ માકડ કે કીડી ચટકો મારે તે જગ્યા પર—આંખ બંધ રાખીને, આંગળી મૂકી શકે નહી,—સીમેરો જેવા સુભાખીત થવાનું તો બાજુએજ રહયું

તમારી પોતાની લાગણી અને જુસ્સાથી તમારી સઘળી સચ્ચાઇ સાથે તમારી પોતાની ગમે એવી સાદી ભાષામાં બોલી શકો—એ તમારૂં સીમેરોપણું તમારી સઘળી બહાદૂરી, જુલમાટને ઓછો કરવાને કે દૂર કરવાને વાપરો, સચ્ચાઇને માટે લડવામાં વાપરો, એ તમારૂં રૂસ્તમ પહેલવાનપણું, નહી કે અમુક સંખ્યાની લડાઇઓ જીતવામાં કે અમુક દેવો કે રાક્ષસોને જેર કરવામાં કહેવાય તમારા સઘળા સખાવતના જુસ્સાથી તમારી સઘળી શકિત મુજબ સખાવત કરો એ તમારૂં હાતમતાઇપણું કે સખાવતે બહાદૂરપણું જે દરબળ પોતે રહેવાને બદલે કોઇ બીજોજ થાય તેને માટે ઇશ્વરના દરબારમાં નોંધ રાખતા પણ ગુંચવાડો પડે કે તેમને પારસી, મુસલમાન, ખ્રિસ્તી કે કઇ ન્યાતમાં મૂકવા, આથી તેમને ન્યાતી વગરના કે વર્ગ વગરના તરીકે નોંધવા પડે કોઇ રયાનો મુસલમાન કે ખ્રિસ્તી, તેમને મુસલમાન કે ખ્રિસ્તી બનાવવાને પણ ના પાડે પડી જતું ઘર—તે ગમે એટલો ચુનો કે રંગ મારેલું હોય તો પણ કોણ લેવા નીકળશે ? માણસોનો મોટો ભાગ પોતાના આત્મા ઉપર વિશ્વાસ રાખતો નથી, તેથીજ તેઓ જુઠું બોલે છે, તેથીજ તેઓ લાંચ આપીને કે તરેહવાર અપમાનો ખમીને માન કે ખેતાબ મેળવવાને મંડયા રહે છે, તેથીજ તેઓ પગ ભાંજવાના કે જીવના પણ જોખમે ઉંચી એડીના બુટો કે અગવડ ભરેલા નુકસાનકારક ફેશનના પોશાકો પહેરે છે, તેથીજ તેઓ પોતાનો ચેહેરો રંગે છે, તેથીજ તેઓ વિદ્વાન બનવા કરતાં કહેવાવાનું અને એકાદ યુનીવર્સીટીની દીગ્રીની ચાઇ ચાઇ વધારે પસંદ કરે છે, અને જર અને જોરની ખુહારી કરી સ્ત્રીઓ કે પુરૂષો તુટાતુટ અને દેખાદેખી કરે છે, જાણે કે યુનીવર્સીટીઓની હસ્તી અગાઉ વિદ્વાન માણસો હતા નહી, કે "એગેમેમનોનની અગાઉ બહાદૂર માણસો હતા નહી"

તેઓ કેળવણીનો અર્થ એટલો તો થોડો સમજે છે કે યુનીવર્સીટીની મતલબ-જે લોકોમા જ્ઞાન અને વિદ્યાની ઉલટ ફેલાવવાની સરકારની કોશેશ છે તેપણ જાણી શકતા નથી, અને જાણે કે યુનીવર્સીટી જેટલી ડીગ્રી આપી શકે તેટની લીધી કે સઘળી વિદ્યા અને જ્ઞાનની ટોચે ચઢી ગયા

પણ ધારો કે સઘળા સુધારા વધારા શરૂ થઇ ચુક્યા છે બાળકોને જન્મતાને વાર બહેસ્તમા ન જવા દેતા થોડો વાર વધારે આપણી સાથ રાખવા સારૂ જગેજગ અને ડગેડગ દુધશાળાઓ કાઢી આઠ આને શેર દુધ કરી ફ-તે પામિયે પછી શુ ? ધારો કે બાનુઓને માટે સઘળા ધધાઓ ખુલ્લા કરીએ અને સખ્યાબંધ કરનલ ધનબાઇઓ, જેનરલ દીનબાઇઓ, બેરીસ્ટર નાજા અને પ્રેમીઅર સીલ્લાનો વખત આવી પુગ્યો-પછી શુ ? ધારો કે આપણામાનુ એકેએક જણ સ્ત્રી કે પુરૂષ-યુનીવર્સીટીની ચઢતામા ચઢતી ડીગ્રી લઇ એમ સી પી દી કે. એલ થઇ રહયા,-પછી શુ ? વાગે કે માસાહારીપણુ દૂર થઇ સર્વ વનસ્પતી અને ફળફળાદીનો સ્વચ્છ ખોરાક ખાતા શીખ્યા. પછી શુ ? દુનિયાએ દારૂ પીવાનો તજી દીધો અને 'તેમ્પરનસ સોસાયટી ' નુ કામ સપૂર્ણ થયું પછી શુ ? ધારો કે આપણે સ્વરાજ પામ્યા પછી શુ !

વળો પછી શુ ? સઘળા સુધારા વધારામા દુનિયા સપૂર્ણ બની ગઇ,-માત્ર તેને આત્માજ ન મળે-એટલુ બાકી !



## ખરૂ બહેસ્ત અથવા સ્વર્ગ આ દુનિયામાં શરૂ થાય છે અને થવુ જોઇએ.

---

એક સ્હવારે હુ બીછાનામાથી ઉઠયો અને રાતે ઉઘ ન આવેની તથા નાપસદ સ્વપ્નાવસ્થામા અછાડ પછાડ કરી રાત પૂરી કરેલી તેથી મગજ સુસ્ત અને ઉદાસ બનેલુ, એવી હાલતમા સર્વ શક્તિવાન સાહેબ સામે મે લડાઇ જાહેર કરી ઇશવર-નિદાની સરહદ પર ધસી ગયો એવામા સર્વ શક્તિવાને એક ગરમ પાણીનો હાડો મોકલ્યો કે જે વડે અગોળ કરી, તેથી ગરમ ચાહનુ પ્યાલુ આવ્યુ તે પીઇ લીધુ, અને તે પૂઠે નાસ્તો આવ્યો તે ખાઇ લીધો કે સુલેહ થઇ ગઇ

અને મે મારૂ માથુ ખાકમા પટકયુ આહા ! સૂર્યના પહેલા કિરણો સાથ સઘળા ભૂતો દેવળના વાડાઓમા કે સ્મશાનભૂમિ તરફ અથવા દાટવાની જગ્યાઓ તરફ પાછા ફરતા લાગતા નથી, પણ માણસો નાહી ધોઇ ગરમ ચાહ પી, નાસ્તો કરી લે ત્યા સુધી તેમના વિચારો અને કામોમા ખલેલ કરવાને રઝળતા ફરે છે, એમ જણાય છે કે આત્માનો સૂર્ય ઉગ્યા વિના બહારની દુનિયાના સૂર્યનુ ઉગવુ પૂરતુ થતુ નથી

આ તે પળ છે કે જયારે ખનગી કે જાહેર જ જાળના બોજા તળે કચડાયેલો કે બિમારીના બીછાનામા કાયર થતો કે સ્વપ્ન કે જાગૃત અવસ્થામા ભયથી ધ્રુજતો રાજા કે કરોડપતિ અદેખાઇ કરે જયારે સુખ અને માત્ર હસ્તી એકજ થઇ ગયેલાં લાગે છે આ તે વખત છે કે જયારે ભુતમા એક નજર ફેકી લઇ, ભવિષ્ય માટે ઉપયોગી અને ભલા ઠરાવો કરી લેવા જોઇએ. ના-એટલુજ નહી, પણ ચાલુ મુકી દઇ કામ કરવાને વળગી જવુ જોઇએ પણ કયા ચાલુ મુકવુ અને કયા કામે વળગવુ ? આકાશના ફરેસ્તાઓ તારા ભોમિયા થાય અને જાતે મુતલક ખોદા પોતે તારો રાહબર થાય કે જેથી સૂયના પોતાની આખ કરતા તુ વધારે જોનારો થાય આ તે વખતે છે કે જયારે ફરેસતાઓ આકાશપરથી નીચેની દુનિયામા જોય તેમ તુ નાસ્તા વગર કે નાસ્તાની આશા પણ વગર રખડતી દુનિયા તરફ જોય, આ તે વખત છે કે જયારે તુ તારૂ જન્મચરિત્ર લખી કાઢે, આજ શુ ખાધુ અને કાલ શુ ખાધુ તે નહિ, આજ આ સ્વપ્નુ આવ્યુ અને કાલ પેલુ આવ્યુ તે નહિ, પણ કયાથી રડવાનો અને કયાથી હસવાનો અવાજ સાભળ્યો, ભુખ્યુ પેટ કેવુ લાગે છે અને ધરાયેલુ કેમ લાગે છે, વગેરે, ખરૂ જન્મચરિત્ર લખ, અને નહિ કે જન્મચરિત્ર અને તુ, એકબીજાને પીછાણી ન શકે તેવુ આવી રીતે એક ખરૂ જન્મચરિત્ર લખનાર આખી દુન્યાનુ જન્મચરિત્ર લખશે, કારણ કે જ્ઞાનતઓ બનેમા એક સરખાજ છે કેટલા થોડાઓ પોતાના ભાઇબધો સાથ સાધારણ અને અરસપરસ અનુભવથી પીછાણાયેલા દુખો માટે પણ કાળજી રાખે છે, અને કદાપિ કોઇનુ ઘર બળી જવા માટે કે કોઇ ભૂખે મરવા માટે કાઇક દીલસોજી બતાવનાર નીકળશે, પણ જે અનુભવો અસાધારણ અને દરેકના પોતાના હોય તે માટે જયારે છાતી ફાટફાટ થતી હોય ત્યારે, ઓ આકાશ ! તુ ન હોય તો એક કમનસીબ જીવડો

પોતાની આંખો કયા ઉંચી કરત? ઓ ખોદા! જરાક પણ રાહત કયાજ હોત, જો તુ ન હોત? કોઇ બુઝોરગે વાજબી સલાહ આપી છે કે હમદર્દી વિનાના આગળ તારૂ દુખ રડવા જતો ના, તે માત્ર તારી તરફ હસશે કાંકરાના બીછાનાપર સુતેલો ફરીઆદ કરે, પણ મખમલના બીછાનામા સુતેલો તેને ગમે એવા કાંટા ભોંકાય તેમ લાગે, છતા કેની રીતે ફરીઆદ કરે, જયારે કોઇ લોખંડના અણીદાર ખીલા-પર સુઇને તમાસો કરવાને શોખેલો ભિક્ષુક ફકીર આ બનેની નિર્દય હાંસી કરે

ઓ કાબેલ તબીબ! ઇનસાનના નાનતુઓનુ જ્ઞાન તુજ ધરાવી શકે છે તારા દુખો માટે, ઓ અક્કલવત માણસ! ખરા હમદર્દી–ખરા તબીબને શોધી કાઢ જયારે કોઇ પોતાનુ દુખ રડે ત્યારે ધિરજથી તેનુ સાંભળજે ઘણાખરા દુખીઓને પોતાનુ દુખ રડતા આવડતુ નથી, અને અનેક ખોટી કલ્પનાથી દોરવાઇ એક ખરો 'કેસ' ખોટી રીતે રજુ કરે છે, જયારે ઢોંગ જેવુ લાગે તો'ણુ બહુજ સબુરીથી કામ લેજે, કારણ કે આ દુન્યામા સબુરીનુ બહુજ કામ છે દરેક શાંતિની પળને ગનીમત સમજ અને કામ કરવાનો વખત ગણી લે કારણ કે, ઓ માણસ! પશુની માફક ખાબોચીઆમા સ્નાન કરીને સૂરજની ગરમીમા માત્ર જાનવરી શાંતિમા નિદ્રાવશ થવાનુ તારે માટે નથી, પણ ખરા કામકાજ માટેજ તે તને મળેલી સમજ ગમે એવા વૃદ્ધ માણસને માટે હમેરોજ જુવાની આવે છે તે, આ–દિવસનો સહ-વારનો વખત–છે જયારે રાતની આરાઆેશ પછી, નાસ્તાની તરોતાજગી પછી જુવાન કે બુઢ્ઢા માટે જુવાનીનો વખત છે રાત પડતા આરા-એશ લેવાનો અને ઉંઘમા પડવાનો વખત આવી પુગશેજ

એક નાસ્તાએ, ખોદા સાથ, દુનિયા સાથ, અને–વધારે અગત્યનુ તો–મારી પોતાની સાથે સુલેહ કરાવી છે જે દુનિયા નાસ્તા અગાઉ કે નાસ્તા પછી પોતાને ઓળખી શકતી નથી તે ખોદાની શોકર ગુજારી કેમ કરી શકે કે એક ભુખ્યા જીવડાની દાઝ કયાથી ધરાવે? મને લાગે છે કે એક નાસ્તા અને બીજા નાસ્તાની વચ્ચે ઘણાઓ દોજખમા જતા હશે એક ઉદાર નાસ્તાની ઉદાર અસર તળે આ વિષય લખાયો છે, તો કેટલી મધી લાગણીઓ, અને કેટની બધી ઉદારતા, સંતોષાયલી સુખ, દુન્યામા વધારી મૂકે! માણસ જાતના સામાન્ય સુખમા વધારો

કરવો અને સામાન્ય દુ:ખને ઓછુ કરવુ એ ગમે એવી ખરી કે ખોટી સ્વાર્થી નજરે જોતા આપણુજ સુખની (અથવા સ્વર્ગની) થાપણુ વધારવાનુ ખુલ્લુ દેખાય છે એકલપેટાપણુ, શરિરને નામે કે આત્માને નામે, આ દુનિયાના નામથી કે કોઇ બીજી દુનિયાના નામથી તેને તેજ છે એક આખી દુનિયાના તારણુ માટેજ કુદરત કાર્ય કરે છે એક, બે કે થોડાક જીવોને માટે આ મહોળી કુદરત કામ કરી રહી નથી. એક આખી દુનિયા, ભેગીજ સ્વર્ગમા જાય અથવા તેની બહાર રહે.

"હમે આદમીઆન અઝુહાએ યક દીગર અન્દ" (સઘળી માણુસ જાત એક બીજાના ભાગો છે )

આપણુ માથુ સ્વર્ગમા જાય અને આપણા હાથ પગ બ્હાર રહી જાય-મોટો, મોટો, મોટો દાદો સ્વર્ગમા જાય અને નાનો, નાનો, નાનો પૌત્ર કે દોહિત્ર આ જાનમ દુનિયાના સપાટામા હોય, તે વેળાએ સ્વર્ગ કોણુનુ કહેવાય અને કોણુનુ નહી ! સ્વર્ગ જો આ દુનિયામાજ શરૂ થતુ ન હોય તો તે કોઇને માટે પણુ બેહુદાઇ વિના હોઇ શકે નહી

એકલપેટા, મતલબીઆ માણુસોએ રાજ્યકારભારને નામે કે ધર્મ ઉપદેશને બહાને જે ખોટા, ઇશ્વરદ્રોહી ફતવાઓ ચાલુ કર્યા હોય અને માણુસને ભોગે માણુસનુ તારણુ આ દુનિયામા કે બીજી દુનિયામા થવાન માન્યુ હોય કે મનાવ્યુ હોય તો આપણે આપણી અકકલને વધારે વાર અપમાન થતુ રહેવા દેવુ ન જોઇએ કુદરત કે જેણે આપણી મુશ્કેલીઓ અને આપણી ભુખોને આપણા શિક્ષકો બનાવ્યા છે-અને કોણુ બીજુ વધારે સરસ શિક્ષકો ચુંટી શકે કે થઇ શકે ? તેણે આ ભુખોવડે આપણી લાગણીઓને વધારે ઉદાર અને ઉમદા તબક્કાપર લઇ જવાનો ક્રમ રચ્યો છે, પણુ આપણી અકરાંતેલી અને આંધળી ભુખોએ તેથી ઉલટુજ કર્યુ છે, અને આપણી ભુખો સતોષવાને આપણુને એકલપેટા થતા શીખવ્યુ છે આ દુનિયાની તમામ હસ્તીમા બે જાતની પ્રેરણા કામ કરે છે,-અથવા એકજ પ્રેરણા કામ કરે છે જે ઉતરતા ચઢતા તબક્કા પ્રમાણે આંધળી અથવા જ્ઞાની પ્રેરણા Enlightened instinct કહેવાય છે પહેલી ઘણે દરજજે પશુઓમા કમ કરે છે, ત્યારે છેલ્લી માણુસના ઉંચા તબક્કાપર કામ કરે છે અને કરવી જોઇએ એક દિવસ તેના કલાક, પળ વગેરેમા બીજા દિવસ જેવોજ છતા શા માટે કુદરતે ૩૬૫ દિવસનો એકજ[illegible]

બનાવ્યો નથી ? અથવા સાપ વગેરે માટે વર્ષમા એકવાર કે એકજ ચોકક્ સ ૠતુમા ખાવાનુ સરજયુ છે છતા શા માટે આપણે દહાડામા એક, બે કે ત્રણ વાર ખાઇએ છીએ ? કારણ કે કુદરતે એક દિવસને આપણે માટે જમાનાઓનો સક્ષેપ્ત બનાવ્યો છે એક માણુસની આ દુનિયાની આખી જીદગીના સઘળા તબકકાઓ તેમા સમાવી દીધા છે, કે જેથી આપણે જોઇ શકિએ કે કાલ કરતા આજ આપણે કેટલા ડાહયા થયા નથી અથવા કેટલા ડાહયા થયાછીએ ? એક 'આખી જીદગી મા આપણે (Political department) રાજદ્વારી ખાતામા કે પોલીસ ખાતામા દાખલ થવાને સઘળા અનુભવો મેળવિયે, એક એલચી તરીકે વધારે હીકમતથી જુઠુ બોલીયે કે કુશળ 'ડીટેકતીવ' કે જાસુસ બનીયે કે, કોઇ ગમાર ગામડીયાની જાળમા આખરે સપડાવાને ખડુ કહેલુ બનીયે, અથવા "A penny saved is a penny gained" નુ ઉમદા દુનિયાદારી ડહાપણ ઘણી મહેનતે હાસલ કરીએ-પણ ખરૂ ડહાપણ, આપણા ઇન્સાન્યતપણા સાથ મહોડેમહોડુ ઓળખ કરાવનાર ડહાપણ શીખવવાને કુદરતે એક દિવસ અથવા બે નાસ્તા વચ્ચેનો વખત વધતામા વધતી હદ તરીકે આપ્યો છે

એક બોદાબક્ષ નાસ્તા પછી ઉત્પન્ન થયેલુ ડહાપણ જેવુ હોય તેવુ રડેની આખો સાથે મારી જાતને-મારી વહાલી માણુસ જાતને અર્પણ કરૂ છુ



## અનેક માથાવાળો દૈત્ય—બદી.

### સાચો સુધારો.

મે ઘણો વખત સુધી સુખી હોવાનુ ડોળ ઘાલ્યુ છે—હુ કાઇ પણ પ્રકારે દુ:ખી છુ એમ કબૂલ કરવાને—મારા હૃદયના એક ખુણામા અલગસે કબુલ કરવાને-પણ મે ના પાડયુ છે, પરતુ મારો આત્મા આ સઘળી અકુદરતી કોશેશોથી અને હરેક બની શકતી ખેચ તાણુથી સુસ્ત પડેલો આત્મા-વખુવાર આ બોજો ખમી શકવાને અશક્ત થઇ પડયો છે અને મારા ઓરડાના બારણા બારી બધ કરી મે 'દસુક' કરી રડી દીધુ છે આહા ! દુ:ખ અને દનગીગીથી મળતી સઘળી મોજ ભોગવવા મે પોતાની ઉપરથી કાબુ છોડી દીધોછે

લાખો વખત સુધી મે નિસાસો કાઢવાને કે આંસુ પાડવાને મારી મરદાનગીને ન છાજતુ ગણી રાખ્યુ હતુ આસુના દરિઆને મે જર્કસીસની માફક ચાબકે ફટકાવ્યો હતો [1] કેન્યુત રાજાની માફક હુ બોલ્યો હતો, "ખબરદાર ! અહીથી વધુ આગળ આવીશ નહી" થોડીવાર, આ બાદશાહોને ન મળેલી ફતેહ મે (આસુના) ખારા પાણીપર મેળવી પણ અફસોસ ! થોડીજ વાર !

ભરતીના જોસ અને ઉછાળા સાથ વધુ બળથી ધસી આવી તેણે મારો કાઠોજ તોડી નાખ્યો નિસાસા અને આસુની ઉપરવારો હુ પોતાનો માનતો હતો ત્યારે તેઓ માત્ર ઘણીજ ધીમી ગતિથી ચાલ્યા આવતા હતા આખરે એક નિસાસો નિકળી પડયો છે,–એક આસુ ટપકયુ છે,–મે ઠાલી મગરૂરીથી પોતાને છૂટકારાનો દમ ખેચવા દીધેલો નહિ તે આખરે ખેચ્યો છે

દુ ખનો ફરેસ્તો બોલાવ્યા વિના આવે છે જયારે મે મારા બારણા તેની સામે મજબુતીથી બધ કીધા અને લોખ ડના જાડા સળીયાઓથી વધુ મજબુત કરી, આ વગર તેડે આવેલા પરોણાને હુ બહાર રાખુ છુ એમ હુ સમજતો હતો, ત્યારે તે તો સઘળો વખત મારા ઘરની અદરજ હતો સઘળા ખીસા કાતરૂઓને ડેલી સેરવી લેનારાઓને, ધોરી રસ્તાપર ભરેલી બદુક દેખાડી "તમારી ડેલી આપી દો" એમ માગનારાઓને જેલોમા પૂરી,–સઘળા દિવાનાઓને દિવાનાશાળામા બધ કરી–પોતાના બારણા બધ કરીને જનસમાજ ધોળે દિવસે અભય ઉઘી ગયો છે, ત્યારે ઘર ભાજુઓ, કજીઆ દનાલો, 'આબરૂદાર'

૧ ઈરાનના શાહ જર્કસીસ (ઇ સ. પૂર્વે ૪૮૫ થી ૪૬૫) વિશે કહેવાય છે કે તે ગ્રીસ દેશ ઉપર ચઢાઈ લઇ ગયો, ત્યારે ડાર્ડનલ્સની સમુદ્રધુની પસાર કરતાં તેનાં વ્હાણોને હરકત પડી તેથી ગુસ્સામા આવી તેણે સમુદ્રના પાણીને ચાબુકના ફટકા મરાવ્યા હતા !

૨. ઇગ્લડના રાજા કેન્યુટ (ઈ સ ૯૯૫ થી ૧૦૩૫) વિશે કહેવાય છે કે તેના દરબારીઓ તેની અત્યત ખુશામત કરતા હતા તેઓને ધડો શીખાડવા માટે તેણે સમુદ્ર કિનારે પોતાની ખુરશી મુકાવી પોતે બેઠા ને સમુદ્રના મોજાને હુકમ કીધો કે 'અહીથી આગળ તમારે વધવુ નહિ,' પણ મોજા તો આગળ વધતાજ ગયા ને રાજાની ખુરશીની આસપાસ પાણી ફરી વળ્યા ત્યારે તેણે દરબારીઓને કહ્યુ 'તમે મારી અપાર શકિત જણાવો છો, પણ કુદરત આગળ મારૂ શુ ચલણ છે તે આ ઉપરથી જુઓ !'

લુટારાઓ અને સફેદ ઠગોના મોટા લશકરોએ તેનો કબજો લીધેલો હોય છે સખ્યાબધ "ધગ્આગો" ખુશાલ પોતાના કર્તુકોમાં રમતા હોય છે,-જેની સામે મડળી અને દુનિયા અને દુનિયાની સઘળી સરકારો અસરકારક ઇલાજો લઇ શકવાને અતિ અશકત થઇ પડે છે કારણ કે મડળી અને દુનિયા અને સરકારો માણસની બનેલી છે, અને માણસ એક ઘણોજ ટુકી નજરનો અધુરો પ્રાણી છે

જેલોમા પુરાનારાઓ અને કાયદાના સપાટામા આવી શકનારાઓ ઘણે દરજ્જે ખુલ્લા અને જાહેર શત્રુઓ ગણી શકાય, અને બીજુ કાંઇજ તેમની તરફેણમા ન હોય તોપણ એટલુ તો કહેવાયજ પણ આ ઘણીવાર માત્ર કમનસીબ માણસો જેમને મડળી કાઇક દરજ્જે પોતાના શત્રુ બનાવતી ન હોય તો ઘણી વાર શત્રુ બની રહે તેવી હાલતમા મુકતી હોય છે, તેઓમા કાંઇક ઉપયોગી અને ઉમદા તત્વ પણ કોઇક વેળા દેખાય છે વર્તમાનપત્રોમા કે ચોપાનિયાઓમા તેમના કાઇક દયાળુપણાના, સાચ્ચા ભાઇચારાના કે વફાદારીના દાખલા વાચવામા આવે છે

વાટપાડામા પણ કોઇ તો ઉચ્ચા પુરૂષાતન અને ઉદાર લાગણીઓનો એકાદ સફો તવારીખમા નોધાવી ગયો છે ચારીયુગીને-ઝાડો ઝુડીને-પાણીએ ધોઇને પણ ક સાફ થઇ શકે તેવુ અને ઉપયોગમા આવે તેવુ, એટલુજ નહી પણ ઉમદા તત્વ આ વર્ગમા કોઇવાર દેખાય છે, ત્યારે એક વધુ હલકો વગ, વધારે સડેલો વર્ગ, જેને શેતાન પણ પોતાનુ કામ કાઢી લઇ ખરા દિલથી ધિકકારે છે એવો, અનેક સજોગો અને કારણોથી ન્યાયની આખો અને બાજુઓને ફતેમ દીપી ઉડાવી શકે છે

આપણા કાયદાઓ અને "શિક્ષાઓ" (જેનો ખરો અર્થ સસ્કૃતમા 'શીખવવુ' થાય છે) તે ઘડતી વેળા આ સત્રણ જોઇએ એટલુ ધ્યાનમા લેવામા આવેલુ લાગતુ નથી

દરીઆઓ તરી જવાનો, પહાડો ઓળગવાનો અને મગળ કે બ્રસ્પતીના ગ્રહો સાથ સદેશા ચલાવવાનો સુધારો વધારો ઠીકજ છે પણ જયારે એક ડુબતી દુનિયાને બચાવી લેવાને કે ભુખી દુનિયાને ખવાડવાને બદલે, દુનિયાના નાશ માટે કે લોભો સતોષવાને અથવા પુકરાજીથી અખાડાઓ કરી દુનિયાને હેરત કરવાને આ શક્તિ હોય તો, એક કુતરો કે જે માણસને કોઇવાર ડુબતો બચાવી લાવે છે, અને એક

પક્ષિ જે પોતાની ચાચમા બી લઇ જઇ જ ગલો રોપે છે તેના કરતાં માણુસ અતિ તુચ્છ દેખાય અને તેની સઘળી ઉડવાની શકિત એક પક્ષિના જેવી સ પૂર્ણ કદી ન બનતા, માણુસ, જેણે ફાડી ખાનારાં જાનવરો સિંહો, વાઘો, વરૂઓ અને સાપો કરતાં વધારે કૃરતા અને ખરાબી ભુતકાળમા કરી છે અને વર્તમાનકાળમા કરતો રહે છે, તે ભવિષ્યમાં વધારે ન કરશે તેની જામીનગીરી આપણી કને રહેશે નહી

જે એક ફુકરાજી સતોષવાને પૃથ્વિના છેડા સુધી જતો હશે તે માટે સૃષ્ટિના છેડા સુધી જશે, અને જે પોતાના હવસો સતોષવાને જયોજીઆ ને સરકેરીઆને સાધનભુત બનાવતો હોય તે મગળ અને બ્રસ્પતીથી નુદગીઓ મેળવશે જયારે તીજોરી બનાવનારાઓ વિદ્યા અને હુન્નરના છેલ્લામા છેલ્લા સુધારા વધારા પ્રમાણે તીજોરી બનાવે છે, ત્યારે વિદ્યા અને હુન્નરની છેલ્લામા છેલ્લી શોધો વડે તીજોરી ફોડનારા ચોરો તેમની સરોબર ચાલતા રહે છે અત કરણની શુદ્ધ અને ઉચા માનસીકપણાના વધારા વિના માત્ર કહેવાતા "વિદ્યા હુન્નરના વધરા" આપણા સુખ કરતા દુખમા વધારો કરશે જયા સુધી આપણે આપણા સુધારા વધારાને સમતોલ અને સઘળી બાજુથી સરખો આગળ વધતો બનાવશુ નહી, ત્યા સુધી આપણે એક નિયમીતપણે સ્થાપણ કરેલી સરકાર કે રાજા જુલમ કરે તે કરતા વધુ જુલમ ઘરના અને બહારના પર લાખ કે બે લાખની હુમકપર કોઇકને કરતુ જોઇશુ, કે જે પોતા કરતા વધારે સરસ કે લાયક માણસો તરફ તુચ્છકારથી જોતુ હશે,-ત્યા સુધી આપણામા સખ્યાબધ ગૃહસ્થમા ખપતા લુચ્ચાઓ રહેશે, કે જેઓ કોઇને આજે કહેશે "સાહેબ! આપ તરફ ભારે માનથી હુ અસલથીજ જોતો રહયો છુ" અને બીજે દિવસે સોગદપર કહેશે કે તે 'કાઇજ કામનો નથી,'-ત્યા સુધી કોઇ લુચ્ચો તમને ઉભો થઇને, કોઇ પીર પેગમ્બરને નમતો હોય તેમ, બને હાથોમા તમારો હાથ લઇ નમશે, અને બીજે દિવસે કોઇના કાનમા ફુક મારી તમારી ટેબલપરથી રોટલી ને મીઠુ ગુમ કરી નાખશે એવા અનેક પ્રકારના લુચ્ચાઓ આપણા સુધારા વધારાના વખતના શ્રાપ સમાન ઘાલાતા અને "આબરૂદાર" તરીકે જીવી આબરૂદારની સુગધમા મરી જઇ શકે છે કયા કાયદાઓ આપણે તેમની સામે ઘડી શકિયે?

# છુટીનો દિવસ.

આજ છુટીનો દિવસ છે એક પળ, એક ટુકી પળ હું આ દુનિયાનો નથી અને પેલી દુનિયાનો નથી એક ટુકી પળ હુ હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી કે યાહુદીને ભુલી જાઉ છુ એક પળ એક ઇશ્વરવાદી ને અનેક ઇશ્વરવાદીને ભૂલી જાઉ છુ એક પળ આત્મવાદી અને જડવાદીને ભૂલી જાઉ છુ એક પળ સઘળા વાદી ને પ્રતિવાદીને ભૂલી જાઉ છુ એક પળ હુ નીતિવાન નથી અને અનીતિવાન નથી એક પળ હુ ઉચી ખુરશીએ બેસનાર કે ભોયે બેસનાર નથી એક પળ હુ પૈસાવાલો નથી અને ગરીબ પણ નથી એક પળ હુ રાજા નથી કે ભીખારી નથી એક પળ હુ હરોળમા ચાલનારો મેંઢો નથી અને મેંઢાનો ભરવાડ નથી, આ સર્વને એક પળ હુ ભૂલી જાઉ છુ આજે કોટવાલ ને કાજી દરવાજાપર તાલુ જોઇ ઘરમા કોઇ નથી કરી મુગા મુગા પાછા જશે જજાળ અને ફિકર મને ભેટવાને આવશે અને શેઠ ઘરમા નથી જાણી પાછા ફરશે એક પળ દરદ અને વૈદથી હુ છુટો છુ. એક પળ શએતાનીઓ અને ધર્મગુરૂઓથી સલામત છુ શુ મારી માએ મને જાણી જોઇને આ રાક્ષસને આપી દીધો છે કે જે લાબી સોટી લઇ મહેતાજી થઇ આવી મારા બચપણને ચિતાતુર અને ભયભિત બનાવે છે, મારી જુવાનીને ઉલટપાલટ જુસ્સાઓથી બાભરી બનાવે છે, મારા બુઢાપાને બેડોળ અને દુબળો બનાવે છે, અને સુસવાટ બની કોઇપણ પળે ગળી જવાની ધમકી આપે છે

ઓ દુનિઆ! તારા પેદા કરનારની યાદમા સપૂર્ણ રીતે પોતાને ભૂલી જવાની સર્વોપરી પળ તારે માટે હોજો



# નાગા લોકો વિષે.

---

આકેબત ગોરગજાદે ગોર્ગ શવદ
ગરચે બા આદમી બુજોર્ગ શવદ (સાદી)

**અર્થ**—આખરે વરૂનુ બચ્ચુ વરૂજ નિકળશે, જોકે તે માણુસ સાથ વસવાનુ માન મોટાઇ પામ્યુ હોય

હરકે દદ યા મરદુમે બદ પરવરદ
દીર વ જુદ અઝ જાન બર આરદ્શ દમાર (સાદી)

**અર્થ**—જે રહેશી ફાડી ખાનારા જાનવરને કે ખરાબ માણુસને પાળે છે તેનુ મોડે કે વહેલે તેઓ ભેજુ બહાર કાઢશે

આ અચોકસ દુનિયામા એક વાત ચોકસ છે,ભુંડાથી ભનાઇની આશા રાખી શકાતી નથી

તેમના સગાવહાલા, તેમના મિત્રો, તેમના નોકરો, તેમના કુતરા, તેમનુ વાતાવરણ કાઇક સામાન્ય રૂપ હોય છે, અને થોડા ઘણા એક બીજાને મળતા આવે છે તેમની સાથે વધ ઓછા સમાગમના પ્રમાણમા જોખમ વગારે ઓછો હોય છે એટલે તેમના સગાઓ તેમના દોસ્તો કરતા વધુ જોખમમા હોય છે, તેમના દોસ્તો, ઓળખીતાઓ કરતા વધારે જોખમમા રહે છે, તેમના ઓળખીતા, બેગાના પારકા કરતા વધારે જોખમ્પા રહે છે, બેગાના પારકા જે જરાપણુ તેમના સબધમા આવ્યા હોય તે, જેઓએ તેમનુ મહોડુ જોયુ ન હોય કે તેમને ઓળે ગયા ન હોય તેમના કરતા વધારે જોખમમા હોય છે

જેઓ તેમના સબધમાં આવવાને કે તેમની સાથે કામ પાડવાને કમનસીબ હોય છે તેમને માટે પીડાનો ટોટો કે દુકાળ નથી,-તે તેમને માટે આકાશમાંથી લોહી કે કાદવના વરસાદ માફક વરસે છે, જમીનમાથી કાટા, કચ કે જહેરી રોપાઓ માફક ઉગી નીકળે છે, નદીમા પૂર અથવા રેલ આવે તેમ આવે છે, સમુદ્રમાંના માછલા જેટલી અને આકાશમાના તારા જેટલી સખ્યામા આવે છે

જેઓ તેમના હાથમા ગયા હોય તેઓ એક બે ટપલા ખાઇ, દાઢી કે માથાના બાલ પીખાઇ, કાદવે રગાઇ, જીવ સાથ પાછા ફરે તેઓ મોટા નસીબવત જાણુવા

સૈતાનની સઘળી પલતનોમા નાગી પલતન સર્વથી વધુ બળવાન ગણાય છે અને સર્વથી વધુ જણાયેલી છે તેની સામે સઘલી પહેલવાની, સઘળી મોટામા મોટી ટોપો, સઘલા નાશકારકમા નાશકારક ગોળાઓ (high explosives) નકામા છે એક નાગી પલતન તેની સામે મોકલવાને તમારી પાસે હોય તોજ તમારૂ વળે

તેઓ નાગા કહેવાય છે તે એટલા માટે નહી કે કપડા કદી પહેરતા નથી, તેઓ કપડા પહેરે છે પણ તમે આખ મીચીને તુરત ઉઘાડો તે અગાઉ નાગા થઇ જઇ શકે છે।

તેમનાથી કાઇ પણ લાભ જાણતા કે અજાણતા થાય તેના કરતા હજારો ઘણો ગેરલાભ અને નુકસાન તમને કરશે

તેમની ભેટ સોગાદો લેશો નહી સૃષ્ટિમાં ભારીમા ભારી ચીજ હલકા લોકોનો આભાર હોય છે, એટલુજ નહી પણ જે તેઓએ માત્ર ભાર કરવાને તમારીપર મુકયુ હશે, તેને તમો પર કરેલા આભાર તરીકે ઓળખાવશે

શત્રુ ગતોવાઇ છુપો ચઢી આવી શહેર કે લશ્કરને ઘેરી લીએ તેમ તેમના આભારવડે ઘેરાઇ ગયેલા તમને બનાવી દેશે

ઓ ખુદા ! નીચ માણસોના આભારના કચડી નાખનારા બોજાથી અમોને બચાવ તેથી વધારે, જે બીજાનુ કાઇ પણ ખાસ હિત ઇચ્છયા વિના કે માત્ર પોતાનેજ સીધો કે આડકતરો લાભ કરવાને ખાતર કરવામા આવ્યુ હોય તે એક કમનસીબને કચડી નાખવાને તેના પર ફેકવામા આવે તેવા આભારથી બચાવ આ કબુલ કરીને સામો મારા પર ઉપકાર કરશો એવો દેખાવ કરી જે ચીજ બક્ષવામા આવશે તે લાગ આવે તમારી વિરૂદ્ધ જઇ તમને બેવફા ચિતારવાને કામમા લેવામા આવશે, અને જે થોડુ તમને મળ્યુ હોય તેને ઘણુજ વધારે કરી દેખાડવામા આવશે।

જે કમનસીબ વર્ગને, મડળી પોતાની ગલીચીઓ સાફ કરાવી, નાપસદમા નાપસદ કામ કરાવી લઇ, ઢેડા, અને ‘ પારીઆ ’ તરીકે ઓળખે છે, અને તેમને અડકવાને ના પાડી ગેરઇનસાફ ભરેલી નફટાઇ કે નફટાઇ ભરેલો ગેરઇનસાફ કરે છે, તે કમનસીબ વર્ગની જગાએ વધારે ખરી રીતે નાગા લોકો-જે કુદરતના પારીઆ અને ઢેડા છે-તેમને ખરેખર મૂકવા જોઇએ નાગાપણાના દરદના સૌથી અનુભવી કુશળ

વઇદો તેની એકજ દવા બતાવે છે-તેમને અડકશો નહી, તેમની અડફેટે જશો નહી તેમનાથી દૂર રહો ' (give them a wide berth, keep away) ડાહયા માણસો તેમના મુલકમા કે તેમને ઘેર જાણી-બુઝીને જતા નથી પણ સર્વોપરી દૈવ અથવા નસીબ (Fate) તેમને કોઇવાર ત્યા ઘસડી લઇ જાય છે



## સાચ્ચા ઉત્સાહનુ મૂળ આત્માનાં ઉંડાણમાં.

ઉત્સાહ (earnestness) એટલે શુ ? તેની વ્યાખ્યા આપવી મુશ્કેલ છે તે આપણા આત્માની લાગણીઓ અને જુસ્સાઓ ભોગવવાથી સમજી શકાય, તરજુમાથી નહિ જેમ એક માણસ સુખ અથવા દુખ શુ તે સમજી શકે નહિ, સિવાય કે તે તેણે એક કે બીજી વખતે ભોગવ્યુ હોય, જેમ એક માણસ જન્મથી આંધળો હોય તેને રગ વિષે સમજાવી શકાય નહિ

આટલુ આપણે સાચ્ચા અને ઉંડા ઉત્સાહ માટે કહી શકયે, કે જે કામ, મતલબ કે વસ્તુ પાછળ ઉત્સાહ દોડાવવાનો હોય તેને સમળગા અને પુરેપૂરા પોતાને અપણ કરવા તે ઉત્સાહ છે આ પૂરેપૂરાપણુ (Integrity, Integer-whole) અને પ્રમાણિકપણુ એકજ શબ્દ છે જાણે કે કાંઈ સ્હેજ અશ ભાર પણ તેમાથી ઓછુ કરતા તે તદનજ ઉલટો અર્થ ધારણ કરે છે

સાચ્ચો ઉત્સાહ—આ તેજ છે કે જે મિત્ર તરફની મિત્રાચારીમાં, કે સ્ત્રી તરફના પ્યારમા, કે ઇશ્વર તરફની ભકિતમા કામ કરતો હાવો જોઇયે દોસ્તીમા, પ્યારમા અને ભકિતમા મેહતાપણુ કે મદોત્સાહ (lukewarmness) આવી શકતુ નથી, એટલુજ નહિ પણ તેને ઉલટુ અપમાન લેખવામા આવે

આ જીદગીમા ઇશ્વર માટે સાચ્ચા ઉત્સાહથી કામો કરવાને આપણે અવતર્યા છીએ, જેનો મિત્ર તરફ કે સ્ત્રી તરફનો ઉત્સાહ માત્ર એક ભાગ છે હવે ઇશ્વર તરફ સાચ્ચો ઉત્સાહ તે કેવો ? આપણો તમામ આત્મા ઇશ્વરનાજ ખ્યાલથી ભરાઇ જાય તે, એટલો પૂરપૂરો તે ભરાઇ જવો જોઇયે કે સ્વર્ગ અને નર્કના ખ્યાલ માટે કે કોઇ પણ બીજા ખ્યાલ માટે તેમા જગ્યા રહી શકેજ નહિ ત્યારે જુઓ ! આ

સાચ્ચા ઉત્સાહનો જુસ્સો કેટલો ઇશ્વરી અને ઉમદા છે! જે પળે ઇશ્વરના ખ્યાલથી આપણે પૂરેપૂરા ભરાઇ જઇયે છીયે, તેજ પળે આપણે પોતે ઇશ્વર બન્યે છીયે, હવે સાચ્ચા ઉત્સાહના થોડાક દાખલા આપણે જોઇશુ —

નૉરમન્ડીનો ડ્યુક રૉબર્ટ, ઇગ્લન્ડના નૉરમન વંશના પહેલા રાજા વિલ્યમ ધી કોનકરરનો વડો દીકરો હતો તે ઝનુની અને હુલ્લડ હતો પોતાના બાપ સાથ નારાજ થઇ તે તેની સાંમે લડાઇ લઇ ગયો લડાઇ વચ્ચે બખ્તરથી ઢંકાયલા શરિર અને ચ્હેરાને લીધે એક માજાને ઓળખ્યા વિના બાપ–દીકરા એકબીજા સાથ લડવા પડ્યા લડતા લડતા રૉબર્ટના ઝટકાથી તેના બાપની બખ્તરી ટોપી ઉચી થઈ ગઇ આથી તેનો ચ્હેરો જોતાજ રૉબર્ટ એટલો પસ્તાયો અને કમકમ્યો કે ઘોડા પરથી તુરતજ ઉતરી પડી ઘુંટણુમડ્યે બે હાથ જોડી પડયો, અને આજેજીથી માફી ચાહી, બન્ને વચ્ચે સુલેહ થઇ ગઇ

ઇગ્લન્ડનો રાજા હેન્રી પમો જ્યારે જવાન હતો અને પ્રિન્સ ઑવ વેલ્સ તરીકે ઓળખાતો હતો, ત્યારે તે ખરાબ સંગતમા ફરતો હતો તેના કોઇ લફંગા મિત્રોને 'પોલીસ' પકડી લઇ ગઈ અને ન્યાયાધિશ આગળ ઉભા કર્યા તેમને શિક્ષાની ટેપ મારવામા આવતી હતી તે વેળા હેનરીએ ધસી જઇને ન્યાયાધિશને તમાચો માર્યો, જેણે હુકમ કર્યો કે શાહજાદાને એકદમ પહરેજ કરે હેનરીને તુરતુજ પોતાના ખોટા કામને માટે પશ્ચાતાપ થઇ આવ્યો પોતાની તલવાર છોડી આપી તે ગુપચુપ તાબે થયો, અને ઘણીજ આજેજીભરી દિલગીરી જાહેર કરી જ્યારે તેના બાપને આ વાતની ખબર પડી ત્યારે તે હર્ષમા આવી બોલ્યો 'સુખી તે બાપ કે જેનો દીકરો ઇનસાફને માન આપી જાણે છે, સુખી તે રાજા કે જેને આવો એક અપક્ષપાત અને હિમતવાન ન્યાયાધિશ મળ્યો છે' આ સાચ્ચો ઉત્સાહ બતાવનાર શાહજાદો પોતાના પિતા પછી પાચમા હેનરી તરીકે ઇગ્લન્ડના મહાન રાજાઓમાનો એક થઇ ગયો છે

ઇરાનનો નામીચો પાદશાહ નોશેરવાન લડાઇની તાલીમ લેવાને પોતાના સેનાપતિના હાથ તળે એક સાધારણ સિપાહ તરીકે દાખલ થયો હતો એક દહાડે, એક મોટી લશ્કરી તપાસ માટે આખા લશ્કરને ચોક્કસ વખતે ભેગુ થવાનો હુકમ મળ્યો નોશેરવાન બેદર

કારીથી હાજર થયો નહિ સેનાપતિએ લશ્કરને વિખેરી નાખી બીજે વખતે ભેગુ થવાને ફરમાવ્યુ, અને શહેરમા દાંડી પીટાવી કે એક સિપાહ લશ્કરી કવાયદ વેળા હાજર થયો નથી માટે લશ્કરની તપાસ મુલત્વી રાખી બીજી વખતે લેવાનુ ઠરાવ્યુ છે નોશેરવાન બીજી વખતે હાજર થયો, પોતાની દિલગીરી જાહેર કરી અને સેનાપતિને શાબાશી આપી

ખાનદાને તવગર અને હરજ્જાદાર આસામીઓએ ખરા ઉપયોગી થવાના અને કાંઇક ભલુ કરવાના જુસ્સાથી ન્હાની પદવીએ કામ કરવાને આચકી કરી નથી. વળી રખે ગરીમો તેમને જોઇને તણાય કે રખે એક ગરીબ દુનિઆ તેમની તવગરીને પોતાપર મેળવેલી જીતનુ બાકુ ફુકવાનુ સાધન સમજે કે પોતાને હીણાયની જોય, એવા વિચારથી ઘણાઓએ પોશાકમાં કે રીતભાતમા અતકરણનુ સાચ્ચુ સાદાપણુ જાળવી રાખ્યુ છે

કેટલાક વિદ્વાન અને કુશળ લેખકોએ, રખે એક જૂનેરી દુનિઆની ભૂલોમા પોતે માત્ર વધારો કરે એમ બીહીને પોતાના ગ્રથો અને લેખો, વર્ષો સુધી છુપાવી રાખ્યા છે કેટલાકોએ અમુક મોટા ધધાઓ માટે અભ્યાસ કરી પદવી પામવા છતા પોતાના વખતમા પ્રમાણિકપણે તે ધધો ન ચાલનો જોઇ, બીજો ધધો પસદ કર્યો છે

મોટા ઓધ્ધાઓ માટે પોતે બરોબર લાયક નથી એવા ખ્યાનથી કાંઇક માના પુતોએ ના પાડયા છે કે રખે તેમને લગતી ફરજો પોતે બરાબર બજાવી શકે નહિ પ્રજાએ પોતે આગ્રહ કરવા છતા રાજા અને બાદશાહ થવાને ના પાડનારાઓના દાખલા તવારીખમા મોજુદ છે

આગળા વખતોમા જેઓ સુલેહના સમયમા પ્રમાણિકપણે ખેતરો ખેડી નિર્વાહ કરતા હતા તેઓ કામ પડવે પોતાના શત્રુ સામે લડી તેમને હાંકી કાઢી ગુપચુપ પાછા પોતાના ખેતરમા કામે વલગનારા મોટા પહેલવાનોના દાખલા તવારીખે નોધ્યા છે

વેનિસમા જ્યારે પ્રજાસત્તાક રાજ્ય હતુ ત્યારે ચોકકસ તમકકાઓમાં સાદાપણુ અને પ્રમાણિક ઉત્સાહ એટલી હદ સુધી કામ કરતા હતા, કે પોતાના દેશના શત્રુઓપર મોટી જીતો મેળવી પાછો ફરનાર એક મહાન 'ઍડમીરલ' હાથમા પોતાની ટોપી લઇ કાંઇપણ ગડમક

વિના ઘર ચાલ્યો જતો જોવામા આવ્યો હતો આ તે સાચ્ચો ઉત્સાહ !

હવે એક બીજો સાચ્ચો ઉત્સાહ પણ જુઓ કેટલા બધા ગ્રંથ-કર્ત્તા થવાના કે ગરથ મેળવવાના લોભથી, કેટલા બધા લેખકોએ લેખકમા ખપવાના લખથી પુસ્તકો અને ચોપડી ચોપાનીઆઓની રેલ વડે દુનિઆને ગુચવાડામા ડુબાડી દીધી છે

એક નજીવો કે અર્થ વગરનો ખેતાબ મેળવવાને કેટલા બધા ઉધા ચટટા કરવામા આવ્યા છે !

"પાર્લામેટ" મા જોડાવાને કે કોઇ શહેર અથવા ગામડાની 'મ્યુનીસીપાલીટી' ના સભાસદ થવાને કેટલા પૈસા વેરાય છે, કેટલી ખુશામદો કરવામા આવે છે !

દેશની સેવા બજાવવાનો અને પ્રજાના કલ્યાણ માટે ઉત્સાહનો કેટલો બધો જોસભરેલો 'દેખાવ', જ્યા ઉત્સાહ અને સચ્ચાઇની કાઇ જાત ભાત જેવુ હોય નહિ અને તોપણ આ સઘળુ કેટલુ બધુ ઉત્સાહ અને સચ્ચાઇ જેવુ લાગે છે કે જેમ જુઠુ ઘણીવાર સચ્ચાઇ જેવુ દેખાય છે।

કોઇ નાની 'લાયબ્રરી' મા પચીસ ત્રીસને પગારે લાયબ્રેરીઅન રાખવાનો હોય કે કોઇ 'કલબ' નો કારભારી નેમવાનો હોય તો 'કમીટી' 'સબકમીટી' અને 'રીપોર્ટ' જ્યા કોઇ 'પેનશન' પર નોકરી છોડેલો ગ્રહસ્થ 'સેક્રેતરી' હોય અને બે ચાર પૈસાદાર સાહેબો 'ફંડ' ના ત્રસ્ટી હોય, એટલે તેમને પુરસદ અને વખતની શી ખોટ ?

જાણે કે માન શોધનારાઓ, ખોટો ઉત્સાહ ધરાવનારાઓ પૂરતા ન હોય તેમ ઘણા વર્તમાનપત્રોના અધિપતિઓ (વર્તમાનપત્રો કે જેમને એક વિધ્વાને આમ લોકનુ વાજીત્ર "organ of the vulgar" કહ્યા છે) 'આગેવાન શહેરી' અને 'આગેવાન તબીબ' વગેરેની ઉપમા પોતાને ગમે તેને આપી, કોઇને સીધી રીતે તાડપર ચઢાવી બીજાને સીધી કે આડકતરી રીતે તોડી પાડે છે, અને ભલાં કે ઉપયોગી કામોના ઉત્સાહને ખોટે માર્ગે માત્ર દોરવે છે શુ તેમને વધારે અર્થસુચક વિશેષણો જડતા ન હશે ? વિશેષણો આબેહુબ અને સચ્ચાઇથી લાગુ પાડવા એ એક લેખક કે ભાષણ કર્ત્તાના હુન્નરનો અગત્યનો ભાગ છે જો વિશેષણો લગાડવાજ હોય અને વધારે સારા જડી ન શકે તો માન બતલાવવાની જરૂર વેળા neutral નિષ્પક્ષપતિ અને

તોપણ સચ્ચાઇથી વેગળા નહિ એવા જોઇએ દાખલા તરીકે બૅરીસ્ટરો માટે કૉર્ટમા "learned counsel" વિદ્વાન કાયદાશાસ્ત્રી કરી સામાન્ય રીતે કહેવામા આવે છે, તે કોઇપણ બીજા બૅરીસ્ટરને તોડી પાડતુ નથી અને તોપણ સચ્ચાઇથી વેગળુ ન જતા બોલનારને સભ્ય દેખાડી વિશેષણ મેળવનાર તરફ ઘટતુ માન દેખાડે છે, અને એકને સહરાઘાતથી ચઢાવી દઇ સામો હસીમા લાવી બીજાને તોડી પાડવા જેવુ થતુ નથી

તમારા વર્તમાનપત્રોના અધિપતિઓએ 'આગેવાન શહેરી' 'આગેવાન તબીબ' વિગેરે ખેતાબોથી નવાજેલા કેટલા, પેલા કેલે શહેરના આગેવાન શહેરી માફક પોતાને સાબિત કરી આપશે ? જ્યારે શહેરને તાબેકરનાર ત્રીજા એડવર્ડે હુકમ કાઢયો કે સઘળા શહેરીઓને કતલ કરવા, સિવાય કે આગેવાન ગણાતા શહેરીઓ પોતાના ગળામા ફાંસો નાખી મોતની સજાને માટે પોતાને રજુ કરે, અને તેજ સરતે બીજા શહેરીઓને માફી મળે

પોતાના ગળામા ફાંસો નાખી આગેવાન શહેરી તરીકે પોતાને જાહેર કરતા કેટલાકો જઇ ઉભા ઍડવર્ડની રાણીએ કાકલુદીથી માગી લઇ તેમને બચાવી લીધા

હવે આગેવાન તબીબ વિષે એક વાત છે કે એકવાર એક 'આગેવાન તબીબ' મરવા પડયો, ત્યારે તેના તમીબ મિત્રો તેની આગળ રડમસ બની સતાપ કરવા લાગ્યા તેણે દિલાસો દીધો કે "હુ તો મરી જાઉ છુ, પણ મારી પાછળ ત્રણ આગેવાન તબીબો મૂકી જાઉ છુ એટલી સતોષની વાત છે" પેલાઓ પોતામાથી કોણને આગેવાન તબીબ કહેવામા આવે છે તે જાણવાને ડોકા તાણીને સાભળવા લાગ્યા, ત્યારે તે બોલ્યો, "એક આગેવાન તબીબ તે સ્વચ્છ ખોરાક મૂકી જાઉ છુ, બીજો, સ્વચ્છ હવા, અને ત્રીજો પૂરતી કસરત માટે તમે કાંઇ ફિકર ના કરો "

સચ્ચા ઉત્સાહથી કામ કરનારાઓ પોતાની ઉમેદવારીમા નિષ્ફળ થાય તે ઘણીવાર વધાર ફળીભુત થવાને માટે હોય, અને કુદરતનો પોતાનો હાથ તેમા હોય તે, તે ઉમેદવારી માટે તેની નાલાયકાત દેખાડતુ નથી, વધારે ચઢતી ઉમેદવારી માટે અને ચઢતા કામો માટે તેને વધારે લાયક પૂરવાર કરે

'પાર્લામેંટ' ના સભાસદ, કૉર્ટના ડેલીગેટ', 'મ્યુનીસીપાલીટીના કાઉન્સીલર' વિગેરે વિગેરેમાના ઘણાક તે વર્ગના હોય છે કે જેઓ સ્કુલ કે કોલેજમા શીખતા હોય ત્યારે વાર્ષિક ખાના માટે નેમાયલી કમિટીના મેમ્બર થવાના, સેક્રેતરી થવાના વગેરે લોભોમા ફરતા હોય છે તેમનો વધતાંમા વધતો ફળીભૂત થયલો લોભ તેમને પાર્લામેંટના મેમ્બર કે મ્યુનીસીપાલીટીના પ્રમુખ જેટલોજ લઇ જઇ શકે જ્યારે નોશેરવાન જેવા અદલ અને નામવર થવાનુ, કે પાચમા હેન્રી જેવા મહાન પહેલવાન અને રાજા થવાનુ, કે પેલા વીનીશીઅન એડમીરલ જેવા ખરા મહાપુરૂષ બનવાનુ તો સાચ્ચા ઉત્સાહવાળાઓથીજ થઇ શકે પણ સઘળુ ખરૂ મહત્વ જે માણુસને દેવતારૂપ તરફ લઇ જાય છે તેની ચાવી નેપોલ્યનને આપી છે

"A man never rises so high as when he knows not whither he is going"

"એક માણુસ સર્વથી મહાન ત્યારે બને છે કે જ્યારે (એક સાચ્ચા ઉત્સાહ ભરેલી કુદરતી વનણોથી દોરવાઇને) ચાલ્યો જતા મહાન બનવાના રસ્તાપરથી ચાલ્યો જાય છે એમ તે જાણતો પણ નથી"

પહેના સચ્ચાઇનો પ્યાર શીખો, પછી તમારો શોખ કયા દોડે છે તે તરફ ચાલ્યા જાઓ અને ઉત્સાહ, માત્ર તેનુ કુદરતી પરિણામ છે જે આપણે સાચ્ચા શોખથી ચાહિયે તેની સાથે ઉદ્યોગ (deligence, deligo-to love) આપો આપ આવે છે



## મીનોઇ જેહાંન

એક સહવારના દરીઆ કિનારે બેઠી દુન્યામા બનતા તરેહવાર બનાવો ઉપર હુ દરીઆફત કરતો હતો તે વેળા મે એક ચીઠડેહાલ શખસને મારી આગળ ઉભેલો જોયો

મુફલેસ અને હાજતમદ છુ એમ કહી તે મારી મદદ માટે આજેજી કરવા લાગ્યો આથી મે થોડાક પૈસા કાઢી તેના હાથમાં મુકયા કે તુરતજ તે હમી પડયો અને બોલ્યો કે જેવો તુ મને જોય છે તેવો હુ નથી એજ પ્રમાણે આ દુન્યામાં ઘણા શખસો જેવા

દેખાય છે તેવા હોતા નથી તેણે કહ્યુ કે હુ એક હુ એક ફીરેસ્તો છુ, અને ચોકસ મકસદ માટે મે આ ચીંદડેહાલ પોશાક ધારણ કર્યો છે એજ પ્રમાણે આ દુન્યામાં ચીંદડેહાલ અને ગરીબ અવસ્થામા પણ ફીરેસ્તા સરખા માણુસો હોય છે તેણે વધુ એ કહયુ કે ઇનસાન્યતપણુ હાસલ કરવાની તારી કોશેશો અને તારા ભાઇબ ધો તરફની દીલસોજીથી ખુશ થઇ હુ તને આજ, બીજી દુન્યાના દેખાવો દેખાડવા માગુ છુ

પછી તેણે મને આખ વીચવા કહયુ જેમ મે કર્યુ કે તુરતજ તેણે પાછી આખ ઉઘાડવા કહયુ, જેમ કરતા આહા ! કેવો દીલખુશ દેખાવ મારી નજરે પડયો ! ફીરેસ્તાએ તે દેખાડી મને કહયુ કે આ સ્વર્ગ છે પછી મને તેની સામેની બાજુએ જોવા કહયુ કે જર્યા મારી નજર પડતાજ મારૂ તમામ શરિર ઠડુ પડી ગયુ, હુ ધુજવા અને કમકમવા લાગ્યો ફીરેસ્તો મારા ખભા ઉપર હાથ મુકી એક કલામ ભણ્યો કે તુરતજ હુ હુસ્યાર થઇ ગયો મે તુરતજ તેને દોજખ તરીકે પીછાણ્યુ !

આ બેની વચ્ચે મે એક મોટો ખો જોયો જે પાણીથી તમામ ભરાયલો હતો તેમા મે ઘણાક માણુસોને પડેલા જોયા મે ફીરેસ્તા તરફ ફરી, સવાલ કર્યો કે આ પાકજાત ફીરેસ્તા આ માણુસો કોણુ છે અને શા માટે એક યા બીજી તરફ ન જતા ઘડીમા એક બાજુ અને ઘડીમા બીજી બાજુ તણાયા કરે છે ? ત્યારે તે બોલ્યો કે આ માણુસોએ સારા કામો કર્યાં છે માટે અમોએ એમને આ અવસ્થામાં મુકયા ," ત્યારે મે અચરત થઇ પુછયુ કે જેઓએ સારાં કામો કર્યાં છે તેમની એવી હાલત શા માટે ? ફીરેસ્તાએ જવાબ દીધો, ખરૂ છે કે એઓએ સારા કામો કર્યાં છે, એટલાજ માટે અમોએ એમને દોજખ આપ્યુ નથી, પણ તેમને સ્વર્ગ પણ આપી શકતા નથી કારણકે એઓમાના કેટલાકોએ દોજખથી બીહીનેજ સારા કામો કર્યાં છે અને કેટલાકોએ સ્વર્ગની ખાહેશ અથવા લોભને માટેજ સારા કામો કર્યાં છે, એટલામાટે જો કે એમણે સારા કામો કર્યાં છે તોપણ એઓ સારા માણુસ નથી અને સ્વર્ગ તો ખરાં સારા માણુસોને માટેજ છે, કે જેઓ દોજખના ડર કે બહેસ્તના લોભ જેવી હલકી લાગણીની પરવા ન કરતા ઇનસાન્યતપણાની લાગણીઓથીજ સારાં કામો કરે છે.

એટલા માટે અમોએ આ લોકને સ્વર્ગ કે દોજખ ન આપતા બન્ને વચ્ચે ઢકેલા ખાતા નાખ્યા છે ”

પછી દોજખન દેખાવો નજરે પડયા તરેહવાર હાલતોમા મે ત્યા માણુસોને જોયા કેટલાકો ઉપર પૃથ્વિ ઉપરના ઘણાક પશુઓ અને પખીઓ આસપાસથી હુમલો કરતા હતા, જયારે તેઓ જરાક પણ બચાવ કરવાને તદ્દન અશકત હતાં, ફીરેસ્તાએ મને કહ્યુ કે “ આ લોકો પોતાની ગમતને માટે પશુ પ્રાણીઓનો શેકાર કરતા હતા ” મે અચરત થઇ પુછ્યુ કે “ ખુદરતની ઉમદા પેદાએશ માણુસનો તથા બીજા ઉપયોગી પશુઓનો નાશ કરે તેમને મારી નાખવામા શુ ખોટુ ? વળી એવા વિક્રાળ પશુઓને મારવામા બહાદુરી નહી ?” ત્યારે ફીરેસ્તાએ કહયુ કે “ ખુદરતની ઉમદા પેદાએશ ’ માણુસ નો પાણુમેજ કેટલો નાશ કર્યો છે તેનો તને કાઇ ખ્યાલ છે ? દુન્યાની શરૂઆતથી હમણા સુધીમાં એવા જાનવરોએ પાણુસોનો નાશ કીધો હોય તેના કરતા લાખો ઘણા માણુસોનો માણુસેજ નાશ કર્યો નથી ? વળી માણુસ પછી જાનવરો ઉપર આવતા તમો કેટલા ઉપયોગી જાનવરોને મારી નાખો છો ? તેનો હિસાબ તમારી કને છે ? એક ઘાસનુ તણખુ નિરૂપયોગી કહેવાતુ નથી તો મોટા મોટા જાનવરો નિરૂપયોગી કેમ હશે ? જેણે નિરૂપયોગી પ્રાણીઓ અને ચીજો માત્ર તમને હેરાન કરવાને બનાવી તેની ભકિત શા માટે કરો છો ? સર્વ શકિતમાન, સર્વોપરી, સર્વ રક્ષક, મહાકૃપાળુ એવુ એવુ સઘળુ અર્થ વિનાનુ શુ બોલો છો ? ધર્મ, ધર્મ, આજ ઇશ્વર પેલોજ ઇશ્વર કરી લડી શામાટે મરો છો ? એવા પ્રાણીઓ તમારી હદમા આવે અને તમોને મારી નાખે એવુ હોય ત્યારે તમારા બચાવ અર્થે તેમને મારી શકો, તેજ પ્રમાણે જયારે તમો એવા પ્રાણીઓની હદમા જાઓ ત્યારે તમારાથી બીહીને તમાને પણ તેઓ મારી નાખી શકે તમારી જીદગીનો બચાવ કરવાની પ્રેરણા તમારામા છે તેમજ તેઓમા પણ છે ઘણુ ક માણુસોએ ટોળાવળી એક હેવાનની સામે જવુ, આસપાસની ઝાડીઓને સળગાવી મુકવી અને તેનો રસ્તો કાપી નાખવો, બંદુક, તલવાર વગેરે હથીઆરોની મદદ લેવી, ઉચા માચરાઓ પર છુપાઇ બેસવુ, આ સઘળાથી શુ બહાદુરી દેખાય ? મારી નાખવામા બહાદુરી હોય તો કોઇનો જીવ બચાવવા કે જીવાડવામા હીચકારાપણુ નહી ? તેઓ ટોળાવળી રહી

શકતા નથી પણ જુદા જુદાજ રહે છે જો મેઢા, બકરા માફક ટોળા વળી રહેત તો તમારી કેટલી ખરાબી થાત તેમની સામે થવાને તમોને કેટલુ મુશ્કેળ પડત ? શુ તેમની ઉત્તપન્તીના કાએદાથી તેમને નિયમીત કર્યા નથી ? તમારાથી તેમને બીહતા રાખ્યા નથી ? આ અને એવી બીજી રીતે શુ તમારી સભાળની દરકાર રખાઇ નથી ?" પછી મે બીજા કેટલાક માણસોને જોયા કે જેમને કસાઇ તરીકે ઓળખાવ્યા તેમને માત્ર ત્યા રાખવા સિવાય બીજી કોઇ ખાસ શિક્ષા કરી ન હતી મે પુછ્યુ કે શિકારી કરતા આ લોકને તો બહુજ થોડી સજા થઇ છે તે શામાટે ? ફીરેસ્તાએ કહયુ કે ' જેઓએ પોતાની નિર્દય ગમતને માટે બીજાઓને મારી નાખ્યા તેઓ શુ કસાઇ કરતા બહુ મોટા અપરાધી નથી ? કસાઇઓ તો પોતાના પેટને માટે મારી નાખતા હતા, માટે કસાઇ કરતા પણ આ શિકારીઓ વધારે પાપી છે " કેટલાક શખસોને કપાળ અને છાતી કુટતા અને પોતાના બાલ તોડી પીખી નાખતા જોયા ફીરેસ્તાએ કહયુ કે " આ શખસો તે છે કે જેઓ વેશ્યા વગેરે વર્ગોની ઉતપન્તીના સખ્યા બધ કારણોનો અભ્યાસ કરી તે કારણોને દૂર કરવાને બદલે અને નીતિની ખરાબી કરતા માણસોને સુધારીને ખુદરતી હાલતમા લાવવાની કોશેશ કરવાને બદલે તે બિચારા-ઓપર ધિક્કાર વરસાવવા સિવાય બીજુ કાઇ કરતા હતા નહી, એ એઓમાના થોડાક તો પોત પોતાના ખરા ખોટા વિચાર પ્રમાણે પ્રમા-ણિક હતા, પણ મોટો ભાગ તો માત્ર ધર્મઢગ અને ઠગારા હતા માટેજ સર્વથી મોટે બોલનાર અને સર્વથી વધારે ધિક્કારનાર તેઓ હતા. એમની ઓલાદના સેલસેનામા જે હઝારો પેદા થયા છે, તેઓમાના ઘણાંક ધિક્કારાતા વર્ગોમા પડ્યા છે, અને હવે એ ઠગારા કે 'પ્રમાણિક' માણસોના જેવા બીજા ઘણા છે તેઓ એમના બચ્ચા તરફ ધિક્કાર વરસાવે છે, તે જોઇ તેઓ દુખથી દીવાના બન્યા છે અમોએ એમને એવી રીતે જગ્યા આપી છે કે જેથી જે કાઇ નીચલી દુન્યામા બને છે અને જે ધિક્કાર ભરેલા શબ્દો એમનાંજ બચ્ચાઓ માટે બોલાય છે તે સઘળુ જોઇ અને સાભળી શકે છે "

કેટલાકોને મે લોહીલોહાન થઇ ગયલા જોયા તેઓ એકબીજા સાથ તરેહવાર હથીઆરોથી લડતા હતા અને દુખથી ચીચારીઓ પાડતા હતા તેમના શરિરના ભાગો છકછીન થઇ જતા કે બીજા નવા

ભાગો ઝટ તેમની જગાએ બની જતા આથી તેમના ખમવાનો કશો અત હતો નહી ફીરેસ્તો બોલ્યો કે "આ શખસોએ પોતાના નીચ લોભને માટે આખા આખા દેશો વેરાન કરી નાખ્યા, લોકોને બાપ વિનાના અને અનાથ કર્યા અને લોહીની નદીઓ ચલાવી છે એમને લડાઇનો ઘણો શોખ હશે એમ સમજી અહી પણ એમને લડાઇજ સરજાવી આપી છે"

મે કેટલાક શખસોને જોયા કે જેઓ તમામ શરિરે મેસના જેવા કાળા હતા અને માથાથી પગસુધી સફેદ પોશાકમા હતા ત્યારે મે પુછ્યુ કે એ પવિત્ર ફીરેસ્તા! આ સીધીઓને શા માટે સજા થઇ છે? ફીરેસ્તાએ વગાર હમીને જવાબ દીધો કે "એ કોઇ સીધી નથી આ તે શખસો છે કે જેઓ વાટા ભરી ભરીને ખાતા હતા અને ખાતા નહી એટલુ ખુવારતા હતા તેમની તમામ ખુદરતી હાજતો પુરી પડતી હતી, એટલુજ નહી પણ 'મજાહ' કરવાનુ મી મળતુ હતુ તેથી બી ન ધરાતા જેટલુ બને એટલુ એક હાથ કરવા પડયા હતા પૃથ્વિની અપસરાઓ અને પરીઓ એમની બાએડીઓ હોવા છતા પારકી સ્ત્રીઓ પર મહોબત બાધતા, અને તોપણ કોઇ સખ્તી થી પીડાયલો અને હાડમાર થયલો કાઇ ચોરી કરી દેયે કે કોઇ સ્ત્રીના ફાદામા ફસી જતો ત્યારે એજ લોકો અચરતીથી આગળા કરડતા હતા અને ધિકકારના ધુબારા ચલાવતા હતા, એઓ દુન્યામા બહારથી ધોતા થઇ ફરનારા સફેદ ઠગો હતા, તે ત્યા ચાલી જતુ હતુ પણ અહી તેમને તેમના ખરા રગરૂપ અને લેબાસમા રાખ્યા છે" આ કાળા શરિર પણ સફેદ પોશાકવાળાઓને છોડીને ફીરેસ્તો મને બેહશ્ત તરફ લઇ ગયો આહા! જેણે જોયુ ન હોય તે કયાથીજ તેની કદર બુઝે પૃથ્વિ ઉપરના શબ્દોથી તેનુ વર્ણન થઇ શકે નહી, આકાશ વાણીમા તે કર્યુ હોય તો પૃથ્વિ પરના સમજી શકે નહી, માટે આ મિથ્યા કોશેશ ન કરતા એટલુજ કહુ છુ કે તન, મન અને ધનથી જેઓ જગતના ફાએદા માટે મડેલા રહયા હતા, આ દુન્યાનુ દુખ ઓછુ કરવામા અને માણસનુ ખરૂ સુખ વધારવામા જેઓ રોકાયલા રહયા હતા એવા ઘણાઓને મે ત્યા જોયા અલબત કેટલાક જાણીતા પરદુખ ભજન નર નારિઓ અહી હતા પણ તે થોડાજ હતા, અને દુન્યામા સખી દાતારોમા ખપનારા ઘણાક જાણીતાઓનો દાર તો દોજ-

ખમા હતા, કારણ કે તેઓ ખરા સખી નહી પણ લોભ લાલચનાં 'સખી' હતા તેઓને બદલે મે ઘણાક અજાણ્યા માણસોને આ બહેસ્તમા જોયા કે જેમના નામ પણ આપણને જણાયલા નથી વળી કેટલાક તો આપણામા વગોવાય છે, નાસ્તીક તરીકે બોલાય છે, અને બીજી રીતે જેમનાં નામોને સતાવવામા આવે છે તેમને પણ જોયા આથી અચરત થઇ મે પુછયુ કે " જ્યારે, ઓ પાક ફીરેસ્તા ! મે પેલી કપાની છોડવનાર જમા પર કેટલાક શખસોને જોયા કે જેમના નામો અમો મગરૂરીથી લઇએ છીએ, જેમને માટે અમારી કેતાબોમા જાબજા સ્તુતિ થઇ છે, ત્યારે અહી સ્વર્ગમા, નામે પણ સાભળેના નહી એવા અને નાસ્તીક કે અપ્રમાણિક કહેવાતાં, ને અમારૂ અપમાન ખમતા ઘણાઓને હુ જોઉ છુ ?" ફીરેસ્તાએ ઉત્તર વાળ્યો કે " તમારો દુન્યાનો ઇનસાફ ઉંધો છે શુ તમો ઇનસાનો પણ ઇનસાફ કરો છો કે ? મેહર ઇજદ અહીઆં ઇનસાફ કરે છે તેને તો દસ હઝાર આખો છે પણ તમો તો બે આખેજ ઇનસાફ કરી નાખો છો તમોજ ઇનસાફ કરો તો અમો શા માટે કયે ? નાસ્તીક' શખસોને તમે અહી આ જુઓ છો પણ શબ્દોથી છેતરાયા કરો તેમા કોણનો વાક ? જે કરોડો માણસો પોતાને ઇશ્વરપરસ્ત અને ખુદરત શનાસ કહેવડાવે છે તેઓમા કેટલા ખરા છે ? ખરા પાપી તો એજ વર્ગમાનો એક અતિશય મોટો ભાગ હોય છે તેઓ પોતાને સુધરેલા કહેવાડે છે અને તોપણ પોતા વચ્ચેનો મતફેર કે વાધાનો નિકાળ એક બીજાને મારી નાખવા સિવાય બીજી રીતે લાવી શકતા નથી આવાજ લોકો પોતાને ખુદાશનાસ સમજે છે અને બીજાઓને નાસ્તીક કહેવા નીકળે છે જેમની આખ ઉઘડી નથી તેઓ ખુદરતને પીછાણવાનો દાવો કરે છે નીતિ, અનીતિ, ગોસ્પલ, ક્રાઇસ્ટ, ઇશ્વર, અલ્લાહ, રસુલ સઘળુ મહોડામો ને મહોડામા ઊંઘમા પણ હોઠ હીલ્યા કરે દોઢ હઝાર વખત નીતિ, અનીતિ માટે બોલે છે તેમને નીતિ અનીતિનો ખ્યાલ પણ નથી "

પછી ફીરેસ્તાએ એક મોટા ચોપડીના ઢગલામાથી એક એક ચોપડી મારા હાથમા મુકી, જેમાનો મોટો ભાગ આપણી નિશાળોમા ચાલે છે તે હતી એકમાં લખ્યુ હતુ કે " કેવો દયાળુ છોકરો, એક કસારીને પણ મારતો નહી, કારણ કે તે કહેતો હતો કે આપણને

જીવવાનો હક છે તેટલોજ તેને પણ છે " બીજીમા લખ્યુ હતુ કે "એક કીડીને પણ તુ આઝાર દેતો ના કે મારી નાખતો ના, કારણ કે તેને પણ તેનો જાન ખુશ અને વહાળો છે "

ત્રીજીમા લખ્યુ હતુ પરમેશ્વરે ભાતભાતના લહેજતદાર પખીઓ અને પશુઓ તથા વનસ્પતીઓ આપણા ખોરાક માટે આપ્યા છે કેવો દયાળુ બાપ ? "

વળી એકમા લખ્યુ હતુ "કોઇને મારી નાખતો ના, " ત્યારે બીજીમા લખ્યુ હતુ કે " આપણી પક્ષના માત્ર ૭૫ માણુસો માર્યા ગયા પણ સામી પક્ષના ૫૦૦૦ માણુસો માર્યા ગયા આ એક બહુ અસાધારણ ફતેહ હતી, " શીરેસ્તો બોલ્યો કે " જોઇ તમારી દુન્યાની નીતિ ! તો જો કે આ વાત તદન જુઠી છે, પણ તમારી ચોપડીમા ખુનો રેડવામા બી તમો કેટની મગરૂરી લો છો, અને ઘણામા ઘણા માણુસો મારી નાખવામા મોટી ફતેહ માનો છો "

વળી એક ચોપડીમા લખ્યુ હતુ " પછી તે લુટારાને સીકદર આગળ લાવ્યા સીકદરે તેને તાણો માર્યો કે 'તુ શામાટે એવી ગેરકાએદે જીદગી ગુજારે છે અને શા માટે લોકોને હેરાન કરે છે' ? તે લુટારાએ કહયુ "જે કાઇ હુ તવગગોથી મેળવુ છુ તે હાજતમદોને આપી દઉ છુ અને હુ પોતે તો ગરીબ અવસ્થામાજ છુ " એટલુજ નહી પણ સીકદરનેજ એક લુટારા અને ખુની તરીકે સાબેત કર્યો આથી સીકદરે ખુશ થઇ તેને ખેલાત બક્ષી વિદાય કર્યો " ત્યારે બીજીમા લખ્યુ હતુ " જે 'મહાન' નો એલકાબ સીકદરે મેળવ્યો છે તે ખચીત વાજબીજ મેળવ્યો છે, એવા સરદારો તો થોડાજ થઇ ગયા છે અને થશે જો તે મહા પરાક્રમી નર વધારે જીવ્યો હોત તો કેટલી દુન્યાનો તે ધણી થાત તે કહેવાઇ શકાતુ નથી. " શીરેસ્તાએ મને કહયુ 'આ બે જાતના લખવામા, બન્ને નીતિ કે બન્ને અનીતિ તો હોયજ નહી નીતિ કઇ અને અનીતિ કઇ તે સઘળા તદરોસ્ત અને ચોકખા મગજો જોઈ શકે છે પણ એકમા એક અને બીજામા બીજુ એવુ તમારા નાના નિર્દોષ મગજોને શીખવો છો આટલુ છતા તમો પોતાને ધર્મી સમજો છો અને બીજા ખરા ધર્મીઓને નાસ્તીક કહેવા નીકળો છો ખાલી શબ્દોથી પોતે ઠગાઇ, ખાલી શબ્દોથી બીજાઓને ઠગો છો

'અકસમાત' અને 'હીણુ ભાગ્ય' થી હાડમાર થતા અને ખુદરતી

હાજતો સંતોષાયા વિના તલસતા માણસોનુ 'પાપ' તમે જોઇ શકતા નથી તોપણ તમારૂ પાપ બીજાઓને સાખવા કહો છો "

પછી મને ફીરેસ્તાએ આખ વીચી ઉઘાડવા કહ્યુ, જેમ કરતા તમામ દેખાવ મે ફેરવાયલો જોયો સઘળો દેખાવ અતિશય રમણ્ય અને ખુશનુમા લાગતો હતો જેમને મે બે જુદી જુદી જગ્યાએ જોયા હતા તેમને મે ભેળાઇ ગયલા જોયા આ જોઇ મે ફીરેસ્તાને સવાલ કર્યો કે "ઓ નેકજાત ! જેમને મે પેલી અતિશય ડરામણી જગ્યાએ જોયલા તેમને આ દિલ પસદ જગ્યામા હવે શા માટે જોઉ છુ ? પાપ કરનારા અને સવાબ કરનારાને શા માટે ભેળી નાખ્યા છે ?" ત્યારે તેણે ઉત્તર દીધો કે 'સ્વર્ગ અને દોજખ વગેરેનો દેખાવ તને ખ્યાલ આપવાને માત્ર મે દેખાડયો સ્વર્ગ કાઇ જગ્યા નથી સ્વર્ગને લાયકના થાઓ તો સઘળી જગ્યા સ્વર્ગ છે જ્યા ખુદરત છે ત્યા દોજખ નથી પણ ખુદરત તો સઘળે ઠેકાણે છે, એટલે દોજખ કોઇ ઠેકાણે નથી સ્વર્ગ અને દોજખ તમારા પોતાનામાજ છે અને તમો ચાહો તેમ સ્વર્ગ યા દોજખમા રહી શકો " મે પુછ્યુ " ત્યારે શુ પાપીઓ માટે કાઇ ખાસ દોજખ નથી ?" ફીરેસ્તાએ કહ્યુ " જેમનામા ખરૂ જ્ઞાન હોય છે તેઓ કદી પાપ કરતા નથી અજ્ઞાનપણુ તમામ પાપનુ મૂળ છે ખરૂ જ્ઞાન અને પાપ કદી સાથે રહી શકે નહી જેઓ પોતાના ગેરલાભમા લાભ અને પોતાના નાશમાં મજાહ સમજે છે તેઓજ પાપ કરે છે ખરૂ જ્ઞાન પોતાનો લાભ અને સુખ શામા છે તે બરાબર સમજી શકે છે માટે પાપ કરતુ નથી ત્યારે દેખીતુ છે કે જેઓ અજ્ઞાન, કમ અકકલ કે દીવાના હોય તેઓ પાપ કરે છે જેઓ પોતાના અજ્ઞાનપણા કે કમઅકકલને લીધે પોતાનેજ દુ ખી કરે છે, જેઓ પોતાનાંજ શત્રુ થઇ પડે છે અને પોતાના દુખમા મરી રહયા છે તેમને અમો શા માટે વધારે દુખી કર્યે ? અજ્ઞાનપણા અને દીવાનાપણા માટે સજા કેમ વાજબી કહેવાય ? "

તમામ ગુજરી ગયલા માણસોના અજુમનને બાગે બહેસ્તમા એક બીજા સાથ મહોબતથી વર્ત્તતુ મે જોયુ દોસ્તો અને દુશ્મનો, મા બાપો અને બચ્ચાઓ, જુલમગારો અને જુલમ ખમનારાઓ સઘળા આ જગ્યાપર એકઠા થયલા હતા અજ્ઞાનપણાનો પડદો દૂર થવાથી હવે પોતપોતાની ભૂલો જોઇ ખાલેસ પ્યારથી એક બીજા તરફ

ગરતતા હતા. તમામ માણુસ જાતના મૂળ અને બાપ હજરત આદમ-ને મે એક તખ્તપર બેઠેલા જોયા તેમની કને આપણી માનવતી માતુશ્રી યાને આપણી પહેલી માત બેઠા હતા હુ તેમની આગળ ઘુટણુમડી પડયો તેઓએ પોતાના હાથો મને આશીર્વાદ દેવાને લબાવ્યા બુઝેરગ બાવા આદમે આખમા આસુ લાવી કહયુ, દુનીયામા કયાસુધી પોતાના બચ્ચાઓની લડાઇ કકાસ અને ખુનરેજી જેવાનુ આદમની સરજતમા છે? કયા સુધી પોતાના બાપને દુખી કરવાનો ઠેડાવ તેનાજ બચ્ચાઓએ કર્યો છે? કયા અપરાધને લીધે તમોએ આ સજા અમોને કરી છે?" તમામ માણુસો દુખથી રડયા અને ફીરેસ્તાઓએ એક સરદ હાય મારી "ઓ બેટા, અમારો પ્યાર અને આશીરવાદ સઘળાઓને પહોચાડજે, અને સુલેહ સપજથી તેમને રહેવા કહેજે, એક ઓરતનો ધિકકાર કરવાથી તેનો પડછાયો તમામ ઓરત જાત ઉપર પડે છે, અને આ તમારી માતાને શર-માદી કરે છે અને એક માણુસની શરમનો પડછાયો તમામ માણુસ જાત ઉપર પડે છે જેઓ સારા ગુણો પામ્યા છે-કે જેમા સઘળા આશીરવાદો સમાઇ ગયા છે તેઓને તે સઘળા ગુણો પોતાના કમનસીબ ભાઇબધો માટે 'તરસ્ત' મા (in trust) આપ્યા છે" પછી મે તમામ ફીરેસ્તાઓ તથા માણુસોના અજુમનને નમસ્કાર કયા અને આખ મીચી ત્રણ ડગલા પાછળ ચાલ્યો કે મે પોતાને દરીઆ કિનારા આગળ મારી અસલ જગ્યા પર બેઠેલો જોયો

## મારા બુઝાઇ ગયેલા આતશો અને ચેરાગો કયાં સળગાવું છુ

જેમ દીવો દીવામાથી સળગાવાય છે, તેમ ખુદાનો પ્યાર ખુદામાથી સળગાવાય છે

પુરૂષ કે સ્ત્રીનો પ્યાર સળગાવવાને આપણને આ દુનિઆમા મળેલો પેહલો પુરૂષ અથવા આપણો બાપ અને પહેલી સ્ત્રી આપણી મા સવથી લાયક છે

કોઇ પોતાના બુઝાઇ ગયલા દીવાઓ સળગાવવાને કોઇના ઘરને આગ લાગી હોય ત્યા જતુ નથી, કે જેમ ઘણાઓ પોતાની

આબાદીના ચેરાગો, કોઇના બળતા ઘરમાજ સળગાવે છે આ સુધરેલા જમાનામા ઘણુંકો બીજા નાના થવાથીજ પોતે મોટા થઇ શકે છે. ("Waxing great by others' waining") મારા માનસીક જુસ્સાઓ સળગાવવાને મે કોઇ પાઉમસ્કા પારટીમા કે ખુશામદીઆ 'પાન સોપારી'મા મિથ્યા કોશીશો કરી છે, જ્યારે મને કોઇવાર જીભનીને દાતો વચ્ચે મજબુત પકડી પડી છે, કોઇ મરચનુ પાણી ભરડાની ગુરપર નાખતુ હોય તેમ કે ઘણીજ ઝીની કીડીઓ આખા શરિરપર ફરતી હોય તેવી કાઇ વિચીત્ર લાગણીઆ (queer sensations) અનુભવી છે, અને મારો આતશ સળગાવવાને આગીયા કીડા (glow-worm) કને ગયો હોઉ તેમ લાગ્યુ છે જ્યારથી પેલી ખાનાખરાબી કરનાર 'પીળી મઢોડી' કાઢનાને માણસે પોતાની માના પેટમા કુહાડી મારી અને પહેલા ખુનીએ પોતાના ભાઇનુ ખુન કર્યુ ત્યારથી કોઇ અજાણ્યો કે જાણીતો શખ્સ પાસે આવી બેસતાજ તેને ઓળખ્યા વીના હૃદયમા પડઘા ઉઠે છે "કદાચ આ કોઇ ખુની તો ન હોય?"

એથી ઉલટુ 'જાત કે પરજાત' નો કોઇ સાચ્ચો સપૂત અમીરી ખુની-આદનો મળતા, વણે નાખે રખતે, જુદો પડેલો ભાઇ મળ્યો હોય તેમ ખુશાલી લાગે છે, છાની મોગી થતી, આખ્યો બાગો બહારમા શએર કરતી હોય તેમ અને આખુ શરિર દિલખુશ જીદગી બક્ષનાર ગરમ લાગણીઓથી ભરાઇ ગયુ હોય તેમ લાગે છે આ નજીવી દુનિયા અને તેના વધારે નજીવા પુજારી-દુનિયાદારો, મનની શાતિ વચ્ચે બે ઘડી ભૂલી જવાય છે, પૈસા, સત્તા કે લાગવગ મેળવવાની સરતમા પછાત પડી જઇ હીણાઇ ગયેલો આત્મા પોતાની સુસ્તી પખોડી નાખી, પોતાના અસલ આકાશી રૂપમા એક પળ નવો થયલો લાગે છે

મારા જીવ! ગોદીની ધમાલ અને ધુલારામા, ટ્રામપર ચઢવાની ધક્કા મુકીમા કે ટ્રેન પકડવાની દોડાદોડીમા અથવા મ્યુનીસીપલ અગ્રેસર થવાની કે શહેરી અકાબર થવાની કહારાકહારીમા, આત્માની નાજુક લાગણીઓ અને માનસીક ખુબીઓના અતિ નાજુક સુગંધી ખુબસુરત ફુલો શોધવા કે ખીલવવાની તુ આશા રાખે તો ખરેજ તુ બીન અનુભવી અને કાચ્ચો હોવો જોઇએ

ગુલેસ્તાન અને બોસ્તાન અથવા શેખ સાદીની ફુલફલાદી અને બાગબગીચાની કેતાબ પઢવાને, મારવાડી બજાર, મોતી બજાર કે સટ્ટા બજાર તેટલીજ લાયક જગ્યા કહેવાય કે જેટલી કોઇ, ઘરના દેવતાઓની પુજાથી શરૂ કરી આકાશી દેવતાઓની ભક્તિ માટે જોડાયા ઇચ્છતા જોડાને આશીરવાદ સાથે ગાઠ બાધવાને ઢેડવાડો કે વેરીઆવાડો લાયક જગ્યા કહેવાય જ્યારે કામરૂપ અગ્નિ ઠંડો પડેલો લાગે છે, અને જેહાનની હસ્તી અને ચાલુ રહેવુ જોખમમા આવી પડે છે, ત્યારે અફીણના દીડવા કે ભાગના છોડવાની મદદ માગવાને બદલે ખુદા કનેજ મદદ માગુ છુ, અને ખરૂ કહુ છુ, મારી સ્ત્રી તરફની ભાવના, મારા કુટુબ તરફની પ્રિત, અને કુલ જેહાન તરફની મારી મહોબત બહુજ જોર પકડે છે જ્યારે નાપાક સેતાન ગલ્મો કરે છે અને મના કીધેલી ઇચ્છાઓ માથુ ઉચકવા જેવુ કરે છે કે મારા ઉસ્તાદોની શીખ પ્રમાણે પહરેજગાર બાનુઓની આખમાથી નીકળતા પવિત્રાઇ બખ્શનારા કિરણોની શોધમા જાઉ છુ પણ કોઇવાર આખા દહાડામા એકવાર અને કોઇ વેળા મહીનાઓ અને વરસોમા એકાદવા જડતા હોવાથી તે માટે પણ ખુદા આગળજ જાઉ છુ

જ્યારે મારો શહેરી તરીકેનો જુસ્સો કે દેશભક્તિની આચ ધીમી પડેલી લાગે છે કે શહેરસમાજના કે રાજસમાજના આતશમા સળગાવવાને ચુનદા શહેરીઓ અને સ્વદેશીઓની સભામા હુ ગયો છુ, અને મી એની વાકચતુરી, મી બીની બટકબોલી, મી સીની ચાનાક હાજર જવાબી, મી ડીના ટાહુકાઓ, મી ઇના લાબા 'જુસ્સાદાર અને છટાદાર' ભાષણો સાભળી, થોડુક ભાન રહલુ હોય તે ગુમાવી બેઠો છુ.

કોઠીમાના ચોખા પુરા થવા સાથે મારો અદરનો અગ્ની નરમ પડતો જાય છે, અને એક બે દિવસ ભુખ્યો રહેતાજ ભુખથી જેર થયેલા મસ્તાન હાથીના જેવો મારો હાલ થાય છે એક બે ચીણગારી સચવાઇ રહેલી હોય છે તે શત્રુને બાળવાને બદલે મનેજ બાળે છે એવી વેળાએ જો આકાશી અગ્નિ (પ્રમાણિક ગુસ્સો) કોઇવાર આવતો ન હોય તો માણસ કે જેને અલકારમા પૃથ્વિનો કીડો કહેવામાં આવ્યો છે, તે શબ્દાર્થમા ખરેખરો હોત

ઘરને લગતો કે શહેરને લગતો, દેશને લગતો કે દુનિઆને લગતો મારો ઠંડો થયલો આતશ સળગાવવાને ખુદાનુ પવિત્ર આતશકદેહ મારો પેહલો અને છેલ્લો આશરો છે

## સાહિત્યનુ ખાનગી અને જાહેર સ્વરૂપ.

કવિતા મોઢે કરી ધમછબથી લલકારવી, ( Recitaton ) ચુટી કાઢેલા ફકરાઓ પાઠે કરવા, એકમો સરસમા સરસ ચોપડીઓનો અભ્યાસ કરવો, ડીમોસ્થીનસની માફક સુભાષિતપણુના ઘોઘો છોડવા અગાઉ બોમડી તોતડી જીભને ગાલોમા ગોળ પથરો મુકી સભાષણ કરવાની ટેવ પાડવી, વગેરેજ સાહિત્યનો અભ્યાસ પૂરો કરી શકતું નથી આ સઘળુ ખાનગીમા જવા માટે તૈયારીરૂપ છે, અને ખાનગીમા જવુ તે જાહેર માટે તૈયારી છે ખાનગીમા વિચારવાનુ અને મુગુ રહેવાનુ, જાહેરમા બોલવાનુ અને લખવાનું

ખાનગીમા રડવાનુ અને આસુ પાડવાનુ, જાહેરમા શાંતિ અને ગભીરાઇ, ખાનગીમા માશુક અને માબાપ, જાહેરમા ખુદા–સાહેબ–ગુરૂ ખુદાએ ખાનગીનો પડદો એટલા માટે બનાવ્યો નથી કે આપણે તે પાછળ ભરાઇ ખરાબ કામો કરીયે પણ એટલા માટે બનાવ્યો છે કે હુનરમદીના ધાટો પડદા પછવાડે સપૂર્ણ કરી જાહેરમા ખુલ્લા મુકીયે બાબીલોનની અને ઇજીપ્તની ઇટ કે પથ્થરપરનો લેખ ઉકલાવવો તે કરતા પથ્થર કે ઇટે જીવતા પગના નળાપર કરેલો લેખ ઉકલાવવો તે સાહિત્યનો વધારે અગત્યનો ભાગ છે

પમરતી ખુશનુમા, ઠંડી લેહકી, ગુગળાવી નાખનાર હવાની સ્થિરતા, કે જેહાનને ઉખેડી કાઢનારા તોફાની પવનો હૃદયરૂપી વાજીત્ર પર સુખ દુઃખમય સરોદો કાઢે, જે સૃષ્ટિના હૃદય સુધી હમદર્દરૂપ મોજાઓ પાથરે, અને હજી સઘળા તારોમા કાઇક ઝણઝણાટ રહ્યો હોય, ત્યારે તે સર્વ જીવતા શબ્દમા ઉતારી લેવુ એ પણ ખાનગીનું જાહેર રૂપાતર છે અફસોસ ! હૃદયની કેટલુ બધુ નજદીક ભેજુ છે, અને તોપણ જે કાંઇ દુનિઆના હૃદયને લગોલગ અથડાય છે તે સઘળુ જ દુનિઆના ભેજાને હમેશાજ સદેશો પહોંચાડી શકતુ નથી સઘળા

સુંદર લખાણો ટાઢથી થથરતા કંગાલને કામલીના જેટલુ સુખ કે ગરમી આપે નહી, ભુખથી પીડાતાને એક વેળાનુ અન્ન બની શકે નહી, જે સાહિત્યમા ટાઢથી થથરતી કે ભુખથી પીડાતી કંગાનીયતે હીસ્સો આપ્યો ન હોય તે નિર્જીવજ હોવુ જોઇએ માણુસાઇ અને ભાતૃભાવ સાચવી કે વધારી ન શકે તો સાહિત્ય કોઇ ચીજ નથી. સાહિત્ય માત્ર શબ્દરૂપી ચિતારજ નથી, આત્માનુ પ્રતિબીંબ છે પરણુતી કન્યા માફક ફુલોનો શ્રંગાર કરી આવેની વસંત, સુશોભિત રંગબેરંગી પીછાંના પોશાકમા ઉભેના મોરો, શબ્દાયમાન બની સુસ્વરો કાઢતા હંસો, પોતાનો ચેહરો કઢાવવાને આવ્યા નથી, પણ ખુદાના માનમા પોતાનો સવથી સુંદર લેબાસ સજી આવ્યા છે તારા આત્માને તેનો સુંદરમા સુંદર પોશાક પેહરી સાહિત્યરૂપ આરસામા પોતાને જોવા દે સહવારનુ પક્ષિ જેને ખુદાએ મવઝન અથવા બાગી (બંદગી અને ભક્તિ માટે બાગ મારી લોકને બોલાવનાર) નિમ્યુ છે તેણે 'કુકડકુક' કરી પોકાર માર્યો જે દુનિયા જાગૃત થઇ છે અને મિનારાઓ તથા ઘરની ઉંચી અગાસીઓપરથી ચોમેર બંદગીના ગણગણાટ થઇ રહ્યા છે ઓ રાતના ચોકીબાન! તારૂ કામ ખલાસ થયુ કે કોઇ તને ખુદાનો ભકત સમજે અને કોઇ ઠગારો અને શેતાનનો ભકત સમજે તે અગાઉ સુખેથી હવે તું ઉંઘી જા

---

## થોડાક અજબ જેવી વાતો

જેઓ પેટ ભરી જમ્યા હોય તેઓ આવો, થોડીક દિલ બેહલાવનારી વાતો કરૂં છુ—

### એક અજબ જેવી અદેખાઇ

કહે છે કે એક વહાણુ કિનારાપર દાખલ થતુ હતુ, અને સઘળા ઉતારૂઓ ગાસડા પોટલા તયાર કરી પોતાનો પોશાક પેહરી ખુશખુશાલ ઉભા હતા, જે જોઇ નાખોદા (કપતાન) ને કાંઇક અજબ અદેખાઇનો ઉભરો આવ્યો "હ, હ, કિનારે જવાને એટલાબધા હોશમા આવી ગયા છો કે? આજ સાંજ સુધી જુઓ કેમ ઉતરવા

હઉ છુ," કરી વહાણુને પાછુ હઠાવવાનો હોકમ આપ્યો, જે બહાર દરિએ પડવા પછી પવન એવો ફુકવા લાગયો કે બીજા પદર દિવસ સુધી તે પાછુ કિનારે આવી શકયુ નહી

## એક અજબ જેવી દયા

એકવાર એક ગ્રહસ્થ પોતાની શિકારબાજીની વાત મારી આગળ કરતો હતો તેણે કહ્યુ મારી એકપૂરી ગોળી મે એક હરણુ તરફ ટાકી, જે તેની બાજુમા ભરાઇ પણુ તે પ્રાણી મરી ન જતા રીબવા લાગ્યુ આથી દયાનેખાતર મે તેને ગુગળાવી નાખ્યુ! એ નાજુક દયા! પેહલા તેને કગાળ્યતમા મૂકયુ અને પછી કગાળ્યતની બહાર મૂકયુ! પેહલા હુ પેલા નરમ હૈયાના હીદુને ચાહુ છુ કે જે એક કીડીને મારવા ના કહેછે, અને પછી અમેરિકા કે આફ્રિકાના જગલીને ચાહુ છુ કે જે માણુસને ખાઇ જાય છે, (?) પણુ આ 'સૂધરેલા' દેશના તારી દયા મારી બાજુમા એક કાટા મીસાલ (કે બદુકની ગોળી મીસાલ?) છે આત્મખાઉ જગલીને માટે મને કાઇક આશા જેવુ છે, પણુ એ 'સુધરેલા' માણુસ તારૂ દરદ સારૂ ન થાય એવુ છે

## એક અજબ જેવો અપવાસ

એક દાહડે પરોઢીયામા મે એક માણુસને બોલતા સાભળ્યો, "ચલો રોજા પકડો, ચલો રોજા પકડો" રોજા પકડવા એટલે ભૂખા રહેવુ એમ હુ સમજતો હતો, તેથી મે ધાર્યુ કે તે લોકોને ભૂખા રહેવાને કહે છે પણુ થોડી વારમા ચાવરચાઓનો એવો તો મજબુત અવાજ મારે કાને પડયો કે "રોજા પકડો" એટલે ખાવા માડો એવો અર્થ હુ શીખ્યો એક પળ પણુ ખાધુ ન હોય એવો કોઇ રોજા પકડનાર મુએલા માણુસ સિવાય થયો નથી કોઇ પણુ માણુસ થોડોવાર ભૂખ્યો રહેતો નથી કે જે પોતે પોતાને ખાતો ન હોય લાબો વખત ભૂખ્યો રહેનાર હાડપીજર જેવો બની જાય છે, કારણુ કે તે પોતે પોતાનો ઘણોક ભાગ હજમ કરી ગયો છે પહેલા ચરબી તે ખાવા માડે છે, પછી માસ, પછી તતુ, એ પ્રમાણે તે ખાતો રહે છે આ શારિરીક ફીલસુફીના અર્થમા ન લઇએ તો પણુ રોજા પકડવા એટલે પછવાડેથી ખાવા માટે થોડોવાર ભૂખ્યા રહેવુ તે, એટલોજ થઇ શકે.

શેખ સાદી કહે છે તેમ ઓ ભાઇ ! રોજા પકડેલા કાંઇ કામના નહી, સિવાય કે ગરીબોને જમાડવા માટે તુ રોજા પકડે અથવા ભૂખ્યો રહે

એક અજબ જેવી બહાદૂરી

એક ચેચીબોરા વહાણના માલમને ચોકસ ભાગમાથી પકડી એક સોમાલીએ ભોયપર પટકયો, જે જોતાજ વહાણના માણસોમાના ઘણાક કોઈ પાવડો, કોઇ કુહાડી જે હાથમા આવ્યુ તે લઇ કોઈ હિચકારા કહેવાવાની બીકથી તો કોઇ બહાદૂરમા ખપવા તો કોઈ માલમ સાહેબને મસ્કો લગાડવા ધસી જતા હતા ત્યારે એક રાક્ષસી કદનો ખલાસી જે દરેક નવા આવનારની નજર પોતાના તરફ ખેચતો તે ગુપચુપ ઉભો રહ્યો હતો તેના સાથીઓએ હિચકારાપણાનો તાણો તેને મારવાથી તે બોલ્યો "પણ મે પોતે તેને કાઇ ખોટુ કરતા જોયો નથી, જોયો હોત તો—' ઓ ખોદાવદતાલા ! અસાધારણ જોર સાથ ઇનસાફનો કાઇક ખ્યાલ પણ તે જોડયો ન હોત તો અ યાર અગાઉ આ દુન્યાનો અત આવી ગયો હોત

એક અજબ જેવી વર્તણુક.

હુ એક માણસને માણસ તરીકેનુ સઘળુ માન આપુ છુ, એટલુ છતા તે મારી સાથ માણસાઇપણાથી વર્ત્તતો નથી તો એક ફરેસ્તાનું માન તેને આપુ છુ, તોપણ જો તે માણસાઇ ખવાસ દેખાડતો નથી તો એક દેવતાના જેવુ માન તેને આપુ છુ હજી પણ જો તે કાઇજ માણસાઇપણુ દેખાડતો નથી તો આકાશની ઉચાઇએથી પટકી તેને ભોયપર પછાડુ છુ જે મારા કામને તેના સેનટ-માંજ જોય તેને હુ બહુ નિદય દેખાઉ, જે મારા કામને તેની અધ વચમાજ જોય તેને હુ મોટો મૂર્ખ લાગુ, જે મારા કામને તેની શરૂઆતમાજ જોય તેને હુ બહુ ડાહયો લાગુ માણસોની વર્ત્તણુક અને તેમના હેતુઓની તપાસ એજ પ્રમાણે ઘણુ કરીને ઉપર ટપકેની હોય છે, ઘણી લડાઇઓ, ટટાઓ અને અથડાઅથડીઓ લઇ નાંઠેલા અને અધુરા વિચારોનુ પરિણામ હોય છે

એક અજબ જેવો ભોગ

એક દહાડે મે ઘણીજ ઉતરતી વણના ચીઠડેહાલ ટોળાને ગીતો ગાતા, હસતા અને તાલીઓ ઠોકતા જતા જોયુ, જેમની આગળ એક મેઢુ હરોલમા ચલાવતા હતા આ મેઢાને કપાળે કકુનો ટીલો અને

ગળામાં ફુલનો હાર હતો આ બાપડા મેંઢાને ભોગ આપવા લઇ જવામા આવતુ હતુ એક ચીઠડેહાલ ટોળાને એક ગરીબ પશુની જીંદગી અને મોતની આવી મશ્કરી કરતુ જોઇ કાંઇ અજબ લાગણીઓ મને થવા માડી અને ઉભાણુ થવા લાગ્યુ પણ પછવાડેથી મને યાદ આવ્યુ કે કેટલાક માણસોને પણ આ મેંઢાની માફકજ ભોગ બનાવવામા આવે છે, જ્યારે કપાળપર કંકુનો ટીલો અને ગળામા ફુલના હાર સાથ તેમને માનથી હરોલમા ચલાવે છે, અને ગીતો ગાતુ ટોળુ પુઠે ચાલે છે, એવી રીતે વણાકોને લગ્ન દેવીને અર્પણ કરવામા આવે છે વળી કેટલાક નાના બકલ્યાઓને પણ એમજ સરસ્વતિ માતાને અર્પણ કરવામા આવે છે મેળુ ધોત્યુ, હાથમા નેતર અને સોક્રેટીસની માફક ઉઘાડા પગ સાથ છોકરાઓના ટોળા સહીત મહેતાજી આવી ચઢે છે, પછી સઘળાને હારબંધ ઉભા રાખે છે, અને પછી

" સરસ્વતિ સરસ્વતિ—"

પછી છોકરાંઓને જલેબી વેહચે છે, કપાળે ટીલા કરે છે, અને પછી પેલુ નાનુ મકન્યુ—આજની ધામધુમનો નાયક, સઘળા છોકરાઓનો એક દહાડાનો સરદાર—ગળામા ફુલનો હાર અને કપાળે ટીલા સાથ મેહતાજીની પાંખરી પકડી હરોલમા ચાલતો નિશાળે સીધારે છે, અને છોકરાઓનુ ટોળુ પુઠે ચાલતુ થાય છે બીજે દિવસે ફીક્કા ચેહરા અને થડાગાર અંગ સાથે આવતો જોઇ બુમ પડે છે, " વરી નાસી આયો કે " આ બેવકુફ માતાઓને (સરસ્વતિ માતા નહી હો) ખબર હોતી નથી કે એક કે બે વરસ પછવાડે કે આગળથી નિશાળે મુકવામા કેટનુ સમજવાનુ છે કેટલા ખરા ચતુર બાળકો એક કે બે વરસ આગળથી નિશાળે મુકવાને લીધે આખ, ભેજા અને તમામ શરિરની હાલહવાલીએ પહોચી અધુરે નિશાળ છોડી દે છે, જ્યારે વખતસર કાંઇક પુરતી સમજનુ થતા નિશાળે મુકવાથી તે ચચળાઇથી શીખતુ રહે છે

—❦—

# મારા આ દુનિયાની અને પેલી દુનિયાની ગરીબાઈ માટે માફી ચાહનારો એક સખુન.

---

ગરીબી ગર માસત પીશ આવરદ
દો પએમાને આબ અસ્ત વ યક સમયે દુગ ( સાદી )

અર્થ—ગરીબ માણુસ જયારે તારી આગલ છાસ લાવે ત્યારે બે ભાગ પાણી અને એક ભાગ દુધ જાણુવુ

બસ ગોરસ્તે ખોફ્ત વ કસ ન દાનેસ્ત કે કીસ્ત
બસ જાન બ લબ આમદ વ કસ બર઼ ઉ ન ગેરીસ્ત (સાદી)

અથ—ઘણો ભુખો સુઇ ગયો અને કોઇએ જાણ્યુ નહિ કે તે કોણુ હતો,-ઘાટીએ પ્રાણુ આવી ગયો પણુ કોઇ તેને માટે રડયુ નહિ

ઓ માફ કર! મારી અંમીરાઇને-તે એક માદા માણુસની અધીરાઇ હતી માફ કર! મારા અસભ્ય મોહડુ ખોલવાને, ભુખ્યો કુતરો જયા ત્યા ડાકુ ભરતો ફરે છે

જે બખેડા એક માણુસના શરિરમા કે આ દુનિયામા ઉઠે છે તેમને હમેશાજ આત્મા સાથ સબધ હોય તે વિશે મને શક છે મિત્ર-દુનિયા અને શત્રુ દુનિયા મારી ઉપર સખુનદરાજી કરી રહી છે એક મને ઠડો પડી ગયેલો અને બીજી તેજ વેળાએ મને તાતો અને વધુ ગરમ થઇ ગયેલો કહે છે અને કદાચ આ બને પોતપોતાને જે દેખાતુ અને લાગતુ હોય તેમ ખરૂજ કહેતા હશે, અને તો પણુ હુ ઠંડો પણુ નથી અને ગરમ પણુ નથી એકજ વેળાએ એક ચીજ ઠડી અને ગરમ હોય એ કુદરતથી વિરૂધ છે

ઓ તાજપોશીનો એકજ દિવસ મળે ! કે તે દિવસે માથાં ઉપર ઉદારતાનુ તાજ પહેરી, બદીખાનાઓ ખોલી નાખી કેદીઓને છોડી મુકુ, ગરીબોને જમણો આપુ, અને નાના અને મોટા માટે એક છુટીનો અને તહેવારનો દિવસ બનાઉ પણુ અફ્સોસ ! તે સદાનુ મારા હાથમા નથી

ઉદારતા બીજા જુસ્સાઓ જેવીજ જુસ્સાભરેલી છે હાજતમદીને તે પોતાની આગળ ઉભેલી જોતાજ ગજવામાં હાથ નાંખે છે, અને એકજ નાનો સીક્કો જે તેની સઘળી દોલત હોય તે, બપોરના ખાનાં માટે કાઇ રહ્યુ નથી તેનો વિચાર કર્યાં વિના બક્ષી દે છે. પણુ જયારે

આ હાથ એક ખાલી ગજવામા પડે છે,-જ્યારે બે હાજતમદો એક બીજાને નાસીપાસી વચ્ચે ટગર ટગર જુએ છે ત્યારે, ઓ ખોદા! તુજ મદદનો હાથ આપી શકે

'શેઠ"--જે ઓઢણીને પગપરથી ખેચી માથુ ઢાકે છે, અને માથેથી ખેચી પગ ઢાકે છે, તે કોઇ જાહેર માર્ગમા બાકડાપર, ધોતી, દગલી અને પાઘડી પહેરી ધધાચાકરીની ફિકરમા બેઠા છે ત્યા કોઇ ગરીબ ઘાટી આવી બેસે છે, અને આસ્તે આસ્તે આમ જોઇ તેમ જોઇને "શેઠ! તુમી કાય ધધા કરતા" પુછતાં, "શેઠ" પોતાની હાલતપર કાઇ સખુન લઇ જવાયો છે એમ માની બખાળી પડે છે,--"કાય કામ હય તુમ્હાલા?" બિચારો ઘાટી હાથ જોડી કરગરી પડે છે

"સાહેબ, ચાર મહીના ઝાલા નોકરી ગેલી પરતુ હજુન દુસરી મીલત નાહી કાયતરી આપલા હાથામધી અસેલ તર મેહરબાની કરા"

"શેઠ" પોતાની ઉતાવળ માટે પશ્ચાતાપ કરી ખરા દિલથી બાપડાની દયા ખાય છે

ગરીબો બાપડા હાડમાર થયેલા, ચીરડાયેલા ખીજવાયેલા ઘણી-વાર એકબીજા તરફ ધસે છે અને એકબીજાના ટોટા પકડે છે હુ એક નાનો છોકરો હતો ત્યારે ચુહલાપર દુધ ઉકાળવા મુકયુ હતુ તે ઉભરાઇ ગયુ અને માત્ર થોડુ કજ બચેલુ જોતા મે ખીજવાઇને લાત મારી તપેલી ઉધીવાળી સઘળુજ ઘોળી નાખ્યુ જેમ એક ઉડાઉ માણસ પોતાની દોલતનો છેડો આવતો જોતા થોડુ ક હજી રહેતુ હોય તે વધારે ઉડાઉપણે અને બેદરકારીથી ખરચી નાખે છે,--જેમ વઇદે જીદગીની આશા મુકાવેલો એકાદ સખસ જે તે ખાવા પીવા પડે છે, દુખથી ત્રાસેલો દુખનો અને પોતાનો એકજવેળા છેડો લાવી મુકે છે,--મોતની ટેપ સાભળતાં કોઇ દીવાનો, અર્થ વિના ખડખડ હસે છે, તેમ આ મોટા શહેરમા કગાળીઅતના ઝુમરાઓ સાભળી અને દેખાવો જોઈ, ઇલાજ હાથથી ગયેલો જોઇ હાવરોબાવરો બની જઇ મે કોઇવાર કગાળો અને કગાળીઅતને એક મોટા દારૂનાં ગ્લાસમાં ડુબાડી દીધા છે

ખરેખર, કોઇ ઉસ્તાદ હકીમ ગરીબી અને કગાળિયતનો કાર્ય-સાધક ઇલાજ કરે તો તે ઘણા દરદોને એક નાશકારક ફટકો મારી

શકે આપણે એક મુશ્કેલીની દુનિયામા વસીયે છીયે દતકથા પ્રમાણે ખોદાએ આ દુનિયામા આવવાને ફરેસ્તાઓને કહ્યુ પણ તેઓએ હિમત ચલાવી નહી, ત્યારે આદમે તે માથે લીધુ ખરેખર પખાલ જેવડી હોજરી અને છત્રીસ ફીટ લાબા આતરડા આગળ ફરેસ્તાઓનો પણ આશરો કયાજ રહત? ભુખ્યો વાઘ અને સિહ અતિ જોખમ ભરેલા પ્રાણી છે, પણ ભુખ્યો માણુસ સર્વથી વધારે જોખમભરેલુ પ્રાણી છે, ઇરાન, રોમ, અને બીજા સુધારાવધારામા હજારો વર્ષની મહેનતે આગળ પડેલા મોટા રાજ્યોનો નાશ કર્યો તે ભુખ્યા હન કે ગોથ અથવા આરબ જેવાઓના ટોળા હતા જેઓ ભુખ્યાને અન્ન, નાગાને વસ્ત્ર અને અજ્ઞાનને જ્ઞાન આપે છે તેઓ લાબા લાંબા કાયદા બાધનારાઓ કરતા દુનિયાની સુખશાતિ અને સુલેહ માટે બહુ વધારે કરે છે

શરિરના દરદો કે જનસમાજના દરદો ખરા વઇદા સિવાય માત્ર ઉટવઇદાથી કદી દૂર થતા નથી એથી ઉલટુ દરદ કરતા ઇલાજ વધારે માઠો તેવો હાલ વખતીવાર થાય છે જેમ જેમ આપણે ઓછા એકલ-પેટા થઇશુ, ખોટા સ્વાર્થ અને ખરા સ્વાર્થને જોઇ શકીશુ જેમ જેમ પોતાની હાજતો સમજી શકીશુ, અને તેટલા માટે બીજાઓની હાજતો સમજી શકીશુ અને એકબીજા માટે ઘટતુ કરીશુ, તેમ તેમ થોડા અને સહેલા કાયદાઓ આપણા સુખ, શાતિ અને સુલેહ માટે પુરતા થઈ પડશે

"If every just man, that now pines with want,  
Had but a moderate and beseeming share  
Of that which lewdly pampered luxury  
Now heaps upon some few with vast excess,  
Nature's full blessings would be well dispensed  
In unsuperfluous even proportion,  
And she no while encumbered with her store  
And then the giver wonld be better thanked  
His praise due paid, for swinish gluttony  
Ne'er looks to heaven amidst his gorgeous feast  
But with besotted base ingratitude  
Crams, and blasphemes his feeder' MILTON —

અર્થ—અમરજો દરેક પ્રમાણિક માણસ જે તંગીમા સબરે છે અને ભુખે મરે છે, તેને થોડાકો જે દોલતની રેળછેળથી વિષયી મજાહોમા ચકચુર બની અતેરા કરે છે તેમની દોલતમાથી માત્ર એક મધ્યમ અને ઘટતો હીસ્સો મળે, તો કુદરતના પૂર્ણ આશીર્વાદો બીનજરૂર લખલુટપણે વ્યર્થ ગયા વિના સરખા પ્રમાણમા વહેચાતા રહે, અને ત્યારે તે દાતારનો આભાર વધારે સારી રીતે માનવામા આવે, તેના કિર્તનો ઘટતી રીતે ગવાય જ્યારે ડુકકર સમાન એધીપણું ભોયે મુઢુ ખોસી ખા ખા કરે છે, અને આકાશ તરફ ઉચે કદી જોતુ નથી, પણ નીચ છાકટ અપકારીપણાથી છેક ગળા સુધી સીચી મુકેલા હોજરા સાથે પોતાને ખવાડનાર અને પાળણહારની નિંદા કરે છે

(ઇંગ્રેજી કવિ મીલ્તન ઉપરથી)



## નિર્વિકાર (સ્વચ્છ) શબ્દોનો મહાન અનર્થ

સિપાહ, પહેલવાન, વિદ્વાન, ફિલસુફ, ધર્માધ્યક્ષ, રાજ્યાધિકારી કેવા મોટાઇ દેખાડનાર શબ્દો કેવા અનેકઅર્થી થઇ પડેલા શબ્દો ! જે રીતે લડાઇ ચલાવવામા આવે છે, જે સચારૂપ ગોઠવણમા આજનો સિપાહ એક ભાગ છે અને પોતાના વડાનો હુકમ થતાજ બીજા કશાપણ ખુદરતી જુસ્સાથી ઉસ્કેરાયા વિના પોતાના બધુપર ખુનખાર હથીઆરો લઇ ધસે છે, તે શબ્દ કશાપણ પ્રાથમિક પવિત્ર રુપ વિનાનો થઇ પડેલો લાગે છે આકાશના દેવતાઓની સામે, પૃથ્વિપર પોતાના રક્ષણકર્ત્તાના રૂપમા માણસ જાતે ઉભો કરેલો ઉપલો તમામ વર્ગ—સિપાહ, પહેલવાન, વિદ્વાન, ફિલસુફ, વિગેરે—આપણી પુજાને લાયક કેટલો ગણી શકાય તે શકમા નાખનારો માત્ર આ જમાનો છે 'યુનિફોર્મ' મા સજ થયલો સિપાહ, મા, માસી કે ફુઇનુ હૈયુ હરખાવે અને કોઇ ચાઇચાઇથી અંજાઇ જનાર તકલીદી સમજની સ્ત્રી તેપર મરી ફીટે અને સમજુ દુનિયા તેના ઉપયોગીપણાની અવગણના કર્યા વિના, પણ આભાર મિશ્રીત કચવાટની કંઇ લાગણીથી જોય, તો આપણે કહીશુ કે માણસજાતના ઉચા ગુણોને આપણા જમાનામાં

ખોટો લેબાસ પહેરાવી, વખાણનાર અને વખાણ પામનાર સર્વને ખોટાં અને કઢગા રૂપમા મૂકયા છે

વિદ્વાન અને ફિલ્સૂફ ! વિદ્યાલયમાથી સેવન થઇને બહાર નિકલ્યા કે સીધો ફોટોગ્રાફરને ત્યા ઝભો પહેરી હાથમા સનદ લઇ છબી પડાવવા દોડે, અને બાવા, કાકા બને એટલા લાગવગે, પરીક્ષા આપી હમણાજ પરવારેલાને પરીક્ષક બનાવી દેવાની દોડાદોડી કરે, ત્યારે ખુદા એ સઘળા વિદ્વાનો અને ફિલ્સૂફોથી આપણને બચાવો યુનિવર્સિટીનુ આ ઘેર કયામતને દહાડેજ સુધરવાની આશા રખાય, અને બાપડા શીખાઉ છોકરા છોકરીઓપર બોજાના પહાડ વધતા રહે અને દેવતાઓને જોઇ શકવાને બદલે તેઓ માણસોને પણ જોઇ શકે નહિ તો અજાયબી કઇ નહિ આ પહાડ જેઓ ચઢયા હોય તેઓ પોતાના બચ્ચાઓની મુસીબત માટે ફિકરમા પડે, અને પોતાના તનમન ઘસનારા બાળકો અને તેમના મુશ્કેલી વેઠી પૈસો પૈસો એકઠો કરી કેળવવા ઇચ્છનાર માબાપો સર્વના લાખો શકભરેલા હાથોમા રહે

ઘાસ, કાટા અને સરખોરા જે સઘળુ મનુષ્ય સુધારા અને વધારાની આડે આવે તેને દાતરડા વડે કાપી દૂર કરનારા વિદ્વાનો અને ફિલ્સૂફો વિદ્યાની અને ફિલ્સૂફીની દુનિયાના મજુર થવાને પણ લાયક થઇ પડે નહિ, અને અનેક મોટા વિદ્વાનોએ કહ્યુ છે તેમ " University education is a necessary evil " " યુનિવર્સિટીની કેળવણી એક જરૂરી થઇ પડેલી ખરાબી છે " તે ખરૂ પડે છે

રાજ્યાધિકારી અને ધર્માધિકારી ' ! કયામતના દહાડા માટે આપણને તૈયાર કરનાર આ આપણા ખેરખ્વાહો ! દુનિયાના મેલા કપડા ધોઇ કાઢી તેને સફેદ ફરેસ્તાઇ પોશાક પહેરાવી ફરેસ્તા બનાવવાને નેમાયના કે પોતાને નેમેલા મહાત્માઓ, દુનિયાના મેલા કપડા ધોઇ કાઢવાને બદલે દુનિયા કને પોતાના મેલા કપડા ધોવાડયા કરી પોતે સફેદ દૂધ જેવા કપડા પહેરી ફર્યા કરવામા સઘળા રાજ્યાધિકારી અને ધર્માધિકારીપણાની નેમ સમજતા લાગે છે, જયારે દુ ખેપાપે, જેમ તેમ, માંદીતાતી માણસ જાતને તેના દહાડા પૂરા કરાવવા અને સહવારની સાંજ કોઇપણ રીતે પાડવામા તેમના ઇલાજો સમાઇ ગયલા લાગે છે. માત્ર સેરવો, કાંજી અને ગરમ કપડાંનો પૂરતો જથ્થો તેમની કને હોય તો માણસજાતની સઘળી આશા તેઓ કદી એકદમ છોડી દેનાર

નથી એક મજબૂત, ઉમદા, ફરેસ્તાઇ ખસલતી દુનિયા, ફરેસ્તાઓ જોડે હમાજેર કરવાને કયામત સૂધીમા તૈયાર થવાને બદલે, બ્હીતી ધ્રુજતી કયામતના દહાડાની વાટ જોતી બેઠી છે, અને બેસવાની થોડાકોએ પોતાની પુકરાજી કે બીજી કોઇ માનિની માશુકોના માનિતા થવાને દુનિયાને ગોનામરૂપ બનાવી છે

આપણા વખતની દુનિયા આપણે જોઇયે છિયે અને જાણિયે છિયે "શેકસપીઅરના વખતની દુનિયા માટે તે કહે છે--

" A man may see how this world goes with no eyes
Look with thine ears see how yon justice
Rails upon yon simple thief
Hark, in thine ear change places, and handy dandy,
Which is the justice which is the thief ?—
Thou hast seen a farmer s dog bark at a beggar?
And the creature run from the cur?
There thou might-st behold the great image of authority
a dog s obeyed in office
Thou rascal beadle hold thy bloody hand
Why dost thou lash that whore? strip thine own back,
Thou hotly lust st to use her in that kind
For which thou whippest her The usurer hangs the cozener.
Through tattered clothes small vices do appear,
Robes and furred gowns hide all Plate sin with gold
And the strong lance of justice hurtless breaks
Arm it in rags a pigmy's straw doth pierce it."

આ દુનિયા કેમ ચાલે છે તે કોઇપણ વગર આંખે જોઈ કાહે ત્હારા કાનોથી જો, પેલો ન્યાયધિશ પેલા ગમાર ચોરપર કેવો બખાલે છે સાભળ હજુસે ત્હારા કાનમા કહુ છુ ! બનેને એકબીજાની હાલતમા મુક અને પછી ચોર કયો છે, અને ન્યાયધિશ કયો ! તે કોઈ ખેડૂતના કુતરાને કોઇ ભિખારી સામે ભોસતો, અને તે બાપડાને તે કગાલ કુતરાથી બહીને દુર ન્હાસતો જોયો છે ? સત્તા અને અધીકારનુ મહાન સ્વરૂપ આ દેખાવ જોવાથી તમને માલમ પડશે સત્તાપર બેઠેલા કુતરાને પણ તાબે થવુ પડે છે. થોભ, આ લહુગા

જલ્લાદ, ત્હારો ઘાતકી હાથ ખાચ શામાટે પેલી બીભત્સ સ્ત્રીને તુ ફટકા મારે છે? ત્હારો પોતાનોજ બરડો ખુલ્લો કર, જે કામ માટે તુ તેને મારે છે તેવુજ કરવાને તુ આતુરતાથી ઇચ્છે છે વ્યાજપર વ્યાજના આકડા ચઢાવી ચામડુ કાઢી નાખનાર, કોઇ ન્હાનકડા ઠગને ફાસી મોકલાવે છે ફાટેલા કપડામાથી નજીવા ગુનાહો દેખાઇ આવે છે. ભપકાદાર પોશાકો સઘળુ ઢાકી નાખે છે પાપપર સોનાનો ઘોલ ચઢાવ અને પછી ઇનસાફનો મજબૂત ભાલો તેને સ્હેજ પણ નુકસાન કયા વિના પોતેજ ભાગીને કટકા થશે તેજ પાપને ચીઠડા પહેરાવ અને એક ન્હાનકડુ હાથવેટીઉ ઘાસના એક તણખાથી તેને આરપાર ભોકી કાઢશે ”

હજરત ઇબરાહીમ અને નૂહઅલૈસલામના વખતની દુનિયા પણ એવીજ હતી

અને કયામતને વખતની દુનિયા કેવી હશે તે વાચનારે શોધી જેવુ.



## દુનિયાનુ ચિત્ર

ખાહમ કે બ ગુશે નશીનમ
તા હીચ બદ અઝ જેહાન નબીનમ (નેઝામી)

અર્થ—હુ ઇચ્છુ છુ કે એક ખુણામા બેસુ કે દુનિયાથી કાઇ પણ ખરાબી જોઉ નહી

જુઓ પેલા ગૃહસ્થ કીચલમાં સભાળથી અને નાજુકાઇથી પગલા ભરતો જાય છે, એક વધારે સલામત જગ્યા જણાતા લાબી ફલગ મારી પોતાનો પગ તેપર મુકી દીએ છે કે તુરતજ જાગ સુધી અદર પેસી ગયો છે

જુઓ પેલો એક અતિ સુદર ફળ કાપે છે તેમાથી એક ઝીણો કીડા નીકળે છે

જુઓ પેલો પોતાનો દમ બાલેનો રાખીને ઝડપથી પગલા ભરતો અને એકજ દિશામા આખ ટીકીને ચાલતો જણાય છે તમે અજબ થાઓ છો કે એ કયા એટલી ઝડપથી ધસ્યો જાય છે, અને એની આખો એટલી શાપર બાઝી ગઈ છે તે એક અતિ ખુબસુરત સ્ત્રીની

પાછળ જાય છે કે જે વધારે ને વધારે ઝડપથી આગળ ચાલતી તેને લાગે છે એક ઘોર જંગલમાં જઇ પહોચતાં તે સ્ત્રી ગુમ થઇ જાય છે, અને પેલો નગડામાં અંધારી રાત વચ્ચે પોતાનો રસ્તો ભુલી જઇ ફરયો છે એક વાઘ તેને પોતાનો શિકાર બનાવે છે તે એક ભુત ડીની પછવાડ દોડયો હતો તેના ઘરમાં રડારોળ થઇ રહી છે પોલીસને ખબર આપવામાં આવી છે કુવા અને તળાવોમાં તપાસ કરી છે અને તેની શોધમાં ગયલી ટોળીઓ નિરાશ થઈ પાછી ફરી છે

શાયદ કે બદશ્ત મીરદેહ બાશદ

યા જાનવરીશ ખુરદેહ બાશદ

**અર્થ**—કદાચ જંગલમાં તે મરી ગયો હશે અથવા જાનવરો તેને ખાઈ ગયા હશે

તાપથી માણસો, જાનવરો અને ઝાડપાનો બેહાલ થઈ પડયા છે, અને માડમાડ જીવી શકવાને કાંઈપણ પાણી મેળવી શકે છે કુવાઓ અને તળાવોના પાણી સુકાઈ ગયા છે અથવા બહુજ ઘટી ગયાં છે ધુળનો વંટોળીઓ મની આંખોને આવળી કરે છે જુઓ કોઇ બેવકુફ, દરિઆમાં પાણી સીપતો દેખાય છે

જુઓ અહીઆં અજગરની માફક પેટ ફુલી ગયલો, મોરચીના દુખારામાં સપડાયલો ખાઘરા હોજરાનો ભોગ થઇ પડયો છે

પડોસીઓ અને દોસ્ત આસ્નાઓ માયાળુપણે નવી નવી વાણીઓ સુચવે છે ' ગમે તો ઠડી જેલી-ગમે તો જરા સુપ, ગમે જરા હલકુ જેવુ પુડીગ "

અહીઆ એક બીજો બે દહાડાનો ભુખો વણખાધાની મોરચીમાં સપડાયો છે તેના વહાણો દરિઆમાં ભાગી ગયા છે માગનારા તકાદો કરી રહ્યા છે જમીન તેના પગ નીચેથી સરી ગઇ છે અને આસમાન તેની ઉપર ઉઠલાઇ પડયુ છે તેનો એક વહાલો મિત્ર જે હેલમજુરી કરી પોતાનુ પુરૂ કરતો હતો અને હમણા તેનીજ મદદથી પાચ પૈસે સુખી છે તે ઘણાજ હેતથી અપવાસના ફાયદા, ઉદ્યોગની જરૂર, આળસાઇના માઠા પરિણામો, હિંમતથી સંકટની સામે થવા વિષે તેને વાઅજ કરે છે, અને પાની લઇને હેલ કરવા જવાની તેને સલાહ આપે છે

કોઇ એક ગૃહસ્થ પોતાના ઘરની પછવાડે વાડામાં એક ઝાડ રોપવાને જમીન ખોદે છે, તેમાથી થોડાક નાના સિકકા નીકળે છે,

એટલે તે વધારેને વધારે ઉંડુ ખોદવા માડે છે કે વાસ મારતી મટોડી નીકળવા માડે છે અને એક નાનો અતિ ઝહેરી સાંપ નીકળી આવી તેને ડખે છે કે તુરતજ આ જેહાનથી તે પોતાનો અસબાબ ઉઠાવી જાય છે

નિશાળમાં શીખવાતુ શરૂ કરતા બાળકની કોઈ પરિક્ષા લેતુ નથી, પણ નિશાળ છોડી જનાર કેટલુ શીખ્યો તે પુછવામા આવે છે નાનુ બાળક અવતરે છે ત્યારે તે તેના માબાપ અને કુટુબની ખુશાલી બને છે, પણ જ્યારે તે આ દુનિયાનો છાયો અને છત્ર બને છે, અને ઇન્સાફ અને દયા અને સચ્ચાઇનો પૂજારી બની એક પુજ્ય બુજોરગ બને છે ત્યારેજ તે તમામ કુદરતની ખુશાલી બને છે

આ દુનિયામા લાખો વરસોમા જે બેશુમાર બોધકો આવ્યા અને ગયા તેઓએ ઇનસાફ અને દયા અને સચાઇના દેખાવ કરતા ખરેખરા ઇનસાફ અને દયા અને સચાઈ, અને ધર્મ ઠગાઇને બદલે સાચો ધર્મ ગ્રહણ કર્યો હોત તો આજે દુનિયા બાગે બહુસ્ત બની રહી હોત એક પણ બદીખાનુ તેમા હોત નહી, જ્યારે આખી દુનિયાજ હાલ તો એક બદીખાના સમાન બની છે બલ્કે માણુસોના શરિરપરતું ચામડુ પણ તેમનુ બદીખાનુજ છે

થોડા વર્ષ પર જયારે માણુસોને ગુલામ તરીકે વેચવામા આવતા હતા ત્યારે તેમની કાંઇક કિમત હતી પણ હવે તે બધુ બધ પડયુ છે અને માણુસની કાંઇજ કિમત નથી

જીણુસ, વેપારની જીણુસ એ સર્વોપરી થઇ છે

That smooth faced gentleman, tickling
Commodity,
The bias of the world ,
The world, who of itself is peised well,
Made to run ever upon even ground
—Shakespeare (John)

"સરખી જમીનપર સરખી ચાલ્યા કરે એવી સમતોલ આ દુનિયાને બનાવવામાં આવી છે, પણ કલ્પિત વેપારી અને દુનિયાદારી લાભ તેને આડી અવળી લઈ જાય છે" (શેકસપીઅર)

Since kings break faith upon commodity,
Gain, be my lord, for I will worship thee
—Shakespeare

"જ્યારે રાજાઓ પૈસાને ખાતર કે વેપારી લાભોને માટે પોતાનો વચન તોડે છે, તો નફા! તુજ મારો ખોદાવંદ પ્રભુ થા, હું તનેજ પુજીશ" (શેકસપીઅર)

તબેલો ભરીને ગાય કે ઘોડા, કે વખાર ભરીને રૂની ગાસડી કે કાપડની પેટી માણુસ કરતા વધારે સુશોભિત દેખાય છે

આ તરફ એક કમબખ્તે મહિનાઓ સુધી નોકરી શોધી અરજીઓ કરી નિરાશ થઈ આપઘાત કરી દીધો છે તેજ દહાડે બે તેડાં તેને નોકરી માટે આખરે આવી પહોચ્યા છે

પેલી તરફ એક બાપડો કામધંધાની શોધમાં નિરાશ બની પહેલીજ વાર ચોરી કરવાના અપરાધમા સપડાયો છે, અને તેને જેલમા લઈ જવામા આવે છે કે તેને માટે એક તાર આવી પહોચ્યો છે કે કોઇ સગો તેને દોલતનો વારસો આપી ગયો છે

કદાચ આપણે દરેક જણુ એક એક મહેલ આ દુનિયામાં બાધિયે, પણુ તેની સાથેજ તેમા દટાઈ મરવાનો જોખમ પણુ ખેડિયે છીએ, અને આપણા ગાડી ઘોડા આપણુને કોઇ દહાડો ફેકી દઈ આપણુ માથુ ફોડી નાખે અને ભેજુ વેરી નાખે

આ દુનિયામા જન્મવાને અને જીવવાને આપણે મોટી કિંમત આપી છે અને ખોદાથી ઓછુ કાંઇપણુ ખરીદિયે તો આપણે ટોટાનુંજ સાદુ કરશુ

ગમે તો તુ ખરીદનાર થા, કે વેચનાર થા,-અંત કરણુની સચાઇ વિના જાવેદાનની નાદારી સિવાય તું કાંઈપણુ હાસલ કરી શકનાર નથી

ઓ ખુબસુરતીની શોધમાં ફોકટ નિસાસો નાખનાર! તે તારે માટેજ છે અને તારી આગળજ છે છતા તેને જોવાને તારી કને આખોજ ક્યા છે?

ખોટા વાળ અને ખોટા દાંત અને ખોટા હાથપગની લયલીપર ઓ તુ કે જે મજનુ બન્યો છે! લએલીને તે જોઇ છેજ ક્યા?

ખાહમકે બ ગુશે નશીનમ
તા હીચ બદ અઝ જેહાન નબીનમ

# મુબઇમાં મને સઉથી ઘણુ શુ ગમે છે ?

શહેરોની ગલીચ અને અનીતિવન જીદગી તરફ જે કાઈ અભાવ ઉતપન કરે, અને ગામડાની કુદરતી જીદગી અને મજાહો તરફ મોહ લગાડે તે ઘણીજ ઉપયોગી સેવા બજાવે છે

( ઇમરસન )

મુબઇમા મને એપોલો બદરપર જયા દરિઆ જમીનને લગોલગ લાગે છે ત્યા મુબઇના ફ્રેન્ચ તસુપર મુકેલા બાકપર શહેર તરફ પીઠ કરીને બેસવા સૌથી ઘણુ ગમે છે

પછી ત્યથી 'એરોપ્લેન'મા બેસી, તેના ઉચા મિનારાપરથી, તેની ભવ્ય ઇમારતોપરથી, તેના ધોરી રસ્તાઓપરથી, તેની ધીચ ગલીઓપરથી તેની ગટરોપરથી, તેના ઘોધાટોપરથી તેના ધુલારા-પરથી, તેના ધુમાડાપરથી, તેની મસજીદોપરથી, તેની અગીઆરીઓ પરથી, તેના દેવળો પરથી તેના દહેરાઓપરથી, તેના એક લાખ કકલાણ કરતા આધળા રગતપીત્યા, કોહેના સડેલા, જતુ ભરેલા, મેલા ચીઠડાવાલા ભિખારીઓપરથી, પેલી બાજુએ ખુલ્લા ખેતરો અને લીલોતરી વચ્ચે જયા મોટા ઝાડો તળે ઝુપડાઓ દેખાય છે અને કુદરત માતા પોતાના વધારે કમનસીબ બાળકોને પોતાની છાતીએ ચાપીને બેઠેલી લાગે છે,—ત્યા જવા બહુજ ગમે છે

ઓ મુબઇગરાઓ ! તમારૂ માણસાઇપણુ મરી ગયુ છે કે માત્ર ઉધી ગયુ છે ? મરીગયુ હોય તો તેને દાટી દેવાનુંજ રહ્યુ છે ઉધી ગયુ હોય તો શુ સહવારના સૂયના કિરણો નીકળવા પહેલા સભળાતા અને મોડી રાત સુધી ચાલુ રહેતા, છાતી ફાડીનાખનારા દિલ ચીરી નાખનાર, વીધી નાખનારા પોકારો તેને જાગૃત કરી શકતા નથી ? આ તમારા 'સુદર' શહેરમા જગેજગ અને ડગેડગ માટીના પુતલા ઉભા કરો, કોઇ હાથ વગરના, કોઇ હાથ અને પગ બને વગરના કોઇ નાક વગરના, કોઇ આખ વગરના,—અને જુઓ તમારી હવેલીઓ કેવી શોભી નીકળે છે ! પણ જયારે ભવ્ય મકાનો અને રોણકદાર ઇમારતો વચ્ચે સેકડો—બલ્કે હજારો—જીવતા મનુષ્યો—કોઇ હાથ વગરનુ, કોઇ પગવગરનુ, કોઈ માત્ર ધડ વડે ઘસડયા મારતુ—એવા દેખાવો કેટલા શહેરની શોભા દેખાડનારા હોઇ શકે ? જેનો દુનિયાદારી

મામલો ઠીકઠીક હોય તે ઘુમરાંણુ મચાવતા આ કમનસીબ માણસો બહુકે માણસના ભાગો—તેમને પીડા કે કટાળો દૂર કરવા પૈ પૈસો ફેકે, કે દયાથી પીગળીને ફેકે, કે 'ભાઈ! આગળ ચાલ,' 'બાપુ! માફ કર' કહે, કે શરમાઈને દમડી દોકડા કાઢી આપે પણ જેનો મામલો ચસકેલો હોય અને જેને ભિખારીપણુ સામે ડોળા ઘુરકતુ હોય એવો કોઈ પરોપકારી લાગણીનો ગ્રહસ્થ શુ વિચારે છે અને મનમા બોલે છે અને કરે છે તે જાણો છો?

તે પોતાના ડોળા કકડાવે છે, અને દાતથા પીસે છે, અને કહે છે 'તમારૂ સત્યાનાશ થય! નીકળો, કમબખ્તો! શુ મને તમારી સફમા લેવાને એટલા ઉતાવળમા પડયા છો? સેતાન પણ કોઈએ પોતાનો આત્મા વેચ્યો હોય તે લેવાને સાટા પ્રમાણે વખતસર આવે છે, મોતનો દૂત પણ પોતાના વખત અગાઉ આવી શકતો નથી પણ શુ તમે એટલી ઉતાવળમા પડયા છો?'

એવી વેળાએ આ ભલી લાગણીનો, સવનુ સારૂ ચહાનારો ગ્રહસ્થ, કદાચ મારવાડી કને રૂપીયા કઢાવીને બેન્ડ વજડાવતો કોઈ ઘાંચી કે હજામ જુએ છે, કે ભરમ છે તેટલા ધામધુમથી છોકરાનાં લગ્ન કરી નાખી પછી દીવાળુ ફુકી દેવાનો વિચાર કરતો કોઈ 'મોટા વેપારી' જુએ છે, કે બારણે કકલાણુ મચાવતુ અને કાન તેમજ છાતી ફાડી નાખતુ આધળી લુલી લગડી પલતણનુ 'ઓરકેસ્ટ્રા'—બેગુ વાગતુ વાજુ—જુએ છે, અને તે સવ પોતાની સામે શેખી કરે છે એમ તે (ગ્રહસ્થ)ને લાગે છે

શુ આ, તમારા શેહરની દોલતને છાજતુ છે, કે તેનાં વિદ્યા—મદિરોને છાજતુ છે? ધારો કે ઉમ્મરે પુગેલાઓની મદદે કોઈ જાતની ફીલસુફી આ દેખાવો સહન કરવાને આવે છે, કે આદત લાગણીને મદ કરી વિશેષ દુખ થવા દેતી નથી, તો પણ નાના, દુનિયા જોવાનુ શરૂ કરતા બાળકોનુ શુ? જવાનોની લાગણીઓ વિદ્યાથી ખીલવી તિક્ષ્ણ કરીને આવો મામલો તેમની સામે જાથુકનો રાખવો એ શુ એક પ્રકારની 'સુધરેલી નિદયતા' નથી?

ઓ શેહરી બાવાઓ!—હુ જાણતો નથી કે અસલી રોમન સેનેટરોનો આ બગરૂરી ભરેલો એલકાબ તમોપર કયાથી અને કેમ ઉતર્યો? કદાચ તે ટકોરમા કોઈએ આપ્યો હોય, 'રાજાના ફરમા

ન'થી મળ્યો હોય કદાચ કોઇ ન્યુસપેપરવાલાએ પોતાને માટે કે પોતાના મિત્રો માટે ઘડયો હોય,-તમોને ભઞુલાઓએ અને અઞઞુઓએ ફેશનેબલ બાનુઓએ અને અન-ફેશનેબલ રાડીરાંડોએ, પરદાવાલી બીબીઓએ અને પરદા વગરની બીબીઓએ, ગાડીઘોડાવાલાઓએ અને ખટારાવાલાઓએ ચુટીચાટીને, તમારી પરિક્ષા કરી, તમારૂ વજન કરી, તમોપર વિશ્વાસ મૂકી શહેરના કારોભારપર બેસાડયા છે—તે વિશ્વાસને લાયક ઠરો ! અનેક સવાલોમા આધળી લુલી ભીખ માગતી મુબઇનો સવાલ પણ તમોએ જરા ચુડી ચાડીને સફાઇથી અભડાઇએ ચઢાવી દીધો છે

ખુબસુરત મુબઇ માટે હુ બહુજ મગરૂર છુ, બદસુરત મુબઇ માટે મારી મુડી શરમથી ભોયે લાગી ગઇ છે ઓ રગીની અનબેલી નગરી ! તારી બહાર, ખુલ્લો લીનોતરીવાલો પ્રદેશ જે ખુદાના પોતાના હાથથી બનેલો છે, જેનો મનકહ્ન કુદરતી સાદા શણગારમા સુશોભિત થયલી પાક દામન નાર છે, તેની આગળ તુ રગેની, છુટા લટયાવાલી, ખોટા વાળવાલી છેલછબીલી માત્ર છે



## "સુધારો" (Civilization) આપણુને કયા લઇ જાય છે?

———

રેલ્વે અને સ્ટીમરો અને બલુનો અને ઉડવાના યત્રો આપણા "સુધારા" (Civilization) ની મગરૂરી છે, તો પણ ખુદા માલુમ આ સઘળા ઝડપથી મુસાફરી કરવાના સાધનો અને સુધારા આપણુને એટલી ઝડપથી કયાં ઘસડી જાય છે મ્હારી મુસાફરી અને સફર દરમ્યાન એકવાર સ્ટીમરના તુતકપર એક મોટુ કુટુબ હતુ જે બે ભાઇઓનુ હતુ, અને બચ્ચા છોકરા મળી આસરે વીસ બાવીસ હશે આહ ! ગુલેગુલજાર જેવા ગાલોપર ગુલાબ સાથના આખોને ખુશ કરનારા બાળકોનુ તે હલમળ્યુ કુટુબ હતુ રેલ્વે કે બીજા કશા મુસાફરીના સગવડભરેના સાધનો વગર, પહાડો અને ખીણો ગધેડાઓની મદદથી કે બીજી અનેક મુસીબતો સાથે હજારો માઇલ કાપતુ એક પહાડી મુલક પસાર કરી તે કુટુબ અઠવાડિયાઓ

અને મહિનાઓની મુદતે સ્ટીમરપર આવી ચઢયુ હતુ રસ્તામા આ બાળકોની માતા મરણ પામી, અને તેને દરિયામા દફનાવી પ્રાણ છોડવા અગાઉ બાઇએ વરને કહ્યુ કે મને લાવતે નહિ તો આ હાલ થતે નહિ આસરે દસેક દહાડાની સફર પછી આ કુટુબને ઉતરવાનુ બદર આવ્યુ ત્યારે તેના દુ ખી પિતાને કિનારે જતી વેળા મે પૂછયુ, "હવે અહિજ રહેશોની ?" "નહિ", અહિ એક બે દહાડા રહીશુ, પછી અહીથી કલકત્તા, કલકત્તાથી રગુન, રગુનથી મોલમીન, મોલમીનથી સીગાપોર, સીગાપોરથી હોગકોગ, હોગકોગથી સુરબ્બા (?) સુરબ્બાથી "—મને ફેર આવવા લાગ્યા અને હુ ઝડપથી 'શેકહેડ' કરી ચાલી ગયો, આ કોઇ રાજવશી કુટુબ હતુ નહિ દેખીતુ તે ધધાદારી મતલબથી તુતકપર મજલ કાપતું હતુ

એકવાર એક બાઇ એકલી એક છોકરાને (આસરે બારેક વર્ષના) સાથે લઇને બાર પદર હજાર માઇલની મુસાફરીએ નિકલેલી મને મળી હતી તેણે મને કહ્યુ કે તે પોતાના વર સાથે રહેવા જતી હતી છોકરાને દેખાડી કહ્યુ કે, "એના બાપે હજી જોયોજ નથી" ખુદા માલુમ આ બિચારી બાઇ કયારથી વરથી છુટી પડેલી હશે ! અરે હું ભૂલ્યો ઓછામા ઓછા બાર વર્ષ અને થોડાક મહીનાની તો ખરીજ એક મશ્કરો ઉઠાઉગીર પાસે બેઠેલો તેણે મ્હારા કાનમા ફુક મારી "કોણ જાણે તેનોજ હશે કે કો—" ખુદા અને ધર્મહજ, જ્યારત, જાત્રા વિગેરે નામોથી તમને મનુષ્ય બદનામ કરે છે, પણ લાખામા લાખી હજ અને જાત્રા તે પોતાના પેટ કે ગજવાં માટે ઘણીવાર કરે છે

"ચશ્મે તગ દુનિયાદારરા યા કેનાયત પૂર કુનદ યા ખાકે ઘોર"

દુનિયાદાર માણસની સાકડી નજરને સતોષ પૂરી શકે નહિ, તો ઘોર તો પૂરી શકશેજ

ઓ દરવીશ સાદી, ત્હારા જમાનામાં રેલ્વેઓ, સ્ટીમરો, બલુનો કે હવાઇ યત્રો હતા નહી, જ્યારે માણસો આજના વખત સાથે સરખાવતા માત્ર સાદી અને મીતાહાર જીદગી ગુજારતા અને મોટે ભાગે કુટુબ કબીલા ભેગા શાતપણે રહેતા હતા, ત્યારે તે સતોષને ખાતર અને સઘળા દુનિયાઇ લોભની વિરૂધ એક મોટી જીહદ (crusade) ઉઠાવી તું અમારા જમાનામા હોત તો શુ ધારત ?

પેલો કાડીનલ વુલ્સી—ઇગ્લંડનો લોર્ડ ચેન્સેલર—કે જે એકવાર રસોયા વિગેરે દસ હજાર માણસોનો વરખર્ચો રાખતો અને એટલો દોરદમામ અને સત્તા ધરાવનાર થઇ પડેલો કે તેનો પોતાનો રાજા તેની અદેખાઇ કરતો અને તેનાથી દુર ન્હાસતો, તે પોતાની પડતી હાલતમાં બોલ્યો હતો કે "મ્હારા રાજાની નોકરી કરવાને મે જે જેહમત ઉઠાવી તેની અર્ધીજ જો, ઓ ખુદા, ત્હારે ખાતર ઉઠાવી હોત તો આજ મ્હારા આ હાલ થાત નહિ!"

અહિં રાજાને બદલે દુનિયા મૂકો અને એક મોટા વજીરને બદલે લાખો, કરોડો, પેટની કે ગજવાની ખરી ફરનારા ન્હાનકડા માણસોને મૂકો, અને લાખો કે કરોડોવાર ઘણા વધુ જોરથી તેજ સાર માત્ર પાછો આવશે

આ મુસાફરીના સાધનો અને તેમની ઝડપ વધારી દેવાના લાભો અનેક દેખાડવામા આવે, દુકાલિયાઓને પૃથ્વિના એક છેડાથી બીજા છેડાપર ખોરાક પ્હોચાડી દેવા વિગેરેની પરમાર્થી વાતો કહેવામા આવે, પણ તમામ ચટપટ્યા, ખટપટ્યા રાજકારોબારીઓની પ્હેલી નેમ તેમા લશ્કરોને ઝડપથી આમથી તેમ ઉતારી દેવાની હોય છે આવીજ કોઇ પરમાર્થી નેમથી દોરવાઇ જઇ રશિયા બહાદુરે દુનિયામા લાબામા લાબી રેલ્વે સડક બાધી કાઢી છે

દોલતનો ઢગ મારવા નહિ, તો શોખની મુસાફરીએ ગયલો કોઇક મુસાફર લામા કાળે ઘેર આવી પ્હોચતાજ એક પ્યારા બાળક કે બીજા નજદીકના સગાના મરણ વિશે સાભળે અને તેની પવિત્ર દિલગીરીને માટે એક દહાડો તે ફાજલ પાડી શકે નહિ, કારણ કે સઘળા દોડધામ કરતાં, કૂદતા, ઉડતા આગગાડીઓ, સ્ટીમરો, વીમાનો હવાઇ રથો વીગેરે બુમો પાડે છે, "ચાલ, ચાલ, ચાલ, બસ ચાલ" ઉપર ટપકે વિચારનારાઓ કહે છે કે આ મુસાફરીના સાધનો જગ્યાના અતર અને તફાવટોને તોડે છે પણ ખરેખર તો એ સાધનો, દૂર જવાના બહાના અને લાલચો પૂરા પાડી જગયાનો તફાવત વધારે છે, એટલુજ નહિ પણ માણસ અને માણસ, ભાઇ અને ભાઇ, બાપ અને બેટા, ધણી અને ધણીઆણી વચ્ચેનો તફાવત પણ તે ગમે તેટલો વધારે છે મને યાદ છે કે એક ઘરડો ખખ સ્ટીમરનો યુરોપયન કેપટન જેણે પોતાની જીદગી દરિયામાં ડોહવી નાખી હતી,

તે વાતચીત દરમ્યાન ભોયપર પગો ઠોકી, હાથો હવામા ઉરાડી, લાલચોળ આખે, હાફીહુફીને બોલ્યો હતો, "સુખી ! સુખી ! સુખી ! સાહેબ સુખી તો (કિનારા તરફ ઝાડ તળે ઉભેલા જગલી આરબ કે સીધીને બતાવીને) પેલા છે "

બાયડી લડનમા, વર કેપ કોલોનીમા, દીકરો હોગકોગમા, દીકરી સીડનીમા !

ખુદા માલમ ખુદરતે પોતે સરજેલી કે ધારેલી હાલતોથી આપણે કેટલી વેગળી એક ક્ષણભાગુર જીદગી જીવિયે (?) છિયે જેમ શરિરના અવયવો ( members of the body ) નુ એકમીજાથી છૂટુ પડવુ કે ઉતરી પડ્યુ ( dislocation ) થાય તેમ આ કુટુબનુ છુટુ પડવુ ( dislocation of the members of a family ) કેટલુ વધુ વેદનાકારક અને ત્રાસદાયક ગણાય ! એવી હાલતને કઇ પણ સહરાગાત વગર ફ્રાસોએ લટકાવી છુટા છુટા ટુકડા કરી નાખવુ કહી શકયે, કારણ કે તેઓ એકબીજાની હાલત માટે વિચારમા નટકેલા રહે છે અને ચાર ભાગમા કકડાણુકલા થઇ વ્હેચાઇ ગયા છે યુરોપ એકવાર પોતાને આખ વોચીને સુધારામા વધી ગયલુ માનતુ હતુ. અરે, સુવારો તેને લઇને ન્હાસો ગયો હોય તેમજ માનતુ હતું પેલા ફ્રેચ-મેન રૂસોએ ( Russeau ) બાગ મારી એક ખુદરતી ખાલેસ જીદગી-થી તેઓ કેટના દૂર હતા તે જાહેર કર્યું ત્યારેજ તેને પોતાને માટે કઇ શક ગયો

યુરોપ "સુધારા" (Civilization) નુ ગાડુ વસડયા પછી અમેરિકા તેને જોડાયુ, અને દુનિયાની અચરતી થઇ પડી કદી અનુભવમા આવેની નહિ એટલી ઝડપ દેખાડી દીધી આ સુધારાની હરોલમા આગળ દોડી ગયના મુલકનો પ્હેલો ગણાતો મહાન નર બેનજામીન ફ્રેકલિન—દુનિયાના મોટા ફીલ્સુફો અને પરોપકારીઓ તથા રાજદારી નરોની કનગીર, માણુસજાતની મગરૂરી—બલાપો કરી ગણુત્રી કરે છે કે તેના વખતના સફરી વહાણોમા આસરે એક હજાર, માત્ર ખાસ હાજત વિનાની કે મોજમજાહની જણુસોને ખાતર હજારોના જાનો જોખમમાં રાખી દરિયો ખેડતા હતા તે સાફ કહે છે કે સુધરેલી કહેવાતી દુનિયાનો કહેવાતો 'વેપાર' એક મોટા પાયાપર ચાલતી જબરદસ્ત ઠગાઇ છે, કે જેને નવી નવી શોધો નવા સઆ પૂરા પાડી

હરેક પ્રકારના એકસરખા દેખાતા માલો બનાવી તથા દૂર રહેનારાઓને તેપર બેઠેલી અતિ સસ્તી મજુરી તથા કિંમત ન જાણવા દેતા મોટા દામે ખરીદવાને લલચાવે છે 'વેપાર!' હાજતની કે મોજમજાહની, અગત્યની કે બીનઅગત્યની જણસોના વેપાર ઉપરાંત માણસોના દુખ દર્દ, અજ્ઞાનતા અને કંગાલ્યતનો પણ 'સુધરેલા' મુલકોમાં ધુમ વેપાર ચાલે છે અગરજો સૂર્યના પ્હેલા કિરણો સાથે પુર્વમાં એક બાળ ફરેસ્તો ગળામાં લટકાવેલું પડઘમ ઠોકી જાહેર કરે કે "હે માનવીઓ! આજથી તમારામાં દુખદર્દ, હાજત, અજ્ઞાનતા કશુ રહેશે નહિ, પણ દેવલોક સરખી શાંત, હાજત વિનાની જિંદગી તમારે માટે સરજી છે" તો કેટલાબધા 'નામાંકિત' વૈદો, કેટલાબધા દિન ઉગે કુતરાની ટોપ માફક ખિલી નિકલતા તરાહ તરાહના મતલબ્યા 'સ્પેશિયાલિસ્ટો,' ભવિષ્ય ભાખનારાઓ વિગેરેના પેટમાં કેવી ફાલ પડે! અફસોસ! પછી તેમના નામાંકિતપણાનું શું થાય? એક લખનારે કહ્યું છે કે સુધરેલી દુનિયામાં માણસોનો પોણો ભાગ માત્ર કંઇ ઉથલપાથલ કરીને કે ઉંધુ ચતુ કરીને જીવે છે (Three fourths of the men of civilized world live on their wits") જેઓ મોટા શ્હેરોમાં રહયા હોય તેમને આ વાત માટે પુરાવા અને સાબેતીની જરૂર હોતી નથી ક્રૉફર્ડ માર્કેટ અને તેની આસપાસ બે ત્રણ માઇલના ઘેરાવામાં તકીએ અઢેલા દઇ લાંબા પગ કરી હાથમાં પંખા લઇ "શેઠ આવો, શેઠ આવો," કરતા સોદાગરો જેઓએ જોયા હોય, વળી આજુબાજુની ગલીઓમાં પેલા બીજા સોદાગરો જેઓને સટોલીઆનું કંઇક અલખામણું નામ પણ આપવામાં આવ્યું છે તેમના ટોલા "સોદા, સોદા ને સોદા" ની વાત કરતા તથા ગપ્પા મારતા જોયા હોય તેમને વધારે કહેવાની શી જરૂર રહે? અરે, ખાલી હાથે પાછો આવતાં બે ચાર ગાળ ખાવાની ધાસ્તી ન હોય તો મ્હારા કંટાલેલા જીવને માટે તેમનો મીઠાસ કેટલો લલચાવનારો છે હૅમબર્ગથી રમકડાં, ગ્લાસગોથી વ્હિસ્કી કે ચીનનું વખણાયલું કોડીકામ લાવવાને રોકાયલા હજારો, લાખો ખલાસીઓ વિગેરે જેઓ આપણે માટે મોટા જોખમો ખેડે છે, તેઓ તેનો ખંગ દુનિયાને દર્દો આપીને લે તો દુનિયાએ પોતેજ પોતાનો આભાર માનવો જોઇએ. તમારા ખારવાઓ અને સિપાહો દુનિયાંના અર્ધા દુઃખદર્દોનાં મૂળ છે કુમ્મા જીવતોડ મહેનત કરનારા

પોતાનો જાન હાથમા લઇ ફરનારા, ઘરબાર, સંસાર કે ખુદરત અને તેને લગતા કામકાજો ત્યાગ કરનારા અથવા થોડી ઘણીવાર અભડાઇએ મુકનારાઓને શું બદલો મળે છે? તેમની મોજમજાહ તો શું, સુખ-ચેન તો શું, પણ તેમની હાજતો પણ દુનિયા પૂરી પાડતી હોતી નથી તેમનો ખોરાક પણ કચરાથી ભરેલો અને હલકો હોય છે પેલા પ્રસિદ્ધ લેખક, રશિયન અમીર કાઉંટ ટૉલસ્ટૉય, સચ્ચાઇનુ ઉમદા તાજ, ખુદરતનો સાચ્ચો અમીર, કહે છે, "જ્યાસુધી માણુસ મોજ મજાહની પૂંઠે દોડશે, કલ્પીત હાજતો કે મજાહો ઉભી કરશે, ત્યાસુધી તેને પોતાના ભાઇબંધને ગુલામ બનાવવાની જરૂર પડશેજ, અને નીતિના પાયા માટે અને મનુષ્ય વ્યવહાર માટે રચાયલો ધર્મશાસ્ત્રનો બોધ (Do unto others as you would others should do unto you) "બીજાઓને તમારી તરફ વર્તવા ઇચ્છતા હોય તેમ તમો તેમની તરફ વર્તો," તે અમલમા મુકશે નહિ તબીબો પોતાના પુસ્તકોમા જાહેર કરે છે કે ( neurasthenic ) તનુની નબળાઇના દર્દો બસો ત્રણસો વર્ષપર જુજ અથવા નહિ જેવા હતા તે હમણા પુષ્કળ વધી પડયા છે, અને તેનુ કારણ હદ વગરની હરીફાઇઓ, દોડાદોડી, પૈસો એકઠો કરવાની ઇતેજારી વિગેરે વલવલતાપણુ (restlessness) છે આસાયશ ( rest ) તબીબોના ઇલાજોમા મોટો ભાગ બજાવે છે એક ભાગેલા હાડકાને કામડી ( splints ) વિગેરે બાંધી લઈ આસાયશ આપવામા આવે છે શરિરની અંદરના અવયવો હદબહાર મહેનતથી દર્દી બની ગયા હોય ત્યારે તેમનુ કામ ઓછુ કરનારી દવાઓ આપવામા આવે છે, જે તે ચોક્કસ ભાગને આસાયશ આપી તથા ગોયા ઉંઘમા નાખી પાછો જોરાવર બનાવે છે આ રીતે જોતા, સમજી શકાશે કે ( restlessness ) ચાલ, ચાલ, અને ચાલ એટલુ જ નહિ પણ દોડ, દોડ, અને દોડ દુનિયાના દર્દોનુ મોટુ મૂળ થઇ પડવુ જોઇયે. પણ એટલાંમાંજ ખરાબી અટકતી નથી હદબહાર શક્તિ વાપરી નાખનાર કે મુદલ ન વાપરનાર બંનેનો હાલ ચોક્કસ તબક્કાપર એકસરખોજ થાય છે, અને (extremes meet) છેડેછેડા મળે છે તે સાબેત કરે છે. હદબહાર મહેનત કરનાર પોતાની શક્તિ નબળી પડતી જોઇ ઉશ્કેરનારી વસ્તુઓ લેવા માંડે છે, જે થોડી વાર કુદરત આપવા જેવુ દેખાડી તેને વધારે નબળો પાડે છે, અથવા

વધારે મહેનત કરવાને લલચાવે છે આ રીતે એક ભૂલભૂલામરીરૂપી ગોલ કુંડાલામા તે ઘેરાય છે જેની શરૂઆત જોઇ કાઢવાને તબીબ અને દર્દી બને ગોતા ખાયા કરે છે ભાગ, અફીણ, દારૂ અને નવી નવી જાહેરખબરો ખોળવામા તે છુટકારો શોધે છે, કે, ' જીલેતિન કેપસુલ'મા કડુપણુ ગળી જવા માગે છે—પછી તે સાપનુ ઝેહેર યા ગમે એવી ગલીચ વસ્તુ હોય—જો માત્ર તેને ખાતરી આપવામા આવે કે તેની જુવાની અને જોર ફરી પાછા આવશે અને પોતાના હવસ અને વાસ્ના તે પૂરા કરી શકશે સુધારો, વધારો, વેપાર ધંધો વિગેરે આંજી નાખનાર શબ્દો વડે માણસને "ચુપ"! કરવામા આવે, પણ કુદરતને નજરબંધી કરી શકાય નહિ તેનો અચલ કાયદો નિયમીત કામ કર્યો જશે, અને દરેક અનિયમીતપણાના કડવા ફળ આપણને અને આપણાઓને ભોગવવા પડશે વિદ્વાન અમેરિકન લેખક એમરસન કહે છે—

"As long as our civilization is essentially one of property, of fences, of exclusiveness, it will be mocked by delusions Our riches will leave us sick, there will be bitterness in our laughter, and our wine will burn our mouth Only that good profits, which we can taste with all doors open and which serves all men."

"આપણો સુધારો જયાસૂધી મિલ્કતો ઉભી કરવામાં, વાડોથી સઘળુ ઘેરી લેવામા, એકલપેટાઇમા સમાશે ત્યાસુધી તે પોતે પોતાને ઠગતો રહેશે આપણી દોલત આપણને બીમાર બનાવશે, આપણા હસવામા કડવાસ રહેશે, અને આપણો મેહજતદાર દારૂ આપણુ મોઢું બાળતો રહેશે સઘળા બારણા ઉઘાડા મૂકીને જે લાભ ભોગવિયે અને જે સઘળા માણસો માટે ખુલ્લો રાખિયે તેજ ખરો લાભ છે"



# મારી 'ડાયરી'

---

આપણા દિવસોની શરૂઆત અનેક રીતે કર્યે છીયે, પણ તેનુ સેવટ એકજ હોય છે—પોઢી જવુ માગ દિવસો જે મે અનેક રીતે શરૂ કર્યાં છે તેમા એક વાર બામદાદ ભર દરિએ એક તોપોની આખી બેટરીના ભેગા ધડાકા અને ઉતારૂઓની રડારોલ અને કકળાણ વચ્ચે અમારૂ વહાણ ખડકપર ચઢી ગયનુ જોવા સાથે દિવસ શરૂ કર્યો અને એક વાર સામેના ઘરમા આગ લાગેની, જાગી ઉઠતાજ જોવાની મારી સરજત હતી આ 'ડાયરી' ની મતલબ આ છે કે કેટલુબધુ ડહાપણ પોથાઓ ઉઠલાવ્યા વિના અને એક પુસ્તકખાનુ ભરીને ચોપડીઓ વાચ્યા વિના ચાહીએ તો માત્ર ઘરની બારીએ ઉભા રહી શીખી લઇએ આવી એક દિવસ મારી બારીએથી જોયલા બનાવો જેમ બનેલા જોયા તેમ નોધુ છુ

| | | |
|---|---|---|
| સહવારના કલાક | ૪ | લોકોના બુમરાણ વચ્ચે જાગી ઉઠયો સામેના ઘરમા આગ લાગી હતી લોકો લાકડીએ બારણા ઠોકી આજુ બાજુનાને ઉઠાડતા હતા આગના મોટા બળતા થઇ રહયા હતા અને ધુમાડો આકાશ તરફ ચઢતો હતો ધ્રુજતા ધ્રુજતા કબાટમાથી થોડાક રૂપીઆ અને નોટો કાઢી ગજવામા મુકયા અને નાસવુ પડે તો શુ લઇ લેવુ તેનો વિચાર કર્યો |
| ,, ,, | ૫ | બુબાવાળાઓ આવ્યા અને આગ હોલવી નાખી |
| ,, ,, | ૬ | મ્યુનીસીપાલીટીના માણસો રસ્તાપર પાણી સીપતા હતા |
| ,, ,, | ૭ | લોકો બજારમા જતા હતા |
| ,, ,, | ૮ | એક કચરાનું ગાડુ એક ડોસાને અથડી પડયુ, ડોસાએ ગાડાવાળાને છતરી છતરીએ બર-ફાટી નાખ્યો |
| ,, ,, | ૯ | છોકરાઓ ચોપડી લઇ નિશાળે જતાં હતાં, લોકો પોતાને કામકાજે આમતેમ જતાં હતાં. |

| | | |
|---|---|---|
| ,, ,, | ૧૦ | કાંઇ અસાધારણ જાણવાજોગ બન્યુ નહી, લોકોની આવજા ચાલુ હતી |
| ,, ,, | ૧૧ | એક મુડદુ આવ્યુ "રામ બોલો ભાય રામ"—"રામ કહોઓઓ ભહાય રામ," "રામ નામ સચ્ચ હય"--ઇત્યાદી પોકારો કાને પડયા |
| બપોરના કલાક | ૧૨ | બપોરનું ખાણુ ખાધુ |
| ,, ,, | ૧-૨ | જરા ઘોલીઆપર લેટયો |
| ,, ,, | ૩ | ચાહ પીધી, એક બીજુ મુડદુ આવ્યુ ફરી કાને પોકાર પડયા |
| ,, ,, | ૪ | "લાઇલા ઇલલ્લા, લાઇલા ઇલલ્લા, લાઇલા ઇલલ્લા, મહમદ રસુલ અલ્લાહ' |
| ,, ,, | ૫ | છોકરાઓ નિશાળેથી છુટી ઘર જતા હતા, હમેશ મુજબ ગાડીઓ હારબંધ છુટી હતી |
| સાંજના કલાક | ૬ | એક વરઘોડો આવ્યો પરણીનુ વાજુ હતુ, સ્ત્રીઓ સુંદર પોશાકોમા સજ થયની ગીતો ગાતી ચાલતી હતી ગામઠી ઢોલ તાસા પણ હતા વરઘોડો ઘણોજ જોવાલાયક હતો |
| ,, ,, | ૭ | સઘળે દીવાબતી થવા લાગી |
| ,, ,, | ૮ | રાતનુ ખાણુ ખાધુ |
| ,, ,, | ૯ | એક ગાડી ઉંધી વળી ગઇ, તેમા બેઠેલા કુદી પડયા. સારા નસીબે કોઇને ઇજા થઇ નહી ગાડી ભાગી ગઇ તેને મજુરો ઘસડી લઇ ગયા |
| , ,, | ૧૦ | પોઢી ગયો |

એક દિવસનુ કે એક જીદગીનુ સેવટ 'પોઢી ગયો' એજ પણ પોઢી જવા અગાઉ માણુસે શુ પરાક્રમો કરી દેખાડયા છે કે જેની નોંધ જગેજગ તવારીખે લીધી છે માણુસ કે જે દેવતાઓ સાથે વાત કરી શકે છે, જે આકાશી ડહાપણુને પૃથ્વિપર લાવી શકે છે, જે પોતાની હસ્તીમાં એક દેવતા સમાન ('like a god in being') અને પોતાના કામમા એક ફરેસ્તા સમાન ('like an angel in action') કોઇ કોઇ વાર દેખાય છે, તેજ માણુસ જયારે

પુષ્કરાજીના પવનથી ઘસડાઇ જાય છે ત્યારે ધુળધાણી તે કરી શકતો નથી? ક્યા બેહુદા કાર્યો તે કરી શકતો નથી? ઓ ખરા શુરવીરો! તે દિવસને જલદીથી આણવામા મદદ કરો કે જ્યારે હસી કઢાવાની બીક વિના આપણે પોતાને સુધરેલા તરીકે હિમતથી જાહેર કરી શકયે ત્યાસુધી ઓ વીરલાઓ, જંગબહાદૂરો, નરેસિહો, મોટી જીત મેળવનારાઓ, એક કદી નિશાળે ન ગયલી, લગડી લુલી ખાટલે પડેલી ડોસી પોતાની બારીએથી તમારી મશ્કરી કરી શકે



## મુશ્કીલ—આસાન

અએ કલીદે દરે બસ્તગીઆ,

મરહમે દેલે શેકસ્તગીઆ ( સાદી )

અર્થ—ઓ મ ધ થઇ ગયેલા દરવાજાઓની કુચી!

ઓ તુ તુટેલા દિલોના મલમરૂપ અકસીર ઇલાજ!

જ્યારે તારૂ દિલ પાક છે, સાચુ છે, વફાદાર છે ત્યારે કોઇ 'અકસમાત' તારે માટે મનનો ન હશે કે જે ખાસ તારે માટેજ ઠેઠ અસ્માનપરથી મોકલવામા આવ્યો ન હોય

મધરાતે તારી આખો ઉઘાડી જઇ તુ જાગી ઉઠતો ન હોય, પણ કદાચ તારી આખો ઉઘાડી તને જગાડવામા આવતો હોય શેખ સાદીને મધરાતે જાગી ઉઠતા વિચાર આવ્યો 'ઓ સાદી! તારી ઉમ્મર ચાલીસ વર્ષની થઈ તો પણ તુ પાપથી પાછો ફર્યો નથી' કદાચ આ તેના કાનમા ફરેસ્તાઓએ કહ્યુ હોય

આ શરિર કે જે કોઇવાર પોતે પોતાને ઉચકી શકતુ નથી, બે પગો ખડા ન રહી શકતાં વળી જાય છે, અને પોતાના ધણીનો પણ ભાર ઉપાડી શકતા નથી, તે, જયારે ખુદા ચાહે છે ત્યારે આસ્માનનો ભાર ઉપાડી શકે છે એક પર્વત કરતા વધારે મોટો બોજો આપણા શરિર ઉપર વાતાવર્ણનો અથવા હવાના ભારનો પડે છે, જે વિષે આપણને ભાન પણ થતુ નથી એટલી સહેલાઇથી તે ઉચકીને ફરીએ છીએ, કારણ કે ખુદાએ તે મુકરર કર્યું છે, અને આપણે માટે આસાન અથવા સહેલું બનાવ્યુ છે આ ચમતકાર તેણેજ કર્યો છે કે

જે, આંખે જોઇ ન શકાય એવા જતુ-કારીગરો કને સમુદ્રમા મોટા ટાપુઓ બધાવે છે, અને તોફાની સમુદ્રમા પરપોટાને ફુટયા વિના રાખી શકે છે

આસ્માનનો ભાર આપણુને કચડી નાખવાને પડતો નથી, પણ 'મારીપર ભાર પડે છે' એમ જોવાને, લાગણીને સચેત કરવાને, મુગાને બોલતો કરવાને, કે બોલતાને મુગો કરવાને હોય, કે જ્યારે જીભ કોઇની બદગોઇની હરામ વાત કરતી હોય કે જુઠાણામા લીન થઇ ગઇ હોય

મુવેલાઓ માટે કે દીવાનાઓ માટે આસ્માનનો ભાર હોયો કે ન હોયો સરખોજ છે જેઓ અકકલ હુશીઆરીમા અને જીવતા હોય છે તેમને માટે તે મગદન અને નલકમ અને નીખાનસ અને કુરતી છે ઓ જોશી મહારાજો! મારી અને આસ્માનની વચ્ચે તમને તેટલુજ કામ છે કે જેટલુ મુએનાને પેદનુ કામ હોય જેનો તબીબ મુદા તેને કોઇ બીજા તબીબનુ કામ હોય નહી ખુદા પોતાના બાળકને કોઇવાર આસ્માનનુ રમકડુ રમવાને આપે છે, પણ જેઓને આસ્માન સાથ કુસ્તી રમવાનું બળ ખુદા આપે છે, તેમને નાજુકાઇ, નરમાસ, બારીકમા બારીક ચીજોનુ તોલ કરે એવુ ત્રાજવુ બક્ષે છે કે જેથી તેઓ પોતાના બળ છતા નિર્બળનો વિચાર ઝટ કરી લીએ છે, ઉમ્મરના કહો કે આસ્માનના બોજ-બોજ પણ ભારથી નમી ગયેલાને પોતાની પીઠ કે હાથ આપી દીએ છે, અને જીણામા જીણા જતુપર રખે પગ પડો જાય તેથી બ્હી બ્હીને ચાલે છે

આસ્તે ખરામ બલ્કે મ ખરામ,
ઝીરે કદમત હજ્જાર જાન અસ્ત

**અર્થ**—આસ્તેથી ચાલ-બલ્કે ના ચાલ,
તારા પગ તળે હજારો જીવ છે

મુશ્કેલી અને આસાની એકબીજામા બોલ બોલતા બદલાઇ જઇ શકે છે, અને તેની ચાવી ખુદા પાસે છે કોઇની મુશ્કેલીને તુચ્છકારી કાઢીશ મા દિલસોજીથી ઘટતી મદદ સર્વને આપજે કે જે આસ્માન પોતે આપે છે, માત્ર તેની રીતો અને ભેદો બરાબર સમજી શકાતા નથી

બારીકે અસ્માન વ જમીન સર કશદ અઝ આન,
મુશ્કીલ તવાન બ યાવરીએ જસમ વ જાન કશીદ

અર્થ—આસ્માન અને જમીન જે ભારથી હારી ખાય છે તે શરિર અને જીવની મદદથી ઉપાડવો મુશ્કેલ છે

હેમત કવી કુન અઝ મદદે રહેરવાને એશક,
કે આન બારરા બ કવ્વતે હેમત તવાન કશીદ

અર્થ—ખુદાના પ્યારના રસ્તાપર ચાલનારાઓને મળી શકે તે મદદથી હિમત પકડ, કે તે સાહેબની યાદથી આવેલી હિમત તે ભાર ઉપાડવાને તને શક્તિવાન કરશે

શુ આપણે સ્વપ્નાના જેવા પદાર્થના બનેલા નથી? અને આપણી મુશ્કલીઓ એ હાથી દીવાનો માફક આડી આવી ઉભી રહેતી નથી? ગુફામા ભરાયેલા શિકાર આગળ જવા ગુફાના મોહડાપર કરોળીઆએ બાંધેલી જાળને કોઇ પારધીની જાળ સમજી વાઘ અટકી જાય તેમ આપણને મુશ્કેલી કોઇવાર ડરાવતી નથી? એક પવનના ઝપાટાથી ઉડી જાય એવી નાજુક સ્ત્રી બજાવી ઉભી રહે તે માટે કોઇ શેરમરદ હારી ખાધેલો બનતો નથી? ત્યારે મુશ્કેલી શુ છે? મુશ્કેલી મુશ્કેલી છે તડકામાથી સીરામાં જવાય તેમ એક ડગલુ એકમાથી બીજામા લઇ જઇ શકે છે એટલુજ નહી પણ એક ડગલુ પણ ભર્યા વિના એક બીજામા બદલાઇ જઇ શકે છે પાણીનો એક ઘોટ ન મળવાથી જે મુશ્કેલી રણમા તરસથી તડફડતા માટે છે તેજ આરામ બક્ષનારો ઘોટ-અથવા તેનો માત્ર ખ્યાલ-હડખ કુતરાએ કરડેલાને સખતમા સખત આંકડીઓ લાવી તેની મુશ્કેલી વધારી મુકે છે ધનુરવામા સપડાયેલો, પવનની ઠંડી લેહકી જે બીજાને તાજગી અને જીંદગી બક્ષનાર થઇ પડે તેથી વધારે મોટા ભયમા પડે છે, સમુદ્રમા સખતમા સખત તોફાનો થાય તેના કરતા વધારે મોટા તોફાનો ઇચ્છા અને પ્રતિ-ઇચ્છા વડે અને સંજોગોના ક્ષણીક દબાણથી ચિતભ્રમ કરી કલ્પિ ન શકાય એવા વંટોળીઆરૂપ ભયથી માણસને ધ્રુજાવી નાખે, એટલા માટે અનુભવી અને ડાહ્યા માણસો કોઇની મુશ્કેલીને તુચ્છકારતા નથી પણ ફરેસ્તાઓ માફક ઘટતી રીતે મદદે ધાવાને હમેશા તૈયાર હોય છે વહેતુ અને દોડતુ પાણી બેડીથી સીકડાય છે, અને બરફ બની જઇ લાચારીથી થંભ પડે ત્યારે સર્વ

તેની મદદે આવે છે ઝાડો પોતાનો લીલો પોશાક ખોહી દઇ પોતાના નાગા હાથો આકાશ તરફ ઉંચા કરે છે, અને એકવાર ફરીથી કુદરત તેમને નવો પોશાક પહેરાવે છે ઉનાળાએ પોતાનુ સઘળુ બળ વાપરી નાખ્યુ હોય છે ત્યારે ઝાડપાન અને પ્રાણીઓ ગરમીથી ત્રાસતા અને પાણી માટે તવળતા આકાશ તરફ જુએ છે

માણુસને માટે એક વિશેષ અઘડો પાઠ કુદરતે ઘડયો છે જયારે તે નિર્બળ કે નિસ્તેજ થઇ ગયો હોય ત્યારેજ નહી, પણ જયારે તે પૂર બળ ધરાવતો હોય, તેની બાજુઓ તદુરસ્ત અને બળવાન છતા-કોઇ પણ બધન ન હોવા છતા-હીની ન શકે કે મિથ્યાજ હીલતી હોય છે, તેની આખો દૂરમા દૂર જોઇ શકતી હોય તે છતા ઇલાજ જો શકતી નથી, ત્યારે તે ખુદાને યાદ કરે છે અને ખનકતની કદર રાખે છે ખરેખર અશકતોજ અશકત માટે જાણી શકત, અને લાગણી ધરાવી શકત તો બનેને શો લાભ હોત? આવળા થઇનેજ આધગાની વાત જાણી શકાત તો કેવી રીતે માણુસ માણુસને ઉપયોગી થાત? એક અઘડો પણ ડહાપણુ ભરેલો પાઠ કુદરત, માણુસને શીખવે છે

અઐ કલીદે દરે બસ્તગીઆ,
મરહમે દેલે શેકસ્તગીઆ



## શબ્દોનુ પ્રગટિકરણ.

### ( Evolution of words )

પુરૂષો, બઇરા, અને સાથે છોકરાઓ-મહીના, બે મહીનાના કે ગઇ કાલે જન્મેલા, ઘોડેસ્વાર, ગધેડેસ્વાર કે ઉંટસ્વાર બની પહાડો અને ખીણો ઓળગે છે કે રેતીના રણો પસાર કરે છે, અને અઠવાડીઆઓ અને મહિનાઓની એવી મજલ પછી સ્ટીમરોપર ચઢે છે કોઇક મુદતે સ્ટીમરની સફર પૂરી કરી આગગાડીઓ પર ચઢે છે આગગાડીની મુસાફરી પુરી થતાજ બળદ કે ઘોડાના ગાડાંમા રસ્તો કાપે છે

હવે જગલના બીદુઇન લોકો પોતાના રેતીના રણમાં-કે જે તેમનુ ઘરજ છે-કોઇ પરદેશ નથી-ત્યા રહે છે, તેમને ભટકતી જીદગી ગુજારનારા કહેવામા આવે છે, પણ 'સુધરેલો' માણુસ આખી દુનિયામા ભટકે તો મોટો મુસાફર કહેવાય જુઓ કે કલ્પ-

નાને ખુન કરનાને કેના શબ્દો બનાવવામા આવ્યા છે ! સુખી તે માબાપો કે જે, મુસાફરીમા પોતાના બચ્ચા ખોયા વિના કે બચ્ચાઓ મા કે બાપ કે બન્ને ખોયા વિના પોતાને ઠેકાણે જઇ આખરે ઠર પડે !

બડેખાઓ અને તેમના કુટુબના મગજમા જ્યારે આ ભટકવાનો પવન ભરાય છે ત્યારે 'ફરવા જવુ' કહેવાય છે પણ છોટેખાઓ તેમ કરે ત્યારે 'ચરવા જવુ' એ મેણ લાગુ પડે છે ભુખુ પેટ જે પોતાના આનભાનને જમી જવા માગે છે, મગજને ચલેલુ કરી પોતાનાજ ધણીના હાથ કે પગપર ડાફુ ભરાવે છે, તે, ઘેરથી દુર દુનિઆના છેડા સુધી ચારો શોધવાને મોકલે છે કમનસીબ તે પ્રાણીઓ કે જેમને પોતાના ઘર કે તબેલાથી દુર દુનિયાના છેડાપર ચરવા જવુ પડે આવાઓ માટે આપણને દયા આવે છે કેમ કે તેઓ કીમીઆગરનો પથ્થર શોધવા નહી પણ ચોખાનો અને દાળનો દાણો-તેની ખીચડી રાધવાને શોધવા જાય છે પણ બીજા ઘણાઓ એવા હોય છે,-અને તેમની સખ્યા બહુ મોટી છે-કે જેઓ લોભીઆ કહેવાય છે એટલા માટે કે નજીસ નફા ( pelf ) શોધવાને દુનિયા ખેડા મારતા દેખાય છે એવાઓને માટે દયા કરતા આપણને ગુસ્સો વધુ લાગે છે આ લોકો પોતાનેજ નહિ પણ સાથે બીજાઓને દુખી કરનારા હોય છે

સારા અને સુદ્ધા વિચારો જે માણસને સાદી અને સાચ્ચી જીદગી ગુજારવાને શીખવે તેજ ખરૂ ડહાપણ-છે તેમના વિના આખી દુનિયા બદીખાનુ છે, અને છુટ્ટુ ફરવા દેવાને બદલે માણસને બાધેલુ બનાવે છે, ફરક માત્ર એટલોજ કે જે દોરીવડે તેને બાધવામા આવે છે તે એટલી લાબી હોય છે કે તેનાથી આખા બધીખાના-દુનિઆની હદોસુધી જઇ શકાય છે



# મારો પૈસાવાળો મિત્ર

મારો પૈસાવાળો મિત્ર મી કારૂન અને હું ફરતા હોઇએ ત્યારે સરખાજ છીએ, કુદરતી હાજતે ગયેલા હોઇએ ત્યારે સરખાજ છીએ, સૂર્ય, ચાંદ કે બાગ જોતા હોઇએ ત્યારે સરખાજ છીએ ખુદાની બંદગી કરતા હોઇએ ત્યારે સરખાજ છીએ જયારે અરેબીઅન નાઇટ્સ વાચતા હોઇએ ત્યારે સરખાજ છીએ, કોઇ સાથ વાત કરતા હોઇએ ત્યારે સરખાજ છીએ મુગા બેઠા હોઇએ ત્યારે સરખાજ છીએ, જયારે તે ખુશામદીઆઓ વચ્ચે બેઠો હોય અને હુ એકલોજ હોઉ ત્યારે અમારી વચ્ચે ફેર પડે છે મને જો દાળ અને રોટલી અને તંદુરોસ્તી અને આત્મા દુરોસ્તી મળતા રહે તો તેની સઘળી દોલત તેને મુબારક માનુ છુ

"સૈફ્ળે ગર કારૂન શવદ
તમે લઇમશ દીગરગુન ન શવદ"

**અર્થ**—હલકી ખાસીઅતનો કંજુસ, કારૂનના જેટલો પૈસાદાર બને (કે જે આખી દુનિઆમા સવથી પૈસાદાર હતો) તોપણ તેની હલકી અને કંજુસ ખસીઅત બદલાય નહી

# પારસીઓ માટે

પારસીઓ! પોતા તરફની, દેશ તરફની, ખુદા તરફની વગેરે જુદી જુદી ફરજો એક સામાન્ય અગત્યની બાબતમા સમાઇ શકતી હોય તો તે પ્રથમ ફરજ પોતાની જાતને સાચવી રાખવાની છે

સઘળા જુસ્સાઓમા કુદરતે સર્વથી મજબુત જુસ્સો માણસને કે પ્રાણી માત્રને પોતાની જાતને દુનિયામા સાચવી રાખવાનો (preservation of the species) તેને સર્વથી મજબુત બનાવ્યો છે તે તમારી ઘરતી ફરજ બજાવવાને તેના આટલા મોટા અવાજ છતા તમારાથી સાંભળી શકાય નહી તો બીજો કયો કુદરતનો નાનો અવાજ તમે સાભળી શકો? તમારા બાપ દાદા તરફની, તમારી પોતાની તરફની, તમારી ઓલાદ તરફની આ સામાન્ય ફરજ છે હાલ જે

મામલો તમારામા ચાલે છે અને વેર વેર મોટી ઉમ્મરનુ કુવારાપણુ વધી પડયુ છે તેથી તમો સતોષ પામી શકો છો ? શુ તે કાઇજ અદેશો તમારામા પેદા કરી શકતુ નથી ? મોટામા મોટુ અનિયમીત-પણુ માણસ કરી શકે તે તમે કરો છો—કુદરતનો તેના પાયાથીજ અનાદર કરો છો !–અને શુ તેના સારા પરિણામ આવી શકે ? શુ તમે હમણાજ તેના માઠા પરિણામો ભોગવતા નથી ? ડાહ્યા માણસો તોફાનને દૂરથી આવતુ જોય છે—તમે તોફાનમા સપડાઇ ચુકયા છો શુ તમે હજી સચેત થઇ શકતા નથી ? સસારને સડો લાગી ચુકયો છે સસારી પવિત્રાઇની એકવારની વ્યાજબી મગરૂરીને ધોકો પ્હોચ્યો છે એક ઉમદા પણ બહુજ નાની કોમ ખરાબે લાધી ચુકી છે અને તેનાથી કોઇપણ કોમના પ્રમાણિક ડાહ્યા માણસોનુ દિલ દુખી શકે

ખુદા અને કુદરત, ધર્મ અને નીતિ, બહેન અને દીકરી જેમને માટે અતિશય નબળા શબ્દો થઇ પડયા હોય તેઓ પર માણસની ભાષાના બીજા કયા શબ્દો અસર કરી શકે ? પણ આ સર્વ તરફ પારસીઓ બેપરવાજ બન્યા છે એમ કહીશુ નહિ ચોકસ સજોગો ઉભા થયા છે કે જેથી લગ્ન ઘટી ગયા છે, અને કુટુબ કબીલાની મુશ્કેલી ઉભી થઇ છે પણ ડાહ્યા માણસો એક મુશ્કેલીને માત્ર ઉડાવ્યા કરવાને બદલે તેની સામે નજરે નજર થઇ તેને દૂર કરવાની કોશેશ કરે છે તમારામા કોમ હિતકારી ગૃહસ્થોએ 'પારસી એસોસી-એશન' નામનુ મડળ ઉભુ કર્યુ છે જેઓ પારસીઓની બેહતરી માટેનુ મડળ, કહેવાય છે પણ દલગીરી ભરેલુ છે કે 'ઇન્ડસ્ત્રીઅલ હોમ' યગ લેડીઝ ફ્રેન્ડલી સોસાયટી,' 'વીડોઝ હોમ' વગેરે–જે સુધારાની શોભા કરતા કાઇક એમ જોવા ખાતા (જેની અગત્ય કદાચ વખત પ્રમાણે ના પાડીશુ નહિ) તે વડે ગાબડ ગુબડ માત્ર કરી, ધસીપડેલા પાયા ઉપરજ ડાવી આખે વટીક જોવાની મેહરબાની કરતા નથી આપણે કબુલ કરીશુ કે આ લગાર વીકટ સવાલ છે પણ તેટલા માટે છોકરીઓ વીકટ પાઠ રહેવા દઇ સહેલુ સહેલુ કરતા રહે તેમ કરવુ જોઇએ નહિ છાપાછાપી કરવાનો અને 'ડીબે ટીગ સોસાયટી'નો વિષય આ બાબતને બનાવવાનો વખત લાબા લાબા કાળનો વહિ ગયો છે એક પણ દિવસ વધુ ગુમાવ્યા વિના આ અગત્યની બાબતપર કોમના શકિતવાન આસામીઓએ મડવુ જોઇએ

છે, ઓગણીસમી સદીમા કોઇ દાખનાઓમા માના પટમાથી પરણાવવાને કોઇએ એવકુરી કરી હોય માટે વીસમી સદીમા ઘોર ની નજદીકમા પહોચતા પરણાવવાની બીજી હદે જવુ ઠીક નહી ફ્રેંકલીન સરખો ફીલસુફ–પશ્ચિમાત્ય સુધારાનો પ્રતિનિધિ-કહે છે, ' તમારા છોકરાઓને કવખતે નહિ પણ વખતસર જલદી પરણાવજો ' પણ આ જાણવા માટે શુ કોઇ ફીલસુફી જોઇએ ? સાદી અક્કલ અને કુદરતી પ્રેરણા પુરતા નથી ? વખતની પણ પછવાડે પડનાર આ દુનિયામા કોઇ શરત જીતી શકે ? ખીલતી યુવાની અને જોર, તદુરસ્ત અને જોરાવર ઓલાદ આપે છે વળતા પાણી ઓનાદ થતી અટકાવતા ન હોય તો દુબળી અને નાદુરસ્ત ઓલાદ પેદા કરે છે પાચણશકિત, કામશકિત શરિરશકિત કે મનશકિતનુ નખોદ વાળ્યા પછી સધળા ' ઓલોજીઓ ' ( Physiology વગેરે ) શીખવવાથી તેમને માત્ર ભયભીત કરવા સિવાય બીજુ શુ કરી શકે ? કેટલાક માબાપો ' છોકરી પરણે પછી છોકરાનુ થશે ' એમ રાહ જોય છે પણ લગભગ સઘળા ઘરના છોકરા છોકરી હોવાથી છોકરા પરણે નહી, તો છોકરી કોને પરણે ? કુમારા શબ્દ કુમાર એટલે છોકરો એ ઉપરથી નીકળ્યો છે એજ પ્રમાણે ફ્રેંચ શબ્દ Garcon=છોકરો અને કુમારો એવા એકજ અર્થ રજુ કરે છે આ ઉપરથી જોવામા આવશે કે કુમારાઓને સ્ત્રી કે પુરૂષનો દરજ્જાપુર્વક શબ્દ ન લગાડતા છોકરવાદી ગણવામા આવ્યા છે



## કજીઓ અને આગ.

કજીઓ અને આગ એકજ ચીજના બે સ્વરૂપ છે—મીનાઇ અને જ્ઞાની અથવા આત્મિક અને શારીરિક એક મોટા ધર્મગુરૂએ પોતાની વાઅજ પૂરી કરી એક મિત્રને હસીને પુછ્યુ, " કેમ વાઅજ પસદ પડીની ? એમજ લાકડા સળગાવવાના, હો "

એક વાણીઆની દુકાણે કાઇક પડીકા હુ બધાવતો ઉભો હતો શાકરચદે મીઠાશ અને નમ્રતાથી બેસવાની ગાડી દેખાડી, " શેઠ બેસાની, શેઠ બેસોની ' પડીકા બધાઇ રહેતાજ પુછ્યા વિના ચાર દોઢીઆ હાથમા મૂકયા કે ધાટે ધાટો પાડવા માડયો, " શેઠ શું

આપોછ, શેઠ શુ આપોછ ?" કરી દોઢીઆ ફેકી દીધા એકાદ દોઢીઉ વધારે ઝાસ્યુ કે આગપર ઠડુ પાણી પડ્યુ લગ્નની ખુશખુશાલી અને મીઠાશ મહોબત વચ્ચે કેટલીક વાર મડપ સળગી ગયો છે અરે! મીઠાશની પુઠે કડવાસ કેટલો જલદી આવી પુગે છે!

ચુપકીદીથી બેસી રહેતા રખે અસભ્ય અને કઢગુ લાગે અને સાથે બેઠેલાના મનમા માઠુ આવે એવા ભલા વિચારથી તાણીતોડીને કાઇ વાત કરવા જતા કજીઓ જાગ્યો છે, જાણે દેવતાને બળીદાન આપવા ગયલો અકસ્માતથી પોતે બળી મુઓ!

પહેલવહેલી પાઘડી પેહરી અને મમાઇ જપાઇએ ઓવારણા લીધાને વિલબ લાગ્યો નહિ, એટલામા એક દાહડે કોઇ બે બુઝોર્ગ ગૃહસ્થોને એક સીપાહીદાદા ખુબ ઠઠડાવતો હતો તે જોઇ મારૂ જવાન લોહી ઉસ્કેરાઇ આવ્યુ અને સીપાહીદાદાની ઝાટકણી મે કાઢી નાખી પેલા બુઝોર્ગ ગૃહસ્થો કાઇ હોયજ નહિ તેમ પોતપોતામા ખુશ સ્વભાવે વાત કરવા પડયા, કે સીપાહીદાદા શરપર ચઢયા અને મને બેડી ઠોકવાની અને પહરેજ કરવાની ધમકી આપવા લાગ્યા, આખરે પેલા ગૃહસ્થોમાના એકે શરમાઇ જઇ કાસી કરાજીને જોર પકડવાનુ ડોળ ઘાલ્યુ કે સીપાહીદાદો કાઇક ઠડો પડયો, અને કાન ચીમતી આપણે પાછલે પગે રસ્તો લેવા માડયો કે ફરીથી બળતુ ઘર માથે લેવુ નહિ કોઇને આગમાથી બચાવવા ગયલો ઘણીક વાર બાપડો પોતેજ બળી મુઓ છે

ટોળટપ્પા કરતા કેટલા કજીઆ જાગ્યા છે! હસવા મશ્કરી કરતા એક વાર એક જને બીજાના દિલપર સળગાવેલી બીડી ફેકી કે બાપડો બળી મુઓ!

જેમ ગમે એવી નાની ચીગારીએ ભયકાર આગો સળગાવી છે અને નુકસાનનો અડસટો સજોગ, વખત મુજબ નાનો તથા મોટો હોય છે, તેમ નજીવા કારણથી માત્ર હસવાનુ કરવા જતા મિત્ર મિત્રથી જાુદો પડયો છે, અને કોઈ વાર તો સ્ત્રી ભરથારથી છુટી પડી છે પણ એટલામાજ ન અટકતા આખા દેશોનો નાશ થયો છે, જ્યારે તે હસવા મશ્કરી બે રાજાઓ વચ્ચે થઇ હોય છે જ્યા બે સાધારણ માણસો એક બીજાનુ નાક ખેચી છુટા પડે ત્યા બે રાજાઓએ બ દેશ સળ-ગાવ્યા છે, કારણકે એકે બીજાને ઘીની બરણી કે રૂનુ ઢોકડુ કહયુ

કાઇક મુખને હેતથી ડહાપણભરેલી સલ્લાહ આપતા કજીઓ જાગ્યો છે કેટનીક વાર નિશાળ્યાઓએ કુડીપાક મળવાથી કે ઠપકાથી ઉશ્કેરાઇ શિક્ષકના ઘરને આગ લગાડી છે

"કેમ છો, ઘરમા સ્રીઓ સારી પેઠે છે કે ?" એમ પુછતા પણ બે વાર વિચાર કરવો—તેમાથી પણ કજીઓ જાગ્યો છે નરકીની તલાશ માટે નેમાયલા એક આસામીએ ઉપલો સવાલ, ઘરના લોકને ખલ્લ ન કરવાના હેતુથી, ઓટલે બેઠેલા શેઠને કર્યો, કે "કયા કામ હએ તુમકુ ?" કરી મીઆભાઇએ ઠહડાત કર્યો, પણ એટલામા ન અટકતાં, પોતાને સપડાયલો જોઇ ગુલમાન કરવા માડયુ કે "ઝનાનખાનેમે ચલે ગએ"

એક મોટી બેહનશાહબાનુએ એક મોટી ડચેસને તેના દિકરાની વર્ષગાઠ માટે મુબારકબાદી આપતા લખ્યુ, "આ અતિ જોખમભરેલી દુનિયામા તમારા દિકરાએ———વર્ષ પૂરા કર્યાં માટે તેને અને તમને મુબારકબાદી આપુ છુ"



# કીર્ત્તિ

There are sublime merits—persons who are above fame and display (Emerson)

ઘણી ઉંચી પ્રકારની અને ખરી લાયકાત ધરાવનારાઓ કીર્તિ શોધવા કે દેખાવ કરવા ઇચ્છતા નથી (ઈમરસન)

નામાંકીત લખનાર એડીસન કહે છે—"સાધારણ ખુબી સામાન્ય વર્ગ વખાણી શકે છે, મધ્યમ ખુબીને તાળીઓ અને તાબડીઓથી વધાવી લઇ આકાશે પહોચાડે છે, પણ તેથી કાઇક વધુ ચઢતી ખુબી તો જોઇ કાઢવાની તેમનામા શકિત પણ હોતી નથી"

યુનાની પારમીન્યો માટે આજુબાજુના ગાડરીયા સામાન્ય ટોળાએ શાબાશીના પોકારો કરવા માડયા ત્યારે તુરતજ તે શકમા પડી ગયો કે જે ગમાર સામાન્ય વર્ગની આટલીબધી પસદગી પામ્યું છે તે કાઇ તેણે ખોટુ જ કરેલુ હોવુ જોઇએ, અને નજદીક ઉભેલા એક ફીલસુફને કહ્યુ "સાહેબ, માફ કરજો, હુ બીહુ છુ કે રખે કાઇ મૂર્ખાઇભરેલુ મારાથી થઇ ગયુ હોય"

આ વિષયને પ્રસગોપાત સમજી "લહાસા ગેઝેટ"મા 'એક ટીબેટન'ની સહીથી લખનારનો પત્ર ઉતારી લઉ છુ —

'લહાસા ગેઝેટના અધિપતિ જોગ—

સાહેબ,

"જે કાઇક અદના લખાણ મે આપના પ્રસિદ્ધ પત્રમા કર્યુ તેની આપે ભાર પ્રશસા કરી છે એટલુજ નહી પણ કમતરીનની મુલાકાત કરવા ઇચ્છો છો તે મારા જેવા માટે થોડુ માન નથી આપણા એક કદરદાન લેખકે તો મને અસાધારણ મનશક્તિ અને લેખણશક્તિ" નો ચિતાર્યો છે

'બુદ્ધિમાન માણસો બીજાઓમા કાઇ ખુબી શોધી કાઢવાને તત્પર હોય છે અને પ્રશસા કરવામા મઝાહ માને છે ખરેખર, સૃષ્ટિમા એકજ મન કાર્ય કરે છે

'જ્યારે ઉતરતી બુદ્ધિના માણસો કોઇની ખોડખાપણ શોધવા ફરે અને અદેખાઇવાળા થાય ત્યારે ચઢતી બુદ્ધિના માણસ તેથી ઉલટાજ હોય છે એક નનામા, ખુણેખ ટોળે પડેલા (obscure) લેખક માટે વગર માગવે પ્રશસા દેખાડવાને નિકળી પડનારના મગજ અને હૃદયને માટે ખરેજ માનભરેલુ છે

' જેમ કોઇકવાર પોતા માટે બહુ ચઢતો ખ્યાલ કરી અભિમાની થવા તરફ આપણે ઢળાયે તેમ કોઇકવાર ઉદાસી કે નાસીપાસાની ઘડીમા પોતા માટે બહુ હલકુ વિચારવા તરફ ઢળિયે છીએ, એવા વેળાએ લાયક માણસના ઉત્તેજનના શબ્દો ફરેસ્તાઓ પેરે મદદે આવી શાતિ કરે છે ખરેખર મારા માબાપ જીવતા હોત તો તેઓ ઘણાજ ખુશ થાત એક વિદ્વાનને પૂછવામા આવ્યુ કે તારી પ્રશસા અને કીર્ત્તિ થતી સાભળીને ખુશ થતો હતો કે નહી ? તેણે કહ્યુ "મારા માબાપ અને બીજાઓ જેઓ મારી સુકીર્ત્તિથી બહુજ હરખાત તેઓ મરી ગયા છે તેથી હવે મને જેટલુ ખુશ લાગત એટનુ લાગતુ નથી" મારા પણ માબાપ અને બીજા જેઓ મારે માટે ઘણા મગ્ન થાત તેઓ મરી ગયા છે, અને મારા હૈયાત સગાઓમા સાસુ અને બાયડી મૂખ્ય છે ઘરડી તો "બધી દુન્યા જેહાન ગઇ" ને હુ ગવન્રરને જોવા નહી ગયો તે દહાડેથી મારે માટે બહુજ હલકો વિચાર બાધી બેઠી છે

"બને મા દીકરી મને તો ગધેડો સમજે છે, અને તેમનાં કોઇક મતલબીઆ સગાવહાલા તેમને ટેકો પૂરી આપે છે કોઇ કહે છે "એનુ કાતર્યુ નથી," કોઇ કહે છે "બુધવારના વાખા છે," કોઇ કહે કે 'સમજશકિત ઓછી છે "

"મારો એક મિત્ર જેણે કીર્ત્તિ ઉપર એક નિબધ લખ્યો કે અને જે પોતાના નામ પાછળ બારાખડીના બેચાર અક્ષરો મૂકવાની સત્તા ધરાવે છે તેણે પાટીઉ લટકાવવાને ઉતાવળ કરી નહી તેથી તેનાં સાસરીઆ તેનુ વેશવાળ તોડી નાખવા માગતા હતા કાજવાળો દોડતો આવ્યો "કહેશ કે તમે કાઇ પાશમાશ થયલા નથી તેથી કાઇ તમારી શનદબનદ હોય તો આપો કે તમારી પછવાડે બાંધેશ તેને ઉધા નાંખુ " સનદ આપવામા આવતા ખુશ થઇ તે લઇ ગયો અને પાછો ખુશ થતો આવી કહેવા લાગો, "તમારા દુશ્મનોને ઉધા નાખ્યા, કહ્યુ કે એક નથી પણ ત્રણ સનદ છે "

'હમણા તેના બારણા આગળ એક મોટા ફફરડા જેવા અક્ષરે લખેલુ પાટીયુ દેખાય છે પણ હવે કાઇ તે નિબધ લખતો નથી

આપનો તાબેદાર સેવક,

એક ટીબેટન "

---

## શેઠ અને નોકર.

---

હુ નોકરોનો નોકર છુ

( જીસસ કરાઈસ્ટ. )

બ ખારી મનેગર અઆ મનઅમ ઝઇશાન વ ફકીરાનરા

કે સદરે મસનદે ઇઝત ફકીરે રહેનશીન દારદ (હાફેઝ)

ઓ દોસ્ત ! દુબળાઓ અને ફકીરો તરફ તુચ્છકારથી ના જો, ખરી શેઠાઇ અને માનની ઉંચી જગ્યા તો ખુદાની રાહપર ચાલનાર ફકીરનીજ છે

**જેવા શેઠ તેવા વાણોતર.** આ કહેવત દેખાડે છે કે એક શેઠ પોતાના નોકરની લાયકી, નાલાયકીમા પોતે થોડો હીસ્સો આપતો નથી

ખરો નસીબદાર માણસ તે કે જે પોતા માટે એક લાયક શેઠ મેળવે છે, જેથી તે માત્ર પોતાનુ ગુજરાન મેળવે એટલુંજ નહી પણ તેનુ ઘણુ ક ઉમદાપણુ અને ઉંચ ખવાસ ગ્રહણ કરે. એથી

ઊલટુ ઉમદા અને ઉચ ખવાસનો નોકર હલકા ખવાસના શેઠની નોકરીમા ચાલુ રહેવાને પ્રમાણિકપણે અશક્ત થઇ પડે, જ્યારે શેઠને પ્રમાણિક માન અને તાબેદારી કરતા—ખુશામદને ખુશામદ તરીકે જાણવા છતા—ખુશામદ પસદ પડતી લાગે, અને વફાદાર તથા પ્રમાણિક નોકરથી તે તેજ વેળાએ વફાદારી અને પ્રમાણિકપણું માગે તે બેહુદુ થઇ પડે

એવી વેળાએ એક પ્રમાણિક નોકર "તુ મારે લાયક શેઠ નથી, ને હુ તારે લાયકનો નોકર નથી" એમ કહી રૂખસદ લઇ શકે

પણ સત્તા કે દોલતે જેમને નાલાયકી છતા "શેઠ" બનાવ્યા હોય તેમની સાથ આપણને હાલ ઝાઝુ કામ નથી આપણે હાલ તે 'શેઠો' માટે બોલશુ કે જેઓ પોતે ગુલામ છતા શેઠના માનીતા હોવાથી, કે પાચપચ્ચીસ રૂપરડી વધારે કમાવાથી પોતાને શેઠ માની લીએ છે, અને પોતાના હાથ નીચેનાઓપર શેઠાઇનો દમામ અને જુલમ કરવામા મજાહ માને છે એવા માણસો કોલસાની કે ગધકની ખાણમા મજુરી કરવાને કે વર્ષો સુધી બહાર નીકળ્યા વિના ખાણમા ગોંધી રાખેલા ઘોડાઓની જગ્યાએ રહેવાને લાયક છે, કે આગળા જમાનામા વહાણપર ગુલામોને સાકળે બાધી રાખતા હતા તેમની માફક વહીતરૂ કરવાને લાયક છે

ખાનગી વેપારી ઓફીસમા કે પહેડીમા અથવા સરકારી ખાતાઓમા એવા નાનકડા—નજીવા માણસો સખ્યાબધ મળી આવે છે કે જેઓ પોતાનો જુહાકી દોર થોડોવાર કરી લેવામા મજાહ માને છે, અને જુલમગાર બાદશાહો કે દરજ્જે અને દોલત ધરાવનારાઓના જુલમ ખમવામા પણ કાઇક ટેક જેવુ લાગે છે, ત્યારે આ તુચ્છ માણસોનો જુલમ ખમતો એક ખરો પ્રમાણિક અને નમ્ર માણસ પોતાની ગમે એવી ગરીબાઇ અને હાજત છતા જુલમ ખમવાની હદ આવેલી જોય છે નમ્રમા નમ્ર માણસ પ્રમાણિક ગુસ્સો અને મગરૂરી દેખાડવાનો પ્રસગ આવવા છતા ન દેખાડી શકે તો તેની નમ્રતા પણ ખોટી જાણવી જ્યારે ઇનસાફની આખો ફોડી નાખવામા આવે, તેના કાનમા સીસુ પૂરવામા આવે અને મહોડાંમા ડૂચો મારવામાં આવે ત્યારે એવું અધમ પાપ જોવા છતાં—એક લુટારાના ગુફામાં હોય તેવી પોતાની હાલત છતા—જે વાજબી ગુસ્સા અને ટેકથી પીઠ

ફેરવી ચાલી જવાને બદલે સીસેરોની માફક સુભાષીતપણુ અને કાયદાપોથીનુ સપૂર્ણ જ્ઞાન ફોકટમા રેડી મૂકે, તે માણુસ ખુદાથી મોટી બક્ષિસો મેળવવાને નાલાયક છે જયારે વાદર ન્યાયાસનપર બેસે ત્યારે પોતાનો 'કેસ' જીતવાની સઘળી ખાતરીથી પણુ જે માણુસ તેનાથી ઇનસાફ માગના જાય તે માણુસ કહેવાવાને લાયક નથી

શેઠની શેઠાઇમા દરમાન અને કૂતરો પોતાના ભાગ પાડતા આવ્યા છે, અને શેઠ શેઠાણી શિતળ ટેકડીપર જાય ત્યારે બતલર અને બનવરેમનો શેઠાઇ કરવાનો વારો આવે છે આ તો છેક જુના કાળની વાત છે પણુ જેઓ શેઠાઇ કરવાને જનમ્યા નથી અને જેઓ નફ્ટ નોકરીથીજ આ દુનિયામા જીવી શકે છે તેમની મુશ્કેલીઓ આટલી ટુકમાજ પટતી નથી, કારણુકે નોકરી વણી વેળાએ દરમાન અને કૂતરાના સગા વહાલાનો કે બતલરના દોસ્તઆસ્નાઓનો નક્કી કરેલો નવાલો હોય છે, અને જાહેર કે ખાનગી ખાતામા શુ કાવાદાવા ચાલી રહે છે કે જેથી વગવસીલા વગરના અને કોઇ 'મોટા માણુસ' ની બાહેધરી વિનાના, જેમનો ખુદ જ બેલી હોય તમને ગહ જોતા બેસવુ પડે છે, તે ભેદુઓ અને જાણુકારોથી અજાણુ નથી

એક સુધરેલા દેશમા, સહકે જે પોતાને સુધરેલામા સુધરેલો કહે કે છે ત્યા થોડા વખતપરજ રાજયના મોટા નોકરોનુ કાવતરૂ પકડાયુ હતુ, અને પોતપોતાના સગા માગીના કે દોસ્તોને ખાલી પડતી નોકરીપર લાવવાને એકબીજાને મદદ કરવાનો એકસપ પકડાઇ આવ્યા હતા, ત્યારે ભારે ગડબડ મન ચર્ચા મચી રહયા હતા

ભઠ્ઠામા ગોટલા તપતી હોય તેના કરતા ગોટલી વિના મેઠેલો ભઠ્ઠી બહાર વધારે તપી જાય છે સઘળા નાના મોટા 'ગેઠા' ને શેઠાઇ ઉપર તેમના હાથોએ બેસાડયા હોય તેના કરતા ગરાબોની હોજરીએ વધારે બેસાડેલા છે ગેઠ અને નોકર મને હોજરીની નોકરી-મા જોડયા નોકરો છે

"એક ભુખ્યો કૂતરો એક ગેહરની ભાગળ આગળ જઇ ઉહોચ્યો ત્યા જોય છે તો એક નાન (રોટલી) ગબડતી ગબડતી ગેહરની બહાર આવી અને જગલભણી જવા લાગી કૂતરો તેની પૂઠે લાગ્યો અને બૂમ પાડવા લાગ્યો કે 'ઓ શરિરના અને આત્માના ખોરાક અને કવ્વત અને દિલની ખાહેશ અને જીવના જાન અને

આરામ ! તે શુ ઇરાદો રાખ્યો છે અને ક્યાં જાય છે ?' રોટલીએ જવાબ દીધો કે 'આ જગલમા વરૂઓ અને ચિત્તાઓ જે પોતાની કોમના સરદારો અને શેઠો છે તેમની સાથે મને દોસ્તી પડી છે, તેમની મુલાકાતે જવાને નીકળી છુ' કૂતરાએ કહ્યુ, 'એમ કરીને તુ મને મીહુવાડ મા, એકુમારગી મગરમચ્છના કે વાઘ અથવા ચિત્તાના મહોડામા પણ તુ જતી હોય તોપણ હુ તારી પૂઠેજ આવવાનો અને કદી તારાથી જુદો પડનાર નથી'"

"આનાન કે બેઝ જ નાન ન બુવદ ઝન્દે જાનેશાન
ફારન્દ ઃ બખેદમતે દુનાન બરાએ નાન
ગર રીલમશલ કે દસ્તે કસાન સદ કપ્રા ખુરન્દ
હમચુન સગે ગોરસ્મને રવન્દ અઝ કફાએ નાન"

**અર્થ**—જેઓ રોટલી વિના જીવી શકતા નથી તેઓ નીચ માણસોની ગુલામગીરી એક ટુકડાને માટે કરશેજ

દાખલા તરીકે જો કોઇ તેમને સો ખાસડા મારે તે પણ તે ભૂખ્યા કૂતરાની માફક રોટલી પછવાડે જશેજ



## સ્વાર અને ઘોડુ

પહેલાદના નાતા, વેપારી કમ્પનીઓ અને રાજદ્વારી જોડાણો (અલાયનસીસ) દુનિઆના સમતોલપણા માટે જરૂરના હોય તો ભલે, પણ જો તેઓ ગરીબોને વધારે ગરીબ કરે, હીણાયેલાઓને હીણાયેલા રાખે, છુંદાયેલાઓને વધારે છુંદે, અને નબળાને વધારે કચડનાર બને, તો તે સઘળાં ઘોડી મનવા મને ઘણીજ ઘણીજ મોટી તોપોનુ કામ પડેલુ છે કે જે સાથ સરખાવતા આજની હાવીટ્ઝર તોપો-બેતાલીસ કે પીસ્તાલીસ સેન્ટીમીતરની પણ-બચ્ચાના રમકડા જેવી છે

તને ગમે એટલુ ખા, ઓ એદી સ્વાર! ચરબીના ગચ્છાઓથી ગમે એટલા ભારી થા, પણ તારા ગરીબ ઘોડાને પણ તે પ્રમાણમાં પુરતો ઘાસચારો વગેરે આપ, નહી તો તુ વધારે અને વધારે ભાર તળે વધારે અને વધારે નબળા બનતા પશુને કચડવાને એવડો જુલમ માત્ર ગુજારશે, કે જેની કદી પણ ખુદાઇ ઇનસાફની રહે સખત ખબર

લેવાયા વિના રહેનાર નથી બળવાનોનુ જોડાણ નબળાને વધારે કચડ-વાને એક ચાલુ પ્રપંચ સરખુ થઈ પડે તો ધર્મ પુસ્તકમાં આગાહી કરેલો તે દિવસ, કે જ્યારે ગગન કાગળના ટુકડા પેઠે ઉડી જશે અને એક સામાન્ય આગમા સઘળુ તારાજ થશે, તે દિવસ જેમ જલદીથી આવે તેમ સારૂ

ઓ મક્કરખોર દુનિઆ! ('હીલ્લે જાએ, મક્કર ઔલાદ') કોઇવાર તુ મને જબે કરવાને ફરમે બનાવે છે, અને કોઇનાર મારી લાગણી અને નબળાઇને મને જબે કરવાનુ બહાનુ બનાવે છે, અને કહે છે કે જીવવાથી માત્ર મારૂ દુ ખ લાબુ થાય છે।

બે દેહ જામી કે અઝ ખુદ બરસ્તે બાશમ

ઝે મક્કરે જાલે દુન્યા રસ્તે બાશમ

**અર્થ**—મને દારૂની જામ આપ કે હુ પોતાને ભુલી જાઉ, ઘરડી ને મક્કરબાજ દુનિયાના મક્કરથી છુટી જાઉ

—❋❋❋❋—

## થોડીક કફોડી હાલતો.

બજારમાંથી કાંઇ માલ મસાલો વસાવીને હેલકરીની બાવે ચઢાવી ઘેર તરફ આવતા મારી ઇચ્છા વિનાજ પાછુ ફરીને કોઇ કાઇનાર જોવાઇ જાય ચાર દોઢીઆ દેલના આપવાના હતા અને ચાર વખત કોઇ ગલીગુચી આવતાં ઘાટી રખે વત્તી ગયો હોય કરી જોવાઇ ગયુ હુ શકીલા સ્વભાવનો કે માણસ જાત માટે હલકુ વિચારનાર ન હોવા છતા એમ થઇ ગયુ કદાચ કોઇક આગલા ભવમા હુ ઘાટી હોઇ હેલકરી તરીકે તેની પછવાડે ચાલતા તે 'શેઠ' થઇને આગળ ચાલતા મારીપર શક લઇ ગયો હોય, જેનુ કર્મફળ તે ભોગવતો હશે! ગમે તેમ હોય, પણ એક દહાડે એક મિત્રને અગત્યના કામ માટે તેને ઘેર મળવા ગયો હતો, પણ તે ઓફીસમાથી હજી ઘેર આવ્યો ન હતો, અને સાજે સાત આઠ વાગે ઘેર આવનાર હતો એમ જાણી થોડી વારમાં આવી પહોચશે કરી તેના ઘરની પડોશમા હુ રાહ જોતો ઉભો હતો. એક પોલિસનો સિપાઇ પોતાના પહારા ઉપર ઉભો ઉભો બાડી આંખ અવારનવાર મારી તરફ ફેકયા કરે અને કદાચ મને કાંઈ ચોરટાકુ સમજતો હશે એમ મને લાગ્યુ (શેકસપીઅરના એક પાત્રમાં

પોલીસ અમલદાર પોતાના માણસોને તાલીમ આપતાં કહે છે કે "જે તે માણસ તમને મળે તેના ઉપર પહેલા શક લઇ જજો, કે આ કોઇ પ્રમાણિક માણસ નથી!") થોડીકવાર પછી સીપાઇ મારી નજદીક આવી "શેઠ! ક્યરે કસાલા ઉભા રાહીલા?" કરી પુછતાજ મને ઉભા થતુ હતુ એટલે હુ છેડાઇ પડયો, "તુમ્હાલા કાય કામ આહે?" બને જોરપર આવી ગયા, પછી બને ઠડા પડયા ઘેર આવી એક સગો વકીલ અથવા "ધારાનો હીમાયતી" હતો તેને સઘળી વાત કહી તેણે કહ્યુ એ લોક સાથ વધારે વાત કરીએજ નહી, કોઇ તમારીપરજ તરકત કરી મૂકતે!

પેલા બાપડા હેલકરીની વાત મને યાદ આવી અને હું મનમા બોલ્યો કે "અલ્યા તારો ખગ વળી ગયો, હુ સજાએ પહોચી ગયો" એકવાર કોઇ જોડાવગરનો મેલા તુગડાવાળો મારા માળની ચાલમા ખુરસીપર બેસી જઇ ઓરડામા ડોકયુ કરયા કરે કોઇ 'પચી' હશે એમ સમજી 'કોણ છે રે?' કરી હુ બૂમ પાડવા જતો હતો એટલામા કોઇક રીતે અચકી ગયો અને જોઉ છુ તો કોઇ બઇરાઓ આવી, લાગલા સત્રળા નીચેથી ઉપર આખુ ઘર જોવા પડયા ખબર કાઢતા જણાયુ કે અમારા ઘરવાળાએ ઘર વેચવા કાઢયુ હતુ, અને આ લોક જે ધોબી હતા તે ઘેર વેચાતુ લેવાના ઇરાદાથી જોવા આવ્યા હતા આહા! તારા સઘળા પૈસા છતા તું લગભગ ચોરમા ગણાઇ જતો હતો, ત્યારે હુ તારા જેટલો પૈસાવાળો તો નહી, પણ ગ્રહસ્થના પોશાક છતા ચોર કે ધરફાડુ ગણાઇ જતો બચી શકયો ન હતો આવી કફોડી હાલતો વચ્ચે દરેક જન એકજ દિલાસો લઇ શકે અને તે એ કે સઘળા એકજ હોડીમા બેઠેલા છિયે, અને આપણામાનુ કોઇ પણ કોઇ વેળાએ ચોર હોવાનો શક પોતાની તરફ ખેચી લીએ કહે છે કે આપણુ સઘળાઓ કોઇ દિવસ ફરેસ્તા થનાર છીએ જે માટેજ આ દુનિઆમા આવ્યા છીએ પણ હાલ તુરત તો કોઇક એવા તબકકામાથી પસાર થવુ પડે છે કે જે દાત પીસીને અને હોઠ બીડીને ચલાવી લેવા વિના છુટકોજ નહી કોઇ ફીલસુફે કહ્યુ છે કે માણસની હાલત પશુ કરતા પણ ઘણીક રીતે ખરાબ છે તે ખરેખર દેખાય છે. પશુપર કોઇ ચોરી કરવાનો શક લઇ જતુ નથી. પણ માણસ તે હલકી હાલતમાથી મુકત રહી શકતુ નથી.

એમ કા હશે કે ગરીબો અથવા ગરીબ દેખાતા શખસોજ ચોરીનો ગુનાહ વધારે કરતા હશે અથવા તેનો શક ખેચી લેતા હશે ? એમ કા હશે કે દુકાળના વખતમા પોલીસ રીપોર્ટો ચોરીના ગુનાહ ઘણા વધી પડેલા દેખાડે છે ? એમ કા હશે કે ખુન વગેરે માટે ફાસી જનારનો ઘણોજ મોટો ભાગ ઘણોજ અજ્ઞાન અને દરિદ્રતામા ડુબેલા વર્ગનો હોય છે ? સેતાનને પોતાનુ કાર્ય કરી રહેલા માની, આપણી હાલતો ન્યાયી કાનુનોથી સુધારવાને બદલે આપણે એક બીજાના ભોગ બનતા રહીએ છીએ એક ઘણોજ મશ્હુર લેખક કહે છે તેમ ' માણસે માણસને અન્યાય કર્યો છે, જેની શિક્ષા તરીકે એક પોલીસની ફોજ પોતાની પીઠ પાછળ લઇને ફર્યા વિના જાણે તે હાલીચાલી શકતો નથી ' પૈસાવાળો ચોરથી બીતો હોય તેના કરતા કોઇ પ્રમાણિક માણસ ચોરથી વધારે બીતો રહે છે, એટલા માટે નહી કે તેનુ કાઇ ચોરી લેવામા આવશે, કારણ કે તેવુ કાઇજ કે જીવ જવુ તે ધરાવતો નથી, પણ રખે પોતે ચોરમા ખપી જાય એમ બીહે છે આધળા, લુલા અશકત માણસોના ભીખ માગવાના કકળાણો સાભળી તે પોતે કોઇ ઉચા પહાડની કીનારી ઉપરથી ટુટી પડવાની અણીપર હોય એવી લાગણી તેને થાય છે

એક રમુજી વાત કહી આ વિષય પુરો કરીશુ એકના છુટીના દિવસોપર અમે ગદાનગામ હવા ખાવા ગયા હતા એક પહાડ ત્યા ફરતા હતા તે કાદવની જગ્યા આવી અમો તેનાથી બૉસ્ટોક ના નવાજ બૂટ પહેરેલા તે ગભરાયા એટલામા એક ઉઘાડા પગે નાગો આવી ચડયો અને અમને પોતાની ખાધે બેસવા કહ્યુ એક એક પછી અમે દરેક જણ તેની ખાધપર બેસી સામી બાજુએ પહોચ્યા અમારી જોડે અમારા વતનવાળાના સગા રસ્તો દેખાડવા આવેલા તે ગામડીયા તો વિના બોલ્યા ખાલી દોઢાઉ દેખાડયા વિના કે આભારનો એક શબ્દ કહ્યા વિના ઉભોજ રહ્યો, પણ અમારામાના એકે શેહેરી વિવેક દેખાડી એક દોઢાઉ કાઢી આપ્યુ બીજાએ તેથી કાઇક વધુ ' પૉલીશ (વિવેક) દેખાડી દોઢીઉ આપી ' ઉપકાર થયો ' ( thank you ) કહ્યુ મે ઢાઢીવુ આપી, ઉપકાર માનીને કહ્યુ ભાઇ, જયારે ભવિષ્યમા કોઇ દહાડા તમે બોસ્ટોકના બૂટ પહેરેલા હોય અને હુ ઉઘાડે પગે આવી ચડુ ત્યારે તમને મારી ખાધ ઉપર લઇ જઈશ ! ”

# જુદી જુદી કીસમના મદદ કરનારાઓ

જે સોબતીઓ દરિઆ કિનારેથી જતા હોય, તેમાનો એક દરિઆમા અકસ્માતથી પડી જાય તો બીજો કદાચ સટકી જઇ 'ચુ' ફરી બોલવા માગશે નહી કે રખે કોરોનર અને જુરી આગળ તેને ઉભુ રહેવુ પડે! રખે તેણેજ નાખી દીધો એમ કોઇ શક લઇ જાય! રખે તેને પોલીસ કોર્ટમા ધકલા ખાવા પડે! રખે ન્યુસપેપરોમા તેનુ નામ વસડાય! તેની જગ્યાએ કોઇ બીજો કદાચ દોરડુ હાથમા આવી જતા, પોતાના વિલાયતી બુટ અને ડગલો છટાઇ ન જાય તેની જાનની પ્રમાણે સભાળ રાખી એક છેડો દરિઆમા ફેકશે "ભાઇ! આ છેડા પકડીને બવાય તેમ આવો' કોઇ ત્રીજો ગામ ભણી બુમ પાડતો દોડશે "કોઇ દરિઆમા પડયો રે! કોઇ દરિઆમા પડયો રે!" કોઇ ચોથો કદાચ આ ગમ કે પેલી ગમ જોયા વિના તેને કાઢવાને દરિઆમા ભુસકો મારી દેશે

પીછા વગરનુ બે પગનુ પ્રાણિ, કે જેને કોઇએ 'સર્વથી ઉતરતી પકિતના ફરેસ્તો' કહી દરજ્જાવત મનાવ્યો છે તે ફરેસ્તાને મદદે બોલાવતા સભાળ રાખજો, કારણ કે તે હમેશાજ બોલાવેલો આવતો નથી તેની મદદની કશી જરૂર ન હોય અને કોઇ તેને બોલાવતુ ન હોય ત્યારે તે મદદે આવવા નીકળી પડે છે, ને મદદ તો એવી કરી દે છે કે છુપી રીતે "ખુદા મારા મિત્રથી બચાવ" એમ બોલવુ પડે ત્યારે દુખ પર ડહામ,-જાહેરમા તેનો આભાર માનવો પડે છે વળી કોઇ વાર તેને કોઇએ પોતાના પ્યારમા મદદ કરવાને બોલાવ્યો છે,-કે તે પોતેજ પરણી બેઠો છે કોઇએ તેને પોતાના દેશમાથી શત્રુને હાકી કાઢવાને તેડયો છે, અને શત્રુને હાકી કાઢી પોતેજ તેનો દેશ પચાવી બેઠો છે

બહેરામ ઇજદને કે દાદાર અહુરમજદને પોતાની મદદે બોલાવજો

જ્યારે પક્ષાપક્ષીનુ બળ ચાની રહે છે અને આંધળા સ્વાર્થી અને દુનિઆઇ લાભો આજના સ્નેહી અને મદદ કરનારાઓને કાલના વિરોધી અને સામે લડનારા બનાવે છે, કે કાલના શત્રુઓને આજના મિત્રો બનાવી મુકે છે-જ્યારે એક કુકડાની વાસે બીજા "કુકરેકુક" કરી મુકે છે, એક ઘોડો ખોખારતા બીજા હે હે હે કરે, અને એકને

દોડતો જોઇ બીજાઓ મેંઢા માફક અવિચારીપણે પછવાડે દોડવા માંડે છે,—જેઓએ એક બીજાને જીંદગીમા આગળ કદી જોયેલા નહી કે કશુ નુકસાન કરેલુ નહી તેઓ એક બીજાના માથા છુદી નાખવાને ધસે છે,—એવાઓ શરિરના બીજા ગમે એ અવયવો ધરાવવાની ગવાહી આપે પણ ભેજુ ધરાવવાની ખાતરી આપી શકતા નથી

ખુદા, ધર્મ ઇનસાફ, સચ્ચાઇના નામો છુટથી લેવામા આવે છે, બલ્કે આ સર્વ સાથે સઘળી છુટ લેવાના આવે છે—તેની સર્વથી સરસ પેદાશનો નાશ કરવાને ખુદાને મદદે બોલાવવામા આવે છે, અને નાશનુ કામ પૂરૂ થતાજ 'ફતેહ' માટે ગભીરાઇથી તેનો આભાર માનવામા આવે છે આ સઘળુ તે કરી શકે છે કે જે પોતાને સઘળાં પ્રાણિઓનો સરદાર કહેવડાવે છે અને જે પોતાનો દાવો અકકલ ધરાવવાપર રચે છે

આથી ઉલટુ બે મા—જણ્યા ભાઇઓ, દુનિયા સામે કે દૈત્યો સામે ખભામા ખભુ ભેરવી ઉભેલા બે મિત્રો, બે ઓળખીતાઓ કે બે બેગાનાઓ દુનિઆના છેડાઓ પરથી આવી મળેલા, ખરેખર ખુદા, ધર્મ, ઇનસાફ, સચ્ચાઇ માટે એક બીજાની બાજુમા ઊભા રહેલા, આકાશના દેવતાઓને મોહ પમાડે છે, જે હૃદય ઉભરાની નાખનારા દેખાવ આગળ ફત્તેહ અને નિષ્ફળતા અગત્ય વગરના અને ખાલી શબ્દ જેવા લાગે છે



## એક અજબ જેવો દાદરો

મહુકરા રહે ખાકબુસે ઈન દર નીસ્ત
કએ અલ્તેફાત જવાબે સલામે મા ઓફતદ
( હાફેઝ )

આ દરવાજામા દાખલ થઇ ખાક ચુમવાની પાદશાહોની પણ મકદુર નથી
તો અમારી સલામનો જવાબ આપવાની મહેરબાની ક્યાથીજ થાય

આકાશના દેવતાઓ આગળ પહોચવા કરતા પૃથ્વિના દેવતાઓ આગળ પહોચવાનુ વધારે મુશ્કેલ હોય છે રાજાજી આગળ જવા કરતા પ્રધાનજી આગળ જવાનુ વધારે મુશ્કેલ હોય છે, અને પ્રધાનજી આગળ જવા કરતા તેના મદદનીશ આગળ જવાનુ મુશ્કેલ હોય છે તે કરતા કચેરીના કારકુન આગળ જવાનુ મુશ્કેલ હોય છે, અને

કારકુન કરતા કચેરીના સિપાઇ આગળ જવાનુ વધારે મુશ્કેલ હોય છે. કોઇવાર કૂતરાનું મ્હોડુ એક બુક વડે બધ કરવુ પડે છે, દરબાનના હાથ દાબવા પડે છે, જમાદારને ખુશી કરવો પડે છે, અને તે સઘળુ માત્ર કારકુન આગળ પહોચવાને હોય છે પ્રધાન કે રાજા સુધી પહોચવાને ચરો ઓળગવા કે કિલ્લાઓ ચઢવા જેવુ મુશ્કેલ હોય જાણે શત્રના મુલકમાં પેસવાનુ હોય ! શત્રુના મુલકમા દાખલ થતા એક આખુ લશ્કર મને અટકાવે, પણ મારા મિત્રના મુલકમા દાખલ થતા એક કૂતરૂ કે એક સિપાઇ મારા આખા લશ્કરને અટકાવી મૂકે છે આ અજબ જેવા દાદરાની ઉપલી કરતા નીચલી પગથી વધારે હાલતી અથવા ધ્રુજતી હોય છે, અને ચઢનાને વધારે મુશ્કેલ હોય છે પણ તેમા શુ અજબ ? સર્વથી નીચની પગથી અજાયબ ઉલટપાલટથી સર્વથી ઉપલી કરતા વધારે ઉચી અને ચઢવાને મુશ્કેલ છે રાજા આગળ પહોચવા કરતા ભિખારી આગળ જવાનુ કોઇવાર વધારે મુશ્કેલ હોય છે ભિખારી લોક કોઇવેળા જમ્યા વિના રહે છે કોઇ વેળા અરધા ભુખ્યા રહે છે, તેમના તનુઓ નબળા પડવાથી જલદી ઉશ્કેરાઇ ઉઠે છે આખા શરિરે નાસુરથી ભરાએલાને હાથ કે આગળી લગાડતા દુ ખની ચીચારી પાડે અને ઉશ્કેરાઇ જાય, પણ બાપડા ભિખારીને એક શબ્દ અથવા મ્હોડાની ફુક ઉશ્કેરી કે ચીડવી મૂકે કરોડપતિ કે અબજપતિ આગળ જવા કરતા આવતી કાલે નહાન નહાવાના એટલે નાદાર થવાના વિચારમા હોય તેની આગળ જવાનું વધારે મુશ્કેલ થઇ પડે ભુખ્યા કે ચિતામા પડેલાઓનુ ચીરડાઉપણુ કે ધ્રુજરાપણુ દુનિયા માફ કરી શકે, પણ પેટ ભરીને જમેલા કે સલામતીની ઉચી પાર ઉપર બેઠેલાઓની મગરૂરી કે ઠીચકારાપણુ દુનિઆ માફ કરી ન શકે, ખરેખર તે સમજવાને પણ મુશ્કેલ થઇ પડે છે ઘરના પાળેલા, કેળવાએલા આસુદા કુતરાઓ આગળ જવાનુ સહેલુ હોય છે, પણ મહોલ્લાના રખડતા જ ગલી કુતરા, જેમના, ભુખથી હાડકા દેખાતા હોય છે, તેમની નજદીક જાઓ કે દૂરજ રહો, તો પણ ભસીનેજ બેસી ન રહેતા, કોઇવાર અ ગપર ઉડી હાથ કે પગને બચાકુ ભરી દે છે હજરત શીર આગળ જવા કરતા એક ક ગાળ પુરૂષ આગળ જવાનું વધારે મુશ્કેલ થઇ પડે છે



# બિનજરૂર લખલુટપણુ.

ભરપૂરતા કે કે જે આબાદીનુ બીજુ નામ છે તે ગેલની હદ સુધી વધી શકે અને નાશ પામે, માણસો અને પશુઓનો વધારો એટલો બની શકે કે એકબીજાને હસ્તીની બહાર હાંસેની કાઢે. જે સૂર્ય આપણી આંખોને રોશની આપે છે અને તેમને જોવાને શક્તિવાન કરે છે તેજ ગેરની એકીવેળાએ અને લખલટપણે આપીને આપણને આંધળા કરે. મસાણકાઠ નજદીક રહેનારને માણસની મૃત્યુ હાલતની યાદ આપવી એ બિનજરૂરતુ લખલટપણુ છે. એક મોટા શેહરમા જે પોતાના બને કાનો વડે ગીતના અવાજો, ભીખારીઓના કકલાટ અને બુમરાણ, ફેરીઆઓની બુમો, ગાડીના ગગડાટો અને મૂરદા લઇ જનારાઓના પોકારો એકજ વેળાએ સાંભળતો હોય તેને આ દુનિયાની અસ્થિર હાલત માટે અને તેના સુખના ક્ષણભંગુરપણા માટે ચેતાવવો એ બિનજરૂર લખલૂટપણુ છે. આપણુ હૈડુ કે જે કાંઇનુ દુઃખ જોઇ દયાથી પીગળી શકતુ હોય તે લાંબો વખત અને ચાલુ જોતું રહી આખરે આખરે સખ્ત બને છે. આ ભલા હેતુના માણસ મારા ખાલી ગજવા અને હાજતમંદ હાથ વચ્ચે મારા ચાક ચાક થઇ ચુકેલા દિલને સખાવતના પાઠના ગોદા મારે, શુ બિનજરૂર લખલૂટપણુ નથી?—બલકે મારાપર એક નિર્દયતા નથી? શુ મારા બને કાનોને દુવા માગવામા તુ પોતે એક સખાવત મારી તરફ ન કરતો હોય? એક 'લઝારસ'ના દુખોની વાત મને કહીશ નહિ, મે કે જેણે ઘરથી બહાર અને બહારથી ઘર જતા એક ડુઈઅર જોયા છે.



# ગરીબીનો ઘણામા ઘણો ભાર કોણ ઉપાડે છે?

તે નહિ કે જે નાદારીનુ 'શીડયુલ ફાઇલ' કરી, 'ગેઝેટ' માં નોંધાઇ, જેહાનને કહે છે કે 'તુ જેહાનમમા જા!' (જો કે તમે લગાર તપાસ કરો તો કદાચ જાણશો કે તેણે તો પહેલાજ પોતાને માટે રોજ પેટ ભરતા નાન અને બરફનુ' પાણી કોઇ ફરેસ્તો' આપો-આપ મુકી જાય એમ બંદોબસ્ત કરી રાખેલો છે!)

વળી ગરીબીનો ભાર ઉપાડનાર તે નથી કે જે પોતાને એક ખુશ મીજાજી ભીખારી (Jolly beggar) કહે છે, પણ જે આપણે જોઇએ છીએ તેમ—એક ખુશનુમા સાંજે પોતાની 'રંભા' સાથે નાચ કરતો જાય છે ને બોલે છે કે 'તારા પાદરી કે તારી 'આબરૂદાર' કહેવાતી વેતાલ સમાજની હું પરવા રાખું ? તેમને તો હું એક મોટું જેવું મીતાફળ અર્પણ કરૂં છું' !"

નહિ, ગરીબીનો ભાર ઉપાડનાર તે છે કે જે ગૃહસ્થમાં ગણાવા ખાતર નસીબ કે કમનસીબ—સામે મજબુત બાથ ભીડી રહયો છે, જેની કને નવા બૂટ લેવાના તો શું પણ કદાચ ભરબજાર વચ્ચે લોકોની ભીડમાં જતા તેના બૂટ એકાએક ફસ્કાઇ જાય તેવા થઇ રહ્યા છે તો પણ તે સીવાડી લેવાને પણ પૂરતા પૈસા રહ્યા નથી તેના ખીસામાં એકાદ ઉગરી રહેલી બે આની કે પાવલી ફાટું ફાટું કરી રહેલાં બુટ સીવાડવામાં ખરચું કે તેના વડે પાસેના પીઠામાં એક કોપટું લઇ થોડાવાર મારૂં સઘળું દુઃખ ભુલી જાઉં એમ સામ સામા વિચાર વચ્ચે તેના દિલમાં સખત લડાઇ ચાલી રહી છે તેટલામાં નાદારોના વાળી લચક ટીપ તેની નજરે પડે છે કે આંધળા લુલા લંગડા ભીખારીઓના બુમરાણ અને કકળાણ તેને સંભળાય છે એટલે જાણે કોઇ ખવીસો વીંછુઓ વલગાડેલા ચાબકા મારી તેને હડસેલતા હોય તેમ તે એકાએક પીઠામાં જરાઇ જાય છે અથવા કોઇ બીજીવાર જોઇશું તો, વરસાદના દિવસોને લીધે તેનો ધોબી આવતો નથી ત્યારે તે એકાદ સીની સાધીને તયાર કીધેલું પાટલુન પહેરીને વિચારમાં બેઠો છે કે પેલા ગૃહસ્થ પાસે જઇ તેને લાબો ટુંકો કરૂં તો કાંઇ ધંધો ચાકરી આપવા કે અપાવવામાં મને મદદ કરે—એટલામાં આખો દહાડો ખુલ્લું રહેલું આકાશ એકાએક વાદળાઓથી ભરાઇ જાય છે ને અદેખો વરસાદ નખાવી દીએ છે !

ગૃહસ્થમાં નામ રાખીને મરી જવાનો લોભ રાખતો, તે દીવાનાપણા અને ભીખારીપણાની અડોઅડ—પણ આ બાજુએ—એક જબરદસ્ત છેલ્લી લડાઇ ચલાવી રહયો છે

આ માણસ—કહો કે આ ખખડી ગયેલો, કાંહી સડી ગયેલો અને ભાંગુ ભાગુ થઇ રહેલો થાભલો તમારી મસમોટી સામાજીક હવેલીનો ઘણામાં ઘણો ભાર ઉપાડે છે

# સ્વ—પરિક્ષા

(Self-Examination)

"Retire, shut the door look into thy heart"

(Young's Night Thoughts)

"એકાંતમાં જા, બારણું બંધ કર, પોતાના હૃદયમાં જો"

હું એક ધર્મના મથક તરીકે ઓળખાતા ગામમાં ધર્મગુરૂને ઘેર જન્મ્યો હતો મારી આજુબાજુ ધાર્મિક સ્ત્રી પુરૂષોને હું બચપણથી જોતો હતો જ્યારે એક બહુ નાના બાળક તરીકે મને ગણતીમાં લેવામાં ન આવે ત્યારે એક જાસુસની આંખોથી, આ સ્ત્રી પુરૂષોને, હું જાહેરમાં અને ખાનગીમાં જોતો, અને તેમની વર્તણુકમાં મને કાંઇ ફેરફેર લાગતુ નહી

દોલતની રેલછેલ કે મુફલેસીના ગેરલાભ વિનાની એક મધ્યાવસ્થા જે વિદ્વાન અને ડાહ્યા પુરૂષોએ સર્વથી સરસ કહી છે તે વચ્ચે, મારી સઘળી સંભાળ–શારિરિક હાજતની કે આત્મિક અથવા મનની કેળવણીની–લેવાયા છતાં હું ઘડી ઘડી પોતાને પૂછું છું અને ઠપકો આપું છું "જે સઘળું તારે થવું જોઇએ તે થયો છે કે? આ સઘળા લાભો સાથે જે ઉચ્ચ માનસિક સ્થિતિએ પહોંચવું જોઇએ તે સ્થિતિએ તું પહોંચ્યો છે કે? શું તું ઘણોજ ઘણોજ પછાત નથી?"

જ્યારે કોઇ વેશીઆવાડમાં કે કુટણખાનામાં અવતરેલા અને મોટા થયલાં કે જેલમાં જન્મેલાં કે કોઇ મોટા કે નાના શહેરમાં અતિ કંગાળ અવસ્થાના પરામાં (slums)માં, ચોરો, છાકટાઓ, ખુનીઓની છાવણીમાં જન્મીને મોટા થયલા એક બાળકનો વિચાર કરૂં છું ત્યારે હું ત્રાસું છું અને ભયભિત બનું છું એક બાળક માટે? પ્રિય વાચનાર, લાખો કરોડો બાળકો માટે કહેવું વધારે ખરૂં છે તેમની જન્મપણ સારી કુદરતી વલણ શરૂઆતમાંજ કચડી નાખે અને ખરાબ વલણોને દરેક ઉ-તેજન અને પોષણ મળે એવા સઘળાં તત્વો વચ્ચે તેઓ મેળાયલા નથી? અને તેઓ કાંઇક મોટાં થતાંજ કાયદાની સખતાઇઓથી તેમની પૂંઠ પકડીએ ત્યારે એક બમણો અન્યાય, બમણું ઘાતકીપણું આપણે વાપરતા ન હોઇએ? તેમના ઉદ્ધાર

માટે શરૂઆતથી આપણે કેટલુ કયુ હોય છે? તમામ માણુસ જાત—એક શરિર કે વ્યકિતરૂપ કહો કે ઝાડરૂપ કહો એકજ છે, અને મોડે કે વહેલે એક ભાગનુ દુખ કે સડો બીજા ભાગમા પથરાય છે, અને આપણે પોતે તેમની માઠી અવસ્થાના સીધા કે આડકતરા ભોગ બન્યે છીએ ફીલસુફી અને વિદ્યાની ધર્મ અને નીતિની, સુધારા વધારાની આપણી સઘળી વાતો વચ્ચે કુદરત જે સર્વને મહોડા જોયા વિના ન્યાય તોળે છે તેનો કોરડો આપણી ઉપર લટકતોજ છે



## એક મસમોટુ જાનવર.

---

માહી વ મોર્ગ દુશ ન ખોફ્ત અઝ ફગાને મન
વ આન શોખ દીદેહ બીન કે સર અઝ ખાબ બર ન કદ
( હાફીઝ )

મારા પોકાર ભરેલા રડવાથી માછલીઓ અને પક્ષિઓ ગઇ રાતે ઉંઘયા નહી,
પણ આ શોખ ચશમનુ ઇનસાન ભર ઉંઘમાથી જરાક પણ જાગ્યુ નહી

દુનિઆ એક મસ મોટુ જાનવર છે, તે માણુસની માફક દયાની લાગણી ધરાવે છે, પણ તેના અતિ મોટા કદને લીધે મોટા એનજીનો દયાને તેના હૃદય તરફ ધકેલે છે ત્યારે તે તેને 'લાગે' છે, તેની ચામડી અતિશય જાડી છે, અને મોટા લોખડના અણીદાર સળીઆ જોરથી ભોકતાં, કોઇ તેને ટાચણી લગાડવુ હોય એમ તેને લાગે છે. હમણાજ ધ્રુવ તરફથી એટલે તેના પગના અગોઠા આગળથી તેના ભેજા સુધી સદેશો મળ્યો છે કે એક મોટામા મોટી સ્ટીમર ભાગી ગઇ છે અને બે હજાર માણુસ દરિઆની તળે હોમાયું છે બરોબર એક 'સેકડ' તેણે પોતાના ડોળા ઉચા કર્યા,—અને પછી ખાવા પીવામાં અને ઉઘવાના પોતાના કામમાં સઘળુ ભૂલી ગયુ છે આ મસમોટા જાનવરમા અનેક દેશો, શહેરો અને ગામો સમાયાં છે અને રોજ સેકડો આપઘાત થતા હશે, પણ જયારે એકાદ ગામડામા ચાલુ વાદળ વધરાથી અને હવામા ઝાઝો ભીનાસ રહેવાથી માણુસોના મગજ સુસ્ત બની જાય અને ઉદાસીમા થોડાક ઉપરાસાપરી આપઘાત થાય કે અધીપતીઓ આર્ટીકલ ચિતરી કાઢે, શિક્ષકો, બુચાજીઓ પાસે, આપઘાતપર નિબધ લખાવે અને જવાન્યાઓ ભાષણ આપે, પછી

આપઘાતની બીજી મોસમ આવે ત્યા સુધી સઘળુ ઢકુગાર "ચત ચત, ચત ચત," "છત છત, છત છત," 'અવાબશે પસેમાન,' 'તોબાહ,' 'તોબાહ'! તેની 'વાકેબ્યુનરી'ના મૂખ્ય શબ્દો છે, જે વડે તે બાવા આદમના વખતથી દુનિયાની સઘળી આફતો સામે લડે છે કોઇ ત્રાસદાયક ખુનરેજી કે ગજબનાક સીતમ માટે સાભળતાજ થોડીક પળ તે ચત ચત, ચત ચત, છત છત, છત છતનુ ગાયન કરે છે, પછી પાછુ તે પોતાના કામોમા ગુથાઇ જાય છે કે ચોટાઈ જાય છે અને વળી કોઇ ભયકાર હજારો જાનની પાયમાલી કરનાર આગ કે એક આખા દેશનુ ધર્નિકપથી જમીનની નીચે દટાવુ, સાભળતાજ ડોળા કાઇક ઉચા કરી ખભા હીલવી, હાથની હથેલીઓ આકાશ તરફ ચટી કરી, પછી થોડીક પળમાજ પોતાના ગેરછદા કામોમા જોરથી વળગી જાય છે-એટલે દીકરા દીકરી પરણાવી દેવાની દોડ ધામમા અફીણ કે જોતાના સટામા, ઘોડાની સરત દોડાવવામા કે "કોર્ટ"ની અદર કે 'કોટ'ની બહાર કજીઆ નડનામ' વગેરે કામોમાં જોરથી મડી જાય છે જુઓ હમણા તે ચતુપાટ પડેલુ હતુ, મે તેના કાનમા મોટામા મોટા સાદે પોકાર કર્યો "દાહોમીના રાજાએ એક હજાર માણસો અને એક હજાર ઘોડાઓને પોતાના બાપની ઘોરપર કતલ કરી પેલી દુનિઆમા તેને કામ લાગે માટે મોકલી આપ્યા છે મકલાના આરબ સરદારે એક સો ઉટોની કુરબાની કરી છે, અને પછી મેજબાની કરી સઘળા ઉટો જમી ગયા છે નાઇલ નદીના કાઠાપર બરબર ગામમા રાજાનો દીકરો ભયકાર માદગીમાથી સાજો થયો તેની માનતાને અર્થે થોડાક મેઢા બકરા અને માણસોને જીવતા કાપી કકડા કરી મગરમચ્છોને જમાડયા છે પશ્ચિમ તરફની પાચ દસ અતિ સુધરેલી પ્રજાઓ જેઓ માણસખાઉ જગલીઓને ધિકકારે છે, અને જેઓ માત્ર ગાય, બકરા, મેઢા, કુકડા, મરઘા, બટકા અને કોઇવાર ઘોડા, હાથી કે રીછ જમે છે તેઓએ થોડાક અઠવાડિયામા પચીસ ત્રીસ લાખ માણસો લડાઇમા મારી નાખ્યા છે ઘોડા, ઉટ, ખચ્ચર જેવા પશુનો હીસાબ તો હોયજ શેનો?"

"માણસ ખરેખર એક ખવીસ છે" એમ તે બબડયુ, અને પછી તરતજ ડોર દીધી



# અર્ધો કલાક દુરબીન સાથે

જુઓ ! દુનિયા ખળભળી ઉઠે એવી એક લડાઇ ચાલી રહી છે

સિંહ અને રીંછ અને ગરૂડપક્ષિ વગેરે બાઝમબાઝી કરી રહયા છે અને આસમાન પરથી ચંદ્રમા ઉતરી આવી આ મહાભારત યુદ્ધમા જોડાયો છે

લડાઇની બાબત !—બાબત એટલીજ કે સુધારાનુ ગાડુ પાટા પરથી ઉતરી પડયુ છે, તેને પાછુ પાટાપર ચઢાવવાનુ છે

જુઓ ! પેલા મછવાવાળાઓનું ટોળુ તાઉ તાઉ કરતુ એક બીજા સામ મખાળા કાઢી ચાર કલાક થયા ઘાંટા પાડે છે

બાબત ? બીલકુલ નજીવી, પેટ પકડીન હસવુ આવે તેવી

જુઓ ! પેલા બ ખટારા એક બીજાની સાથે અથડાઇ પડયા છે, અન તે સાથે ખટારાવાળાઓ પણ એકમેક સાથે અથડાઇ પડયા છે અને એમના હાથ અને જીભ ચલાવી રહયા છે

જુઓ ! પેલા બે ગોધાઓ ટકકર ઝીલી રહયા છે ફુફાડા મારતા અને બરાડા પાડતા તેઓ એક બીજા પર ધસે છે આખરે એક પોતાના શીંગડા બીજાના પેટમા જોરથી ઠેસવી દીધા છે, તે બાપડો ભોંય ઉપર હાંફતો પડયો છે, અને પોતાનો જાન છોડવાની અણી પર છે બાબત ?—તેજ કે જે માટે બે કે નવાબે પાદશાહ આખા દેશની કુમક સાથે એક બીજા પર ધસે છે

"દસ ફકીર એક સતરંજી પર સૂવે, પણ બે પાદશાહ એક મુલકમા સમાઇ શકે નહી !" સો મઢાઓ એક મેદાનમા સાથે ચરી શકે, પણ બે ગોવાઓ એક મેદાનમા સાથ ચરી શકતા નથી

જુઓ ! પેલી માછણો શોર બકોર કરી વઢી રહી છે

બાબત ?—એકે પોતાનો કાટમાનો વાટો એક પૈ ઓછી લઇ આપી દીધો, અને એમ કરી બીજીનુ ગ્રાહક ખુચવી લીધુ !

જુઓ !-પેલા બે મરઘાઓ પોતાના માથા પરની કલગી ઉંચી કરી એક બીજા પર ઝનુનથી ધસે છે

બાબત ? એક મરઘી ?

જુઓ ! પેલી ચાર પાચ બાયડીઓ એક બીજાના ચોટલા પીખી રહી છે પહેલા માળવાળીએ બીજા માળવાળી સામે લડાઇ ઉઠાવી છે, અને ચોથા માળવાળી અને ભોયતળીએવાળી સામા સામી પક્ષમા મિત્ર અથવા સહાયકારી તરીકે જોડાયા છે

બાબત ૨—પેહલા માળવાળીના પોરીઆએ બીજા માળવાળીના પોરિઆને લપડાક લગાવી તમારે મનથી આ હસવા સરખી લડાઇ હશે, પણ મારે મનથી તો દુનિઆની મોટી લડાઇ છે

બે કલાક થયા મારૂ માથુ જોરથી દુખવા માડયુ છે, અને મને કાંઇ સુઝ પડતી નથી આજે મે મોટી ચીજોને નાની ચીજો સાથ સરખાવવાની શેખી કરી છે

અફસોસ ! ! બાપડી અપણી માણુસ જાત માટે અફસોસ ! ! !



## હુ માનુ છુ, હુ માનતો નથી

આકાશના દેવોને હુ માનુ છુ, પૃથ્વિના દેવોને હુ માનતો નથી, ખુદાને હુ માનુ છુ, શેતાનને હુ માનતો નથી ' ખાસ રાખેલા પણ કોઇવાર શેઠ શેઠાણી, ન જોય તેમ ભુલ કે ઉતાવળમા પગ કે માથાપર આનતુને ફેરવી કાઢેલા મઘમઘતા ' દુવાલે ' નુછેની ' પ્લેટો ' ના ડુગરો અને ચકચકતા પણ વાસરા વીસગ વાસ મારતા છરી કાટાઓ અને પછવાડે ઉભા રહી નવાળા ગણતા, મિત્રોની વાતો આખી દુનિયામા જાહેર કરવાને કાન દઇ સાભળતા, અને શેઠની કોઇ બેવકુફી કે ગમારપણા માટે મનમા હસ્તા નોકરોમા હુ માનતો નથી એકાદ ખરો દિલસોજ હસમુખો મિત્ર ન હોય તો એકલોજ ભોંયે ચટાઇ પાથરી હાથ પાક કરી પોતાને હાથે ધોયલા વાટકા કે ખુમચા-માંથી, બોએ ચઢાવી દબુસા મારવામા હુ માનુ છુ સાસુજીએ મોકલેલા ઓરડો ભરાઇ જાય તેવા પલગ અને દસ નવગણી, હુચ-કવાને જોઇયે તથા સો વર્ષે એકવાર સાફ કરવાનો વારો આવે તેવી તોરાઇઓમા હુ માનતો નથી, એકલો ઉચકી શકુ એવા પલગ અને વિટાલીને બગલમા મારૂ એવી તોરાઇ કે જે સેહલાઇથી રોજ સાફ

થઇ શકે, જેપર કોઇ લાયક જોડીદાર ન હોય તો એકલોજ ધરૂર ધરૂર ઉંધ કાઢવામાં માનુ છુ ઉપયોગી જાનવરોમા હુ માનુ છુ, સફેદ હાથીઓમા હુ માનતો નથી

ધામધુમના લગન અને સાસુજીના નસકોરા, સાસરીઆની શેખી અને 'બાયડીને વગ ભાવતો નથી' ના ગીતમા હુ માનતો નથી વગર ધામધુમના લગન, પરણેની સુખી જીદગી અને સગા સ્નેહીની ખરી હેત પ્રિતમા હુ માનુ છુ

આનરેબલ મી૦ ઢમઢોલ, મીસ માહે પોલ–મોટા નાનાવટીની ખુબસુરત દીકરી–ને 'હાઇમીનીયલ ઑલ્તર' પર લઇ જવાના નગારા કરનાઇમા હુ માનતો નથી, આખી દુનિયાને 'ચેલજ' કર્યા વિના ચુપચુપ એકાદ ગામડેની ગોરીને લગ્નને બિછાને લઇ જવામા હુ માનુ છુ

મારા ગાય ઢોરને પુરતો વાસચારો ખવડાવવામા અને તેમની બરદાસ્ત કરવામા હુ માનું છુ, પણ જો તેઓ ખાધેલ મસ્તાન બની, મારાં ખેતરનુ નખોદ વાળે તો તબેલાનુ બારણુ ઉઘાડુ મુકી, જગલમા તેમને છોડી મૂકવામા માનુ છુ

મારી બાયડી સાથ વફાદારી અને હેતપ્રિતથી રહેવામા હુ માનુ છુ, પણ જો તેણી બેનફા, તકરારખોરી અને કચાટ હોય તો કુવામા પડવામા માનતો નથી, ઓરડાનુ બારણુ ઉઘાડુ મુકી સૃષ્ટિમા તેણીને છોડી મૂકવામા માનુ છુ કુરતની અને પરદાઓથી ઢાકી નાખેલા, ખીચ ખીચ ભરી મૂકેલા, ગરમ બની ગયલા ઓરડા અને ચીનાઇ કારીગરીનાં પખાઓમાં હુ માનતો નથી, થોડાક અગત્યના સાદા રાચ-રચીલા અને ખુલ્લી હવા છુટથી ફરી શકે એવા ઓરડામા હુ માનુ છુ

લાકડાના દેવોને મારો આખો ઓરડો આપી દઇ પોતે સસરવાના સાસા જેવી હાલતમા સમડવામાં હુ માંનતો નથી

પેહલા પોતા માટે પૂરતી જગ્યા રાખવામા હુ માનું છુ, પછી બાકીની કોઇને લેવા દેવામા માનુ છુ

ચસી વસી ગયલી 'મારી લેડીઓ અને જુવાનીમાં ધરડા થયલા 'મારા લોર્ડો' મા હુ માંનતો નથી, પહેલવાંની બાજુની પાણીના મોટા હાડા ઉચકી લાવનારી 'મારી લેડી' ઓમાં અને મુસલમાંનના હુલ્લડમાં ડાંગ લઇ દોડી આવનાર 'મારા લોર્ડો'માં માનું છુ.

એક આખી દુનિઆનુ જોર સરોચશમ ઉપર જીદગીભર ઉઠાવવાને હુ તૈયાર છુ, પણ મારી એક પળની નબળાઇ ઉઠાવવાને એક આખી દુનિયા તૈયાર કે શકિતવાન નથી ! આપણી શકિત તરફ કે નબળાઇ તરફ અજબ થવાનુ કાઇજ નથી. શુ આપણી શકિતનુ મૂળ સર્વ શકિતવાન નથી ? તેજ કારણથી આપણી નબળાઇ તરફ પણ કાઇ અજબ થવાનુ નથી જેમ શારિરીક વિકારો એક વડે બીજામા ફેલાય છે, તેમ મનના વિકારો ફેલાઇ એક બીજાને ભોગ બનાવે છે

માણુસ ? તારે માટે કિના ને કપટની જગ્યાજ કયા છે ? સઘળા માણુસોને એક અવાજે બોલવા દો,

તને મા શવદ નીઙ રૂઝી ચુનાન
કે બર વએ બેસુઝદ દેલે દુશ્મનાન

અથ–અમારૂ શરિર તણુ એક ગેજ એવુ થશે કે તેપર દુશ્મનોબી ઝારઝાર રડશે



## લુચ્છાઓ વિશે

Villain ! let me see the villain in his eyes so that when I meet another such I may avoid him

( SHAKESPEARE )

લુચ્છો ! મને તેની આખોમા જોવા દો કે એવો બીજો મને મળે ત્યારે હુ તેનાથી દુર રહેવુ (શેકસપીઅર )

લુચ્છાઓ બે પ્રકારના છે જેઓ પકડાઇ ગયા હોય, અને જેઓ પકડાયા ન હોય તે, અથવા વધારે ખુલ્લી રીતે બોલ્યે તો આમ લુચ્છો અને ખાસ લુચ્છો

આમ વર્ગમા તમારા સઘળા લુટારાઓ, ચોરો, પીંડારાઓ, ઘરફાડુઓ વગેરે સાધારણ (vulgar) લુચ્છાઓ આવે છે પણ તમારો ખાસ લુચ્છો, પેટને માટે, હાજતને માટે કે એવી બીજી કોઇ આમ વર્ગની લુચ્છાઇની ઉપરવારો પોતાને સમજે છે

લુચ્છાઇનો ડહામ તેના કપાળ ઉપર મુકાઇ ચુકયો ન હોય તો પણ તેના હૃદયપર તેની છાપ હોય છે તે કોઇના ઘરમા ખાતર ન

પાડે પણ કોઇના દિલમા પાડે છે તેને આપણે ખાસ વર્ગમા મૂકયે છીએ તે એટલા માટે નહી કે તે અસાધારણ છે કે ઘણાજ ચચળ ચોરો માફક બુદ્ધિનુ બળ બતાવી શકે છે, કે જેમ કેટલાકો ચોકી પહેરા વચ્ચેથી સરકારની પોતાની તીજોરી ઉઠાવી જઇ કે વિદ્યાની છેલ્લામા છેલ્લી શોધોથી દરેક માહિતગારી મતાવી ઘરો કે તીજોરીઓ ફાડવામા વિદ્યાના બળનો ઉપયોગ કરી પોતાની ચઢતી બુદ્ધિ બતાવે છે, કે જે માત્ર સત્યની રોશનીનો લાભ લઇ આડુ કામ કરવા બરાબર છે, તો પણ તે ખુદાઇ હુશીઆરી અને આકાશી રોશની છે કે જેનો તેઓ આડો ઉપયોગ કરે છે પણ તમારો ખાસ લુચ્ચો તો જ્યા ત્યા સાધારણપણે દેખાઇ શકે છે, અને તે ઘણીવાર ધોબીના બલદયા જેટલોજ ચચળ હોય છે, આ જાતનો લુચ્છો મોટે ભાગે નફટાઇનો બનેલો હોય છે તે આ પળે નકટા જોગીની જમાતનો પોતાને કોઇની આગળ ખુલ્લે ખુલ્લો દેખાડી આપે અને તુરતજ કોઇ નવા આવનાર તરફ ફરીને ખુશામદી "આવોજી આવોજી" કરી ગ્રહસ્થાઇનો નમુનો બની જાય "જરા ચીરૂત લેશો" કરી "તમ્મલર"મા લેમનેડ નાંખે અને સુવાલો ચેહરો કરી નરમ અવાજે ખુરા વાત કરતો જોવામાં આવે ત્યારે જેણે તેને હમણાજ વિકાળ ચેહરાવાળો અને નાક વગરનો જોયલો તેને મોટા મહાબ્લેશ્વરી પપેટા જેવડાં નાકવાલો અને હસ્તા ચેહરાનો 'સુધરેલા' દેશનો શહેરી બનેલો જોતાજ તેને કઇક આખા અગમા ઝઝની ભરાતી હોય તેમ લાગે છે. તેના પરોણાની ઘડીમા અદેખાઇ લાગે છે, ને ઘડીમા દયા આવે છે કયો આફ્રીકાનો 'જગલી' સીદ્દી કે અમેરીકાનો રાતો ઇન્ડીઅન એમ કરી શકે? આવા લુચ્છાઓ, કોઈવાર ત્રીજો આસામી આગળ હોય ત્યારે પોતાની નફટાઇને કઇક દાબેલી રાખે છે વળી પોતાની કોમનો કે દેશનો માણસ, આગળ હોય તો જરાક શરમાઇને નફટાઇ ખુલ્લી બતાવશે નહી પણ માત્ર પરકોમના સાથજ કામ હોય તો મુન્જાકો નહી આવા લુચ્છાઓને હુ કે હુ લુચ્ચા કહીશુ, પણ તમારો હુ લુચ્ચો તો આખી દુનિઆ કાય નહી આગળ હોય તોએ જરાકપણુ શરમાવાનો નહી અરે, તેની છાતીમા એક બારી હોય કે જેમાથી તેના હૃદયમા ચાલતી ક્રિયા જોવાય! નિશાળના ઓરડામા, બજાર કે ચૌટામાં, વેપારીની વખારમા કે રાજાની કચેરીમા કોઇ પણ ઠેકાણે તે હોય છે, અને તે

એકનો એકજ અને તેજ લુચ્છો છે કે જે ગમે એવા ભપકાવાળા નામો અને એલકાબો કે ઓદ્ધાઓ ધરાવે, તો પણ જાણકારો તેને પિછાણી લએ છે, તેના સઘળા ભપકા ભરેલા નામો અને ખેતાબો, ઘટનો નાદ કાનને ભરી નાખે તેવો માત્ર ખાલી નાદ લાગે છે, અને તેની ઉચી જગ્યા કે પદવી દેવળને માથેના ગુબજ જેવી છે કે જે ગમે એટલો ઉચો મુકાવા છતા માત્ર પત્થરજ છે તે ઘણીવાર પકડાઇ ન શકે ત્યારેજ અને જેમનાથી પકડો ન શકાય તેમનેજ દેખાવાની સભાળ રાખે છે 'કાયદો' તેને બાધી શકતો નથી, તો પણ કાયદાને તે કોઇ વાર બાધે છે આથી પણ તેને 'ખાસ' વર્ગમા મૂકયો છે, કારણ કે લુટારાઓ, ચોરો, ઠગો સઘળાને એક ચચળ પોલિસ અને તોપ, બદુક તથા તલવારથી દૂર રાખી શકાય છે, ત્યારે આ લુચ્છો જયા ત્યાં અને સઘળે ખુલ્લો ફરી શકે છે અને દુનિયામા ત્રાસ વરસાવે છે કે જેમ ઉદગે અને કસારીઓ, બાનુઓના મડળમાં કોઇ વાર દોડી જઇ ત્રાસ વરસાવે છે વળી લુટારાઓ, ચોરો, ફાસીગરો વગેરે ઘણાઓ અકસમાત, સજોગ, હાજત કે કમનસીબીથી બનેલા હોય છે અને તેમનું દાસ્તાન કોઇવાર દયાજનક હોય છે પણ આ 'ખાસ' લુચ્છો તો સેતાનનો પોતાનો ટુકડો હોય તેમ લાગે છે, અને તેની સઘળી ખાહેશ કે નીચ જુસ્સો માત્ર કોઇને નુકસાન કરવા કે ખરાબ કરવા તરફ હોય છે અથવા કોઇ હલકો સ્વાર્થ સાધવા માટે હોય છે વધારે આગળ વધેલી રાજનીતિ કે સસાર નીતિ સાથે, સુધરેલા કાએદા કાનુનો અને વધતા જ્ઞાન સાથે, વધારે સપૂર્ણ વ્યવસ્થાથી લૂટારાઓ, ચોરો, બધીખાના, ખૂનીઓ, જલ્લાદો, કસાઇઓ (અફ-સોસ ! જયારે ખુદા અને સેતાન પોતે જે કાઇ બનાવે છે તેને ચાહે છે, ત્યારે માણુસ જેને બનાવે છે તેને ધિક્કારી પણ શકે છે ! ) આપણા વચ્ચે હશે નહીજ ત્યારે પણ આ લુચ્ચો ગુમ થનાર નથી, જયારે કયામતનુ પડઘમ વાગશે અને ગગન કાગજના ટુકડા પેરે ગુમ થશે, જયારે કુદરતના કાએદાએ આસપાસ ચાલુ કરી મુકેલી જાળો સપૂર્ણ થઇ ચુકશે અને તેને છીકડી મૂકશે ત્યારે ઉજાગારમાં તેને સેવટનો હોમાવી દેવામા આવશે

આ લુચ્છાઓનુ પ્રકરણ પૂરૂ કરવા અગાઉ તેમનુ એક પ્રદર્શન (exhibition ) વાચનારના જ્ઞાન અને ગમત માટે બરવખતનું થઇ પડશે.

જુઓ ! આ પીંજરાઓમા તેમને ‘ નબર ’ લગાડી ગોઠવી મૂકયા છે જાનવરોના પ્રદર્શનમા લોકો લાકડી કે છત્રીનો દાડો સળીઆ વચ્ચેથી પસાર કરી તેમને ચીડવે છે, તેમ આ લુચ્ચાઓને કોઇવાર લાકડી દેખાડીને કાંઇક ગમત કરી શકાશે

જુઓ ! પેલો હોઠ બીડીને મારે ડોળે કેવો ટીકે છે ! કયારે હુ સપાટામા આવુ કે ગળામાથી પકડીને સળીઆ વચ્ચેથી મને પીંજરા તરફ ખેચી લીએ એમ તેના વિચારમા છે, અરે વખતસર હડી જઇ પેલા બીજાને મારીપર શુકવામા નિશફળ કર્યો છે

આ મોટા કદનો છોકરો કોણ છે ?

એ એક વેળાનો નિશાળીઓ હતો

મહેતાજીની ગેરહાજરીમા આખી નિશાળમા એનો ત્રાસ રહેતો કાંઇક ચચળ છોકરાઓ રડીતતરીને એની મોકાનમા નિશાળ છોડી એમી, શીખ્યા વગર રહી ગયા એને છોકરાઓએ ‘ વરીઆ વાદર’નુ નામ આપ્યુ હતુ, અને તેના મોટા બેબુન જેવા કદ અને દેખાવપરથી બરાબર બધબેસતુ હતું, આખરે કેળવાઇને કદ પણ વાદર જેટલોજ થયો, નહી, વાદર જરા ચઢે એની આસપાસ ત્રણ ચાર એનાથી ઉતરતા પાણીના હીરા દેખાય છે તેઓ એના દરબારીઓ કોઇ બાપડા નાજુક કે નબળાપોચા છોકરાપર એમના આગેવાનની ઇતરાજી દેખાઇ કે તે પર તૂટી પડી તેનો ખન પોપડો કાઢી નાખે આ કરચની વળી ગયની ઢગલો પુજજ થઇ પડેલી ડાકણ સરખી સ્ત્રી, એના ગામની ડાકણ હતી કોઈ રીતે ગામમા વાત ચાલી રહેલી કે તે ડાકણ હતી તેને હરેક યુકિતથી એ મજબૂત કરતી કે ગામમા પોતાનો ડકો ચાલે અને પૈ પેસો કોઇ પાસ ઓકાવવા કામ લાગે ગામમા સઘળા તેનાથી બ્હીતા અને જાુઠુ સાચ્ચુ માન દેખાડતા કુવર ડોસા તેને જોતા હલુસે મેસ ભરે, “ પેટબળી, તારૂ સત્યાનાશ થઇ જાય ! કયાથી કાળે મહોડેની નજર પડી ” ! અને મોટેથી ‘ આવો કાશીબાઇ, કયાથી આયા ઘણે દહાડે ? ” કરી આવકાર આપે, અને છોકરાઓને કાનમા ફુક મારે “ એ રાડને છેડતા ના હો, પેટમા ભરાઇ જશે ”

હવે આ જુઓ, એકવાર અગીઆર દીકરીની મા હતી એક ખોટી બદામ પણ રીતમા આપ્યા વિના સઘળીના માથા ધોઇ નાખ્યા કોહલુ મકકરમા અને ફદફરેબમા ચતુર કહેવાય છે, તો પણ ભલા

ભલા નર કોહલાઓને એણે છટકામા સપડાવી દીધેલા ! આ કોણ છે ? શેઠાણીના શેઠાણી એમનુ નામ મીઠીબાઇ એમના વર કોઇ બ્હેન્ની હાડામાસ્તર હતા, પણ નગરશેઠના ઘરમા પેઢા પડેલાં ગામમા નગરશેઠનુ રાજ અને નગરશેઠના ઘરમા એમનુ રાજ અક્લાતુન એમનો ચેલો હતો દવાદારૂની સલાહ આપવામા, ભૂત ભમાડાની વાતમા, ફિતુર મૂકવામા, ભણુણ' ગણુણાની કે ચાહો તે વાતમા એવણની સલાહ વગર ચાલતુ નહી નગરશેઠાણી તેમની મસલત વિના ડગલુ મૂકે નહી, અને નગરશેઠ નગરશેઠાણીને પૂછ્યા વિના આગળ ચાલે નહી, એટલે આખી દુનિયા 'જો હુકમ' કરી મીઠીબાઇ આગળ વાંકી વળે ભલા ભલાના તરાપા એવણે ડુબાડેલા અને ચાહે તેને તેરવેલા

તમે પુછો છો, આ સુવાલા ચહેરાના ગ્રહસ્થ સરખા દેખાવના શખ્સને કછ ભૂલથી અહી મુકયો છે કે શુ ? નહી ઘણા ભોળા સ્રી પુરૂષો એનાથી ઠગાતા પણ કોઇ કોઇ ચપળ બાળક પોતાની તિક્ષણ કુદરતી પ્રેરણાથી જોઇ મનમા બોલતુ, "આ તો કોઇ બડા લુચ્ચો દેખાય છે"

આ લાબા ઝભાવાળો, ધર્મગુરૂના પોશાકમા કોણ છે ? માણુસ જાતનો અને ખુદાની તમામ ભલી પેદાયશનો સર્વથી મોટો શત્રુ ( arch-enemy ) "ગજસ્તે ગનામીનો દુરવદ" (શેતાન પોતે) જેણે પોતાની મકસદો વધારે આસાનીથી પાર પાડવા આ વેશ લીધો છે

આ કોણ ? ગયા જમાનાનો "ચુનદો રાજદ્વારી અને એકકો નર" આ ભપકાદાર ખેતાબ તેના કેટલાંક પૂછડયા ન્યુસપેપરોએ આપેલો અને બીજા કેટલાક નકલીઓને લખવાની 'ફેશન' બેસાડેની એક 'ગેડીઆ'ની મહેરબાનીથી તેનુ પૂછડુ બની કોઇક શહેરી ખાતામાં પગપેસારો કર્યો, પછી જેમ 'એનજીને' એકવાર ધકકો મારી આપવા પછી ગાડા પોતાની મેળે ગબડયા કરે છે, તેમ તેવણ બીજા ખાતા અને ઓધાઓપર ગબડતા રહયા અને યુનીવર્સીટીનો ફેલો' કોર્પોરેશનના સભાસદ, પ્રિવી કાઉન્સિલર, અને 'ચુનદો રાજદ્વારી અને એકકો નર' થઇ પડયા

"To hell allegiance! vows to the blackest devil!
Conscience and grace to the profoundest pit!
I dare damnation To this point I stand
That both the worlds I give to negligence."

"દોસ્તીના પવિત્ર હકો તમને દોજખને સોપુ છુ! મોગદેર અને પવિત્ર બાધા સર્વથી કાળા અને કદરૂપા ઇબલીસ કને જાઓ અતકરણ અને ઉમદાપણુ? સર્વથી ઉડા ખાડામા જગ્યા લો. દોજખમા જવાને હુ કમ્મર બાધી બેઠો છુ અને દુનિયા બેદરકારીને સોપુ છુ" માત્ર તેમને 'ચુનદો રાજદ્વારી અને એકકો નર' કહેવામાં આવતા તેવણ મુછમા હશે અને તેમના મિત્રો અને તેમને પૈસે પોખાતી ઘણીક કુછ દી સ્ત્રીઓ તેમને ખુશ રાખવા વધારે તત્પર બને, પછી તેમને બીજુ શુ જોઇએ? દોસ્તો અને દુશ્મનો પણ તેમના એક મોટા ગુણ માટે એકમત હતા, તે મીઠી મીઠી વાત કરવાની તેમની કુશળતા હતી પેલી દુનિયાના, ઇનસાફ કરનાર ફરેસ્તાએ તેમનુ વજન બરાબર કરી ખરેખરા લાયક ચુનદા રાજદ્વારી એકકા નરોથી જુદા પડી આજ આપણી નજર આગળ થયા છે

આ ગ્રહસ્થ કોણ છે? એ એકવારનો પોતાના શહેરનો સર્વથી આબરૂદાર શહેરી હતો, ઘણી દુકાનો ધરાવતો, દરેક સખાવતની ટીપમા નાણુ ભરતો, દેવળમા નિયમીત જતો. એક દહાડે આકાશપરથી વીજળી પડી ફાટે તેવા દીગમુઢ બનાવનારા ધડાકા સાથ સઘળુ શહેર ધડકી ગયુ ઘણીક લૂટોનો પત્તો મળતો ન હતો તે આખરે પોલીસે મેળવ્યો. આ આબરૂદાર ધમી ગ્રહસ્થ રાતે વેશ બદલી ખોટુ મોઢુ, બાલ વગેરેની મદદથી પોતાના ગોઠીઆઓ સાથ લુટ ચલાવતો અને પકડાઇ ન શકે માટે દિવસે આબરૂદાર વેપારી તરીકે દુકાનો ચલાવતો લબાણુ ન કરતા ટુકમા કહીશુ કે અહીંવીશાફ કે કવિ દાન્તેના દોજખના ધગધગતા અગારને કે ફાડીખાનારા જાનવરોને આ સઘળા લુચ્ચાઓ સોપવા કરતા આવુ પ્રદર્શન શિક્ષારૂપ થવા સાથ ભવિષ્યની ઓલાદને જ્ઞાન અને ગમત આપે



# ભિખ માંગવા વિષે.

પુરસેશે હાલે દેતે સુખતે કુન બેહરે ખુદા
નીસ્ત અઝ શાહ અજબ ગર બેનવાઝદ દરવીશ

( હાફેઝ )

ખુદાને ખાતર દુખીની ખબર લે, ઉદાર દિલ એક બાદશાહને છાજતુ છે તે ભિખારીને નવાજે તો કાઇ અજબ થવા જેવુ નથી

પેરીસ શહેરમા લગડા લુના, આધળા કે મુગા-બહેરા હોવાનો દેખાવ કરી ભિખ માગવાનુ લઇ બેસનારાઓના ફાએદા માટે દુકાનો હોય છે, કે જયા લાકડાના પગો, કાખ લાકડીઓ, ગળામા ઓળગવાના લખેલા પાટયા, નાના બાળકો વગેરે ભાડે મળે છે ઇટલીના કોઇક શહેરોમા ભીખ કેમ માગવી તે શીખવવાની નિશાળો છે વળી કોઇ કોઇ વાર વર્તમાનપત્રોમા કે ચોપાનિઆઓમા એકાદ દાખલો એવો પણ નોધાય છે કે કોઇ તવગર બખીલ વર્ષો સુધી ભિખ માગવાનોજ ધધો કરી પોતાના પૈસા વધારે છે, અને કોહેનુ સડેનુ રસ્તે મળે તે પણ ખાવામા લઇ પોતાના પૈસા બચાવે છે, અને આખરે હજારો રૂપીઆ તે મુકી જાય છે કે જે વાપરનાર કોઇ તેનુ સગુ વહાલુ પણ હોય કે નહી હોય

એક પ્રખ્યાત લખનાર કહે છે કે ડોળઘાલુ દેખાતા ભિક્ષુકો જોકે ઘણીવાર પોતાને સાત છોકરા હોવાનુ વગેરે બીજુ ઘણુ જુઠુ કહે તોપણ તેમની હાજતો ઘણીવાર ખરી હોય છે, જોકે દયા ઉસ્કેરવાને તેઓ અનેક ઢોંગ કરે છે વળી એક બીજો વિદ્વાન ધર્મગુરૂ કેહે છે કે કોઇ ખરો હાજતમદ દુખી માણસ મદદ વગર જાય તેના કરતા કોઇવાર આપણે ઠગાઇએ તો ફિકર નહીં ગમે તે હોય, પણ ખોટા ભિખારીઓને બાદ કરતા ખરા હાજતમદ અને અશકત ભિખારીઓ સઘળે ઠેકાણે પુષ્કળ દેખાય છે, કે જેમને લુટનારા કે દુખીઓ અને અશકતોપર ખરાબમા ખરાબ જુલમ ગુજારનાર લેખે આ ખોટા ભિખારીઓની દરેક ખબર, મજબુતાઇથી લેવાવી જોઇએ એટલુજ નહી પણ દરેક 'સુધરેલા'માં ખપતા દેશમા ભિખારીપણુ માણસ જાતના દરજ્જાને હીણુ લગાડનાર ગણાઇ, દુર થવુ ઘટે છે જેને વીશે એવા દેશોએ દરેક ઘટતી ગોઠવણ કરવી જોઇએ છે, કે

જેથી એક ખરો પ્રમાણિક માણસ જેણે પોતાના સારા વખતમા પ્રમાણિક ઉદયોગ કર્યો હોય, તેને અશક્તપણાના વખતમા આબરૂપૂર્વક આશ્રો મળે આવી ગોઠવણોથી આ કમનસીબ વર્ગનેજ માત્ર ફાએદો નથી, પણ દરેક માણસ-તવંગર કે ગરીબ-સર્વને સરખો ફાએદો છે, કારણ કે આ ચાલુ ફેરફારની દુનિઆમાં સર્વનુ મન શાંત રાખી ઘણી ભવિષ્યની અધરીત ધારતી અને કરાકસરતના અટકાવ અને ફ્લાજનો ખરો તોડ તેમા સમાયલો છે પણ આ ફ્રજમા પછાત પડવાથી એક અકુદરતી ચિંતાનો કોરડો દરેકને માથે લટકતો રહે છે, જે તેની સજા સમાન છે આ એક દયાનુ કે સામાન્ય લાભનુજ કામ નથી પણ ઇનાસાફનુ કામ છે, કેમકે આપણે હમેશ જાણી શકયે નહીં કે એક ઝાડુનો પૂરેપૂરો ઉપયોગ કર્યા પછી જયરે તે ઘસાઇને ઠુઠુ થઇ જાય ત્યારે ફેકી દેતા હોઇએ, તેમ કયારે કોઇ મનુષ્ય ઝાડુને ફેકી દેતા હોઇએ "ગરીબો દાદ વિના રડે છે" આ વિષયમા ડાકતર ગોલ્ડસ્મીથે એક સિપાહ પોતાના દેશની સેવા બજાવતા આખરે ભિખારી કેમ બને છે, તેનુ અસરકારક વર્ણન કર્યુ છે શેકસપીઅર એક ઠેકાણે હલકી અનીતિમા ફસેલા એક શખ્સને કહે છે, 'ગમે તો ગામનો કચરો કાઢ, ગમે તો ખબોચ્યાઓ કે ગતરો સાફ કર, પણ આ નીચ નામ છોડી દે અગર જો એક વાંદરો પણ બોલી અને સમજી શકે તો એવુ અનીતિનુ કામ પોતા માટે બહુ હલકુ ગણે" ત્યારે તે શખ્સ જવાબ દે છે "શુ ત્યારે હુ લડાઇમા જાઉ ? અને પછી સેવટે લાકડાનો પગ ખરીદવાને મારી કને પુગતા પૈસા ન હોય તો ?" એક અમેરીકન લેખક કહે છે, "તમો અમારા દેશને "નવી દુનીઆ" કહો છો, (કારણકે તે માત્ર ૪૦૦ વર્ષ અગાઉ શોધો કાઢવામા આવ્યો હતો) અને તમારા દેશોને (એટલે, યુરોપ, એશીઆ, આફ્રીકા, વગેરેને) જુની દુનીઆ તરીકે ઓળખો છો, પણ કોઇ પૃથ્વિથી અજાણ્યો આકાશવાસી હેઠળ આવે તો અમારા દેશને જુની દુનિઆ અને તમારા દેશોને નવી દુનિઆ સમજે" ખરેખર, જ્યારે તે આકાશવાસી આત્મા ઘણાકોને ઘરબાર વગરના, ચીંઠડેહાલ કે અર્ધ નાગા ભિખ માગતાજ જોય ત્યારે તેને એમજ લાગે કે આજકાલમાજ પરમેશ્વરે આ દુનિઆ પેદા કીધી હશે, અને હજી તે તુરતની નવીજ છે

સહવારના પ્રહરમા સૂર્ય ઉગવાની અગાઉ આ કમનસીબ મનુષ્યોના પોકાર અને કકલાટ સભળાય છે કોઈવાર રાત્રે હુ ઉઘમાંથી એકાએક જાગૃત થઈ એવા કોઇ ભીક્ષુકનો દયા માટે કાકલુદી કરનારો અવાજ સાભળી સહવાર પડી ગઇ એમ સમજી ઘડીઆળ તરફ દોડુ છુ તો હજી રાત્રીના અગીઆર વાગ્યા છે ! મુબઇ શહેરની ગડબડ અને ધમચકીથી દૂર ગામડાની શાત જીદગી ગુજારનાર ભાગ્યશાળી ગામડયાઓને ખબર નહીં હશે કે સહવારના પાચથી રાતના અગ્યાર અથવા બાર વાગતા સુધી મુબઇમા ભીક્ષુકોનુ ગુમરાણુ દર કલાકે સભળાય છે પણ નહીં—આખા મુબઇમા નહીં, કેમકે મલબાર હીલ કે વીકટોરીયા ગાર્ડનસ કે બૅન્ડસ્ટૅન્ડ જેવી જગ્યા સિવાય કોઇપણ ઠેકાણે તેઓ ભિખ માગવાને મુખ્તયાર છે સોનાપોરીઆઓ કે કુકકર બજારીઆઓને આ કમનસીબો પોતાના પાળણુહાર લેખે શોધતા લાગે છે

સહવારના પ્રહરમા મોત સમાન ઉઘમાથી ઉઠતા, નવી જીદગી મળેલી સમજી ઉપકારી હૈડા સાથે કિરતાર સનમુખ સર ઝુકાવી ઉભા રહો, કે તમારા અતકરણને સવાલ કરનારો આ ભીક્ષુકનો અવાજ કાને પડી પડયા કરશે કે " આ ઉપકૃત લાગણીમા કાઇ એટલપેટાઇ તો ન હોય " ? કવિઓ અને લેખકો જેકે આત્મિક ખોરાક પામવા માટે કે શારિરીક ખોરાક (જાત જાતના મિષ્ટાંનો નહી, પણ માત્ર દાળ રોટલી) ખાવા અગાઉ શુક્ર ગુજારી કરતા પણ પૂઠે લાગેલા ભૂત કે કરજ માગનારાની પેઠે આ અવાજ આવી પહોચેનોજ છે આવા સજોગો વચ્ચે દયાને માટે કાકલુદી રોજ રોજ અને કલાકે કલાક ચાલુ સાભળતા ટેવ પડી જવાથી દયાળુ દિલ પણ બેપરવા કે સખ્ત બની જાય એ બનવા જોગ છે

એક દહાડે એક ફકીર મારી પૂઠે લાગ્યો અને કહેવા લાગ્યો કે " તારી પેશાની પરથી તુ કોઇ અમીરજાદો દેખાય છે હાતમ સરખુ તારૂ દિલ છે. ખુદાની તારી પર જાહુ મેહરબાની છે ઓ ખુદાના પ્યારા ! ગરીબ ફકીરને એક પૈ-પૈસાની ખેરાત કર, ખુદા તારી બધી મુરાદ પુરી કરશે " મે કહ્યુ, ઓ કમબખ્ત ફકીર, આ તુ શુ મારી ચાપલુસી કરે છે ! કે દરિદ્રતાથી તારૂ

મગજ ચળી ગયુ છે ? હુ તો એક ગરીબ માણસ છુ રોજના ગુજરાન સારૂ વિચારમા રહુ છુ, હુ કોઇ અમીરજાદો નથી, કે શાહજાદો પણ નથી આ જમાનામા જયારે પૈસાવાળાઓ વધારે પૈસાવાળા થવાને અને ગરીબોને વધારે ગરીબ કરવાને એક બીજા સાથે જોડાઇ જાય છે, સસરા જમાઇઓ, કોઇ દોસ્ત તો કોઇ પદ્ધતી પોતા વચ્ચે સામાન્ય કરી, વધારે ભગવાન બનવા ઇચ્છે છે, અમેરીકાની લક્ષાપતિ કે કરોડપતિ બાનુ ઇગ્લેડ કે જર્મની અથવા ઇટલીના પૈસે ટકે ગરીબ બનેલા અમીરજાદા સાથે લગ્નની ગાંઠથી જોડાઇ ખેતાબ તથા પૈસાના ભેગા બળ વડે જીદગીની લડાઇ ચાલુ કરે છે ત્યારે આ ' જોઇન્ટ સ્ટોક કંપની ' જમાનામા તારી ભિખ માંગવાની રીત મને વિચિત્ર લાગે છે વધારે અસરકારક અને ખરી રીત તો આ છે 'હે ભાઇ, જો કદી પણ ગરીબાઇ શુ છે તે તે જાણ્યુ હોય, એક વાર પણ તને ભોજન વિના ચલાવવુ પડયુ હોય, કે ભિખ માગવા જવાની ધારતીનુ કોઇપણ કારણ જોયુ હોય તો એક પૈ પૈસો મને તો આપ ! કદાચ મારા કરતા તુ ઓછો દરિદ્ર હોઇશ, ખુદા તારૂ ભલુ કરશે " મે તેને એક પૈ આપી જે નમન કરી સ્વિકારી (ખુદા જાણે તે મુછમા કેટલો હસ્યો હશે) તે ચાલતો થયો



# મારાં પાપોનો એકરાર.

---

બહે અઝ મન કસ અન્દર જેહાન અએબે મન
નદાનદ બજોઝ આલેમઉલગએબે મન ( સાદી
બાતેનને જાણુનાર ખુદા સિવાય દુનિયામા કોઇ પણ બીજો, મારી
એબ કે ખામી મારા કરતા વધારે સારી રીતે જાણતો નથી ( સાદી.)

હુ તેઓમાનો એક નથી કે જેઓ કહે છે, " પાપો અમારાં સગાવહાલા નથી, પાપો અમારા મિત્રો નથી, પાપો અમારા ઓળખીતા પણ નથી, અને પછી કોઇ ન જોય તેમ ચાપીને તેમને કોટી કરે છે હું તેઓમાનો એક છુ કે જેઓ પોતાને મહા પાપી કહે છે, બલકે હુ તેથી પણ વધારે આગળ ( કે પાછળ ? ) ચાલીને બાવા આદમના વખતનો જુનો પાપી પોતાને લેખુ છુ

દુનિયાના લોકો, તમો કે જેઓ મારાં દોષશ્રવણગુરૂ બન્યા છો, જેઓ આગળ જાહેર રીતે હું મારા પાપો ખુલ્લા કરૂં છું, તમો દોષશ્રવણગુરૂ તરીકે કોઇને પણ તે જાહેર ન કરવાને પવિત્ર ફરજથી બંધાયલા છો એટલું કહી, હવે હું મહાપાતકો, કંપારી છુટાવનાર કર્મો અને ધર્તિ ધ્રુજાવનાર અપરાધોની એક ટીપ તમારી આગળ રજુ કરૂં છું અરે જુઓ! મારા શત્રુઓની આંખો કેવી આતુરતાથી ચળકે છે એક મોટી મોજ માટે તેઓ તલપી રહ્યા છે, પેના નકીઓરોએ પોતાના કાનો ઉભા કર્યા છે, પણ તેમને કાંઇક થોભવું પડશે કયામત હજી આવી પુગી નથી, અને દુનિયાના પાપોની તપાસનો વખત આવ્યો નથી તેટલા માટે મારા પાપો જાહેર કરવાનો વખત પણ આવ્યો નથી, કારણ કે અમો એકબીજા શાથે જોડાએલાજ છીએ. આ અમારો સંબંધ હજારો વર્ષોનો જુનો છે—છેક બાવા આદમના વખતનો—અને સેહલાઇથી અમો એકબીજાને છુટા પાડી શકતા નથી, અમારા પાપો એટલા એકબીજામાં વિટળાઇ ગયા છે

સૂધારામાં અને બિગાડામાં, સવાબમાં અને પાપમાં—દરેક માણુસ પોતાની જોડે જોડ જીવતી દુનિયા સાથે જોડાયલો છે એટલુંજ નહી, પણ પોતાની આગળ જીવી ગયલી અગણિત મોટી દુનિયાઓ સાથ જોડાયલો છે કરોડો કરોડ માણુસોથી બનેલી સાંકળ નીચે લટકતી એક કળી તરીકે પોતાને જોતા, હું મારૂં અભિમાન (egotism) ભૂલું છું, અને સારા કે નરસામાં, લાભ કે ગેરલાભોમાં, થઇ ગયલી અને હવે પછી આવનારી દુનિયાથી પોતાને છૂટો પાડી ન શકાય તેમ જોઉં છું ત્યારે દરેક માણુસે દુનિયાની બહેતરી માટે અને દુનિયાએ દરેક માણુસની બેહતરી માટે જીવવામાં, એટલે પરમાર્થમાં ખરો સ્વાર્થ જોવામાં, આ વિચારો મદદ આપે છે જો આવા વિચારપરજ દુનિયા એટલે આપણે સઘળા—ચાલતા હોત તો પાપની નિશાન પણ આજ રહી ન હોત પણ જેમ શરિરના દર્દોનું ઘણુંક ઉટવૈદું થયું છે અને ઇલાજો બદલાતા રહે છે, તેમ આત્માના દર્દોનું પણ ઉટવૈદું બહુ થયું છે, અને દર્દ કરતા ઇલાજ માઠા થયા છે જેથી આપણી દુનિયા તેના પવીત્ર મિનારાઓ અને દેવળો, તેની અદાલતો અને બંધીખાના, તેની દીવાનાશાળા અને પાઠશાળા સાથે એક જાદુકની પાપશાળા બની છે તેનાં ફેલ અને મકકર, મતલબ અને લુચ્ચાઇને લીધે

તેને દસ હજાર વર્ષનું ઘરડું કોહલું કહીએ તો ચાલે આપણે એક બીજાને નીતિ શીખવવાને વિચીત્ર રીતે કોશેશો કરતા રહીયે છીએ અને સાચું શીખવવાને ઘણીવાર જુઠાની મદદ લેવાની જરૂર જોઇ હોય છે, જેમ નીચલી વાત દાખલો આપે છે કહે છે કે કોલમ્બસે શોધી કાઢેના અમેરીકાના 'જગલી' રહીશોએ પોતાના ચોકકસ હકો સ્પેનીઅર્દ લોકોથી લુંગાતા જોઇ ખોરાકી વગેરે જનસો તેમને ન વેચવાનો સપ કર્યો, ત્યારે કોલમબસે તેમને ધમકી આપી કે ચોકસ રાતે તમારા પાપોની સજા તરીકે ચંદ્રમા અંધારો થશે (તે રાતે ચંદ્રગ્રહણ હતું) પેના નિર્દોષ 'જગલીઓ'એ જ્યારે આ ખરૂ પડેલું જોયું ત્યારે તેઓ બીધા, કોલમબસને અને તેના સોબતીઓને દેવતા સમજી માન આપવા લાગ્યા અને ખોરાકી વગેરે પાછું પહોચતું કરવા માંડયું પણ હવે દુનિયાના અને કોલમબસના પાપો વિષે ન બોલતા વાચનાર મને થોડીવાર ''હું'' (ego) પર જવાની રજા આપશે આ લો ત્યારે, મારા સવાબો અને પાપો, નહી, લ્યો આ મારા સવાબો—મારા પાપો મારી ખાસ મતા છે મારાં સવાબો છુટથી હું કોઇને પણ ભેટ આપીશ મારૂં એક પણ પાપ કોઇ મારી કનેથી ખુંચવી લઇ શકશે નહી—હું તેને માટે જીવલેણ લડાઇ ઉઠાવીશ અરે કયા છે ખરા પ્રમાણિક માણસો, કયા છે સાચા દિલના પાપીઓ, કે જ્યા એમના પગો લપસી ગયા હોય ત્યા દુનિયાની રોશનીઓ નજરે પડે કે જ્યા એક દુનિયા જાત્રા માટે જાય જેઓ પાપ કરતા પાપની શિક્ષા માટે વધારે બ્હીતા હોય તેમને અને તેમના મિત્રોને છુટી જવા માટે ખુશાલી બતાવનાર રોશની કરવા દો તેમને એક પળ ધ્રુજવા અને બીજી પળ નિશાળેથી છુટેલા નિશાળીઆની માફક ખુશાલીથી નાચવા દો કારણ કે નકમા જતા તેમને બચાવી લેવામા આવ્યા છે ખરેખર, ખુદાની અદાલત કરતા માણસની અદાલત વધારે સખત હોય છે જ્યારે જાગ્રત થયેલો માનવી પોતાને પોતાની અદાલતમા ઉભો કરે છે, ત્યારે ફરેસ્તાઓ ચુપ બની જાય છે, અથવા આપણી ભાષામા બોલતા અંગોઠાપર ચાલે છે, પેગામ્બરો, તેને શાત કરવાને પોતાનો વસીલો વાપરે છે અને દેવતાઓ કાઇપણ ઘોઘાટ ન કરવાને એક બીજાના કાનમા હલુસેં વાત કરે છે. સચ્ચાઇની આ જય છે! કુદરતની આ ફતેહ છે! રાજ્યાધિકારીઓ,

ન્યાયાધિકારીઓ, ધર્માધિકારીઓ—તમે સઘળા આત્માના દર્દોના વૈદો—શરિરના દર્દો અટકાવવાના સાદા અને સહેલ ઇલાજો—સ્વચ્છ હવા, સાદો ખોરાક અને સરખી કસરત,—જેવાજ આત્માના દર્દો અટકાવવાના ઇલાજો પણ સાદા અને સહેલ છે અગત્ય કરીને એટલા માટે કે શરિર અને મન અથવા આત્મા, એક બીજા સાથે જોડાયલા છે. અને અરસપરસ સારી કે માઠી અસર કરી શકે છે એ સાદા ઇલાજોથી ઉલટું અને 'સુધરેલા' શહેરો અને જમાનાને ન છાજતુ—મજુરીએ ગયલા વર્ગના ગતગોના ઉદર સાથ રમતા, જુથી કકડતા છોકરાઓ, સુર્યના કિરણો દાખલ ન થઈ શકે એવી ગંધીલી અને મલીચ ગળીઓ, અને કુદરતની સાધારણ હાજતો સંતોષવાની મારામાર—સઘળુ મને તેમ દુર કરવુ જોઇએ બેકારી અને કમઆલ્યત, પાપને મોટો ખોરાક પુરો પાડે છે

છેહલે, એક સર્વોપરી અગત્યની વાત ભુલાવી જોઇએ નહી, કે એક માણુસના તારણમાજ એક દુનિયાનુ ભેગુ તારણ છે



## નાસ્તા અગાઉ અને નાસ્તા પછી.

---

તેની આગળ ઘટને વખતે જવાયુ નહી, તે જમેલો ન હતો ખોરાક વગર નેસોમા લોહી ધરી જઈ ઠંડુ પડેલુ હોય ત્યારે સુંદર સહવાર તરફ પણ ડોળા કકડાવી જોઈએ છીએ, કોઇને કાઇ આપવા કે માફ કરવા તઇયાર હોતા નથી, પણ જ્યાર પુરતો ખોરાક ખાવાથી અને 'વાઈન' પીવાથી આપણી લોહીની નળીઓમા ( નેસોમા ) લોહી જોરથી ફરતુ રહે છે ત્યારે આપણુ હૃદય ઉદાર બને છે, તેટલા માટે તે પેટ ભરી જમી લએ ત્યા સુધી હુ થોભીશ પછીજ મારે જે કહેવુ છે તે કહીશ (શેકસપીઅર)

મગજ ધુમસાન બન્યુ છે દિલમા એક નાપસદ ઠંડીની લાગણી લાગે છે વિચારની, ખુબીની, હિમતની કેટલી ઓટ થઇ ગઇ છે આ રેલ કરતા વધારે જયાનકાર ઓટ ! કે જે એક પાપી દુનિયાને દુબાડી નાખનાર પહેલી રેલ કરતા વધારે ભયકાર લાગે છે, શરિર અને આત્મા બનેને સંકોચી નાંખે છે કોણ તારો વિચાર કરે, અને તારાથી ભયભિત બને નહી તુ કે જે ભુત કરતા ન્યુન છે, જે ક્ષિણતા અથવા "કાઇજ નહી" તે એક પ્રાણી દુનિયા અને મનુષ્ય

દુનિઆને જેર કરી, ભોયે ભચડી નાખી શકે છે ખરેજ તુ અમારો સેતાન કરતા પણ વધારે જબરો શત્રુ છે આગલા યુનાનીઓ શત્રુ સામે લડવા ઉતરવા અગાઉ પોતાના લશ્કરને સારી પેઠે જમાડતા હતા શુ આપણે નાસ્તા પછી સેતાન સામે વધારે સારી રીતે લડી શકયે નહીં ? આહા ! એકપળ મોડે તુ આવ્યો હોત તો કદાચ ઉદાસીના આવેશમા મે પોતાને ફાસીએ લટકાવી દીધો હોત ! થોડીજવાર અગાઉ અને મારા આત્માનો સૂર્ય વાદળ અને ધુમસમાં ઢંકાઇ ગયો હતો થોડીવાર પછી અને તે પોતાના સોનેરી ઝળકાટમા પૂરો પ્રગટી રહયો છે એક દિલખુશ ગરમી દિલમા પ્રસરી રહી છે થોડીવાર અગાઉ અને હુ જાણતો નહીં કે મારા દોસ્તોનો મે શો હાલ કર્યો હોત. થોડીવાર પછી અને મારા શત્રુઓ એક ઉદાર શત્રુ મેળવવા માટે પોતાને મુબારકબાદી આપે થોડીવાર અગાઉ અને મહોલ્લામાનુ દરેક રખડતુ કુતરૂ મારી સામે બહુ બહાદૂર થઇ પડયુ હતુ થોડીવાર પછી અને કોઇ સિંહ મારી સામે પુરતો બહાદૂર નથી કયા ગયા છે સવળા દોઝખના દેવો ? આહા ! મારી અને મારી વચ્ચે કેટલો તફાવત ! થોડીવાર અગાઉ અને હુ 'પોતે' હતો નહીં ! થોડીવાર પછી અને હુ પોતે પોતામા પાછો ફર્યો છુ શુક્ર કર મારા આત્મા ! આ ન્યામતને આપનારના, તને લાયક નથી કે ખેતરના ખુશ થયલા પખીઓ 'ખુશ અલહાન' કરી પોતાના કિર્તારનુ કિર્તન કરે અને એક મનુષ્ય આત્માનો ઉભરો જોર પકડે નહી પણ જો પૃથ્વિપર આ તારો છેલ્લોજ નાસ્તો હોય તો તને વધારે લાજમ છે કે સઘળા પાપો માટે તારા પેદા કરનારની માફી લેએ ઉઠ ! મારા જીવ ! તયાર થા, ફાસી જવાનો વખત થયો છે 'જેલરે' બારણુ ઠોકયુ છે મોતનુ 'વૉરંટ' આવી પુગયુ' છે કેટલી બધી વાર મે ન્યુસપેપરમા વાચ્યુ છે કે કોઇ કમબખ્તને ફાસીએ લટકાવવાનો હતો, તે રાતના ઉધ્યો હતો કે ન ઉધ્યો હતો, પાઉ માખણ અને કાફીનો નાસ્તો સારી રીતે ખાધો હતો અથવા ખાધો હતો નહી માયાળુ 'જેલરે', તેને ગમે તો એક બ્રાન્ડીનુ ગ્લાસ આપવા માગ્યુ હતુ વગેરે આ નાસ્તો અને બ્રાન્ડીનુ ગ્લાસ પોતાના સરખા મનુષ્ય ન્યાયાધિશ આગળ ઉભો રહેતી વાર કદાચ વધારે વખતસર ન કહેવાત ? કે પેલી દુનિયાના ન્યાયાધિશ આગળ કાઇક હિમતથી ઉભો

રહેવા માટે હશે ? એક આગળા વખતની વાત છે કે જયારે મનુષ્યો સુધારામા આગળ વધેલા ન હતા ત્યારે ફાસી જનારને સરકારી ખર્ચે દારૂ આપવામા ન આવતો, પણ તે પોતાને ખર્ચે પી શકતો હતો એક જનને ફાસીના માચડા આગળ લઇ જવામા આવતો હતો તેણે રસ્તામા સઘળુ સરઘસ ઉભુ રાખી એક પીઠામા જવા માગ્યુ ત્યા દારૂનુ એક ગ્લાસ પીઇને ગજવામા તતોમીને દુકાનદારને કહયુ કે "છુટા પઇસા નથી, પાછો આવતી વેળા આપી જઇશ" સઘળી દુનિયા નાસ્તો ખાવાની સહેજ અગાઉ મરી જાય તો કયામતને દહા ડેના હિસાબમા કેટલો ફેર થઇ જાય ! શુ આપણે પોતાને કાયદાસર ચલાવવાને ફાસીના માચડારૂપી કાગડા હાકનારી ઢીગળીઓ (scare-crows) ઉભી કરવામા અસરકારક ઇલાજો આપણા અને દુનિયાના, હાલના અને ભવિષ્યના લાભ માટે લઇએ છીએ ? ખચીત જેમ આપણે મરીમસાલો વેચવા માટે, કપડાની ફેશનો માટે કે વૈદા અથવા ઉટવૈદા માટે આગળ વધેલા અને છેલ્લામા છેલ્લા શોધ મુજબનુ (up-to-date) સઘળુ હોવાની ખબર લોકોને આપ્યે છીએ, તેમ અપરાધીથી દુનિઆને મોકલી કરવાને આપણે "અપ-ટુ-ડેટ" છીયે ? બીજા થોડાંક હજાર વર્ષો જવા પછી માણસ કાઇક વધારે સુધરેલો બને તેટલાં હુ જલ્લાદ થવાને બીહુ છુ, ન્યાયાધિશ થવાને વધારે બીહું છુ, અને અપરાધી થવાને સર્વથી વધારે બીહુ છુ

---

## અજ્ઞાનપણાંની રોશનીઓ અને પડછાયા.

What we know is a point to what we do not know
(Emerson)

આપણુ જ્ઞાન આપણા અજ્ઞાનપણા સાથે સરખાવતા બારીકમા બારીક મીડુ છે
(ઇમરસન)

ઘણી ચીજો ખુશાલીમા વધારે સારી રીતે દેખાય છે તો ઘણીક, દલગીરીમા વધારે સારી રીતે દેખાય છે ઘણી ચીજો જોવા માટે વધારે ભભુકદાર રોશની જોઇએ છે, તો ઘણી ચીજો ઝાંખી રોશનીથી વધારે સારી રીતે જોવાઇ શકે છે

રોશનીઓ અને પડછાયા, એક બીજા પૂઠે એવી રીતે આવે છે, કે જે આગળથી રોશની દેખાય છે તે પાછળથી ફરી જોતા પડછાયો માલમ પડ છે જે એકવાર જ્ઞાન જેવુ દેખાય છે, તે બીજી વાર કેવળ અજ્ઞાનપણુ જણાય છે

ચાલુ અને સરખી રોશની કે ચાલુ અને એકસરખુ અધારૂ મારે માટે ભય ભરેલુ નથી, પણ રોશની અને અધારૂ એક બીજા પૂઠે ઝડપથી કે અસરખી રીતે આવી, મારી મુશ્કેલીઓને ભયભરેલી કરે છે, એટલુજ નહી પણ સમૂળગા અધારાનુ મૂળ થઇ શકે છે. જ્ઞા ı અને અજ્ઞાનપણુ, રોશની અને અધારૂ માત્ર ખાલી શબ્દ થઇ પડે છે, અને એક બીજામા ફેરવાયા કરે છે ભેદ ભરેલી ભુલો તેઓ મારો મનમા ચાનુ કરી મુકે છે

જુઓ, પેલી બુઢી ભિખારડણ ‘ પ્લેગ એમબ્યુલન્સ’ (મરકીના દરદી લઇજવાની ગાડી) ના ઠડા પડછાયા નીચે બેઠી છે, એ અજ્ઞાન-પણાના પડછાયા! જુઓ, પેલા નાના બાળકે રાતના અધારા વચ્ચે આગ્યા કીડાને પકડી શુ હાલે પોહચાડયો છે, આ અજ્ઞાનપણાની રોશની! જુઓ, પેલી બુઢી સ્ત્રીએ બેકીમત જાદુઈ ફાણુસ જરી-પરાણાવાળાને વેચ્યુ છે, આ અજ્ઞાનપણાના પડછાયા!

જુઓ, પેલી ‘ઉમરાવજાદી’એ એક ઝલકતુ બેકીમત ઝવેર પોતાના ભરથારની દોલતના ભોગે મેળવેલુ હમણાજ જુગારમા ખોહયુ છે, અને સવથી બેકીમત ઝવેર—સ્ત્રીની મર્યાદાને પણ પોતાના ભરથારની આબરૂના ભાગે જોગારના અકસમાત પર લટકતુ કયુ છે, એ અજ્ઞાનપણાની રોશની!

જેઓ અતિશય ઝળકતી રોશનીથી આધળા બની ગયા, જેઓ બહુ અંધુરી રોશનીથી આધળા બન્યા, જેઓ ઢગઢડા વગરની અસરખી રોશનીથી આધળા બન્યા, એ તમો સઘળા કમબખ્ત ઇનસાનો! તમારા હાલપર જો હુ રડુ તો આ દુનિયામા અગર જો પાણીનુ એકમી ટીપુ ન હોય તો પણ મારા આંસુઓથી આગળા વખતની મોટી રેલ લાવી તમામ દુનિઆને હુ ડુબાડી મુકુ

થોડુ જ્ઞાન ભયભરેલુ છે જ્યા અજ્ઞાનપણુ આશીરવાદ છે ત્યા જ્ઞાની બનવુ ડહાપણ ભરેલુ નથી. એ શ્રાપ ભરેલા જ્ઞાન! એ આશીરવાદ

ભરેલુ અજ્ઞાનપણુ ! હુ માત્ર એટલુજ ઇચ્છુ છુ કે તમારૂ આવવુ કે ન આવવુ હમેશાજ મારા હાથમા હતે, અને આ મારા બોલવામા તે તમામ આશા આપનારા, પણ કમબખ્ત ઇનસાનો જોડાય કે જેમને એક દુનિઆની ખોટી છીતો કે આધળા મતલમીઆપણાએ અજ્ઞાન રાખી, જમાનાની અજમાએસના લાભથી કમનસીબ રાખ્યા હોય, અને એક શરૂ થતી દુનિઆની મુશ્કેલીઓ જાવેદાનની કરી મૂકી હોય

અજ્ઞાનપણાની રોશનીઓ અને પડછાયાઓ ! કે જ્ઞાનના પડછાયાઓ અને અજ્ઞાનપણાની રોશનીઓ ? હુ ફરીથી કહુ છુ કે એક પૂઠે એક આવતી રોશની અને પડછાયાઓ, એક બીજામા ફેરવાતા પડછાયા અને રોશનીઓએ, આ સવાલનો જવાબ આપવાનુ મારે માટે બહુ મુશ્કેલ કર્યું છે રડુ છુ હુ, તારા હાલ ઉપર ઓ ફાસીના માચડાપર લટકવાની તૈયારીમા ઉભેલા શખ્સ ! વધારે રડુ છુ હુ તારા હાલ પર, કારણકે એકવાર તુ નાનો બાળક હતો ત્યારે એક છાનના ફોદરા માટે ઉઠેલી લડાઇમા માર્યો જતો મે તને છોડવ્યો હતો બેશક તારી મા અને બાપ પછી તારી હાલત પર રડવાનો હક મારો છે પણ સુખી તે મા અને સુખી તે બાપ કે જેઓ તારી આ હાલતનુ દુખ જોવાને જીવતા રહ્યા નથી તોપણ હુ તો રડુ છુ તારે માટે ! વધારે રડુ છુ તારી મા માટે, એટલા માટે નહી કે પેલી દુનિઆમાથી તેણી તારી હાનત જોતી હોય, પણ એટલા માટે કે નવુ કપરૂ પહેરી દીકરાના લગ્નની ખુશખુશાલ મગરૂરીમા મે તેણીને જોઇ હતી તુ ફાસીના માચડાપર જવાના રસ્તામાજ હતો એમ તેણીએ જાણ્યુ હોત તો ? ઓ આશીરવાદ ભરેલુ અજ્ઞાનપણુ ! મારા પરગજુપણાપર મને એટલો વિશ્વાસ નથી કે હુ ખાતરીથી કહી શકુ કે એક છાનના ફોદરા માટે ઉઠેલી લડાઇમાંથી તને બચાવવા, પૃથ્વિના છેડા પરથી હુ તારે માટે આવતે નસીબ કે કમનસીબથી તુજ મારા ઘર જવાના માર્ગમા આવ્યો હતો. આજ મારો ઘર જવાનો માર્ગ ભૂલતા, નસીબ કે કમનસીબે તને આ ફેજે પહોચતો જોવા હુ ઉભો છુ ઓ અજ્ઞાનપણાની રોશની ! ઓ ભયભરેલા જ્ઞાન ! અને તોપણ હુ જાણુ છુ કે આ તારા ફેજનુ મૂળ એક અકસમાત છે ઉચા મીનારાઓ અને ઉચાં ઘરો પરથી તૂટી પડી માણુસો હમેશગીમા જાય છે, મોજ કરવા નીકળેલા દરીઆમા ડુબે છે, તેવોજ નહી, તેથી અતિ

ભયાનક આ તારો અકસમાત છે એક કમનસીબ ઘડીમા તુ એક મોટા પથ્થર સાથ નહી, એક ખાયડી સાથ અથડી પડયો કે જેનુ મોહ તે કદી આગળ જોયુ ન હતું કે જેની હસ્તી કે નીસ્તી માટે તને કાઇજ ખબર હતી નહી આકાશના ઉનટા ગૃહોએ તારી સામે એક-સપ રચ્યો અને તારૂ કલેજુ બાધ્યુ અગરજો તુ એક પથ્થર સાથજ અથડી પડયો હોત તો કદાચ હમેશગીમા તુરતજ જઇ પડત પણ તારા વિચીત્ર અકસમાતે તુરતજ તેમ ન કરતા થોડા વખતનો અતર વચ્ચે મુકયો

લગામ વધારે તાણીને ધર ઓ સ્વાર! તારૂ હેવાન જોરમા આવી જઇ દીવાનુ બન્યુ છે, યાદ રાખ કે તુ ઘોડે સ્વાર બન્યો છે કે જે પ્રાણી કાઇપણુ લાલ રગનુ જોતા દીવાનુ બની શકે છે અને શુ તેણે લાલ રગનુ લોહી રેડાયનુ જોયુ નથી? લગામ વધારે તાણીને પકડ ઓ કમનસીબ સ્વાર! ગળામાં ફાસો નાખી ઉભેલા ઇનસાન કરતા તુ પોતે વધારે ભય ભરેલી હાલતમા આવી પડયો છે



## જારતીનુ મોત શિક્ષા તરીકે

ગુસ્સાઓના ઉલટપાલટપણા વચ્ચે કે જયા એક દુ ખ ખમનારો માણસ કડની અજમાએસથી દયા શીખે છે, જયા એક ખરો દયાળુ માણુસ પણ નસીબથી કે પોતાના ભાઇબધોથી પોહચતા ચાલુ દુ ખથી એકલપેટો અને સખત દિલનો બની જાય છે, જયારે ગુસ્સાનુ મળ પણ ઘણીવાર પ્યારમા હોય છે, જયારે કોઇવાર માથુ બિમાર હોય છે, કારણ કે કલેજુ બિમાર હોય છે, અને કલેજુ બિમાર હોય છે કારણ કે હોજરીને નમળાઇ થઇ છે જયારે એક ખુનનો ઇલાજ બીજુ ખુન હોય તેના કરતા તેજ ખુન અટકાવવાનો વધારે ચોકસ ઇલાજ એક જુનામ થઇ શકે ત્યારે આપણે કેવી નાજુક ભોય ઉપર ચાલવે છીએ અને કેટલી સભાળથી આપણે ચાલવુ જોઇએ છે?

જે ધણી ધિનાકમીને ધિક્કારે છે અને તેથી દૂર રહેવાને બીજાઓને શીખવે છે, જે ગમે એવા સખતમા સખત અને જાણી જોઇને કરવામા આવેલા નુકસાન માટે કિનો લેવાનુ ધિકકારે છે,

તેનાં દિલમા પણ નજીવાં નુકસાનો એકઠા થઇ કોઇવાર કિના જેવી લાગણી પેદા કરે છે, પછી ગમે તો તે નુકસાન કરનાર માકર કે કીડી જેવુ એક ઘણુ ઝીણુ જાનવર હોય અને ખમનાર એક માણસ જેવો પ્રાણી હોએ એક પછી એક એમ કેટલીક રાતના માકરોના જુલમા-તથી ઉજાગરો ખમવાથી તેમને ગરમ પાણીથી મારી નાખતા એક કિના જેવી લાગણી મારાં દિલમા પેદા થઇ છે, અથવા એકાદ કીડી કે જે બગલમા ભરાઇ વારવાર ચટકો મારવા છત્તા ન પકડાતા આખરે હાથ આવી છે, ત્યારે પણ કાંઇક એવીજ લાગણી મારાં દિલમા પેદા થયલી કબુલ કરૂ છુ

અગર જો માણુસ જેવા એક મોટા પ્રાણીના દિલમા માકર કે કીડી જેવા ઝીણા જાનવર સામે કિના જેવી લાગણી પેદા થતી હોય તો એક આખી મ ડળી પણ એક માણુસપર કિનાથી ઉસ્કેરાઇ શકે તેમા ન બની શકે તેવુ કાંઇજ નથી પણ એક માણુસનો કિનો ગમે એવા નજીવા પણ વારવાર અને ચાલુ નુકસાનથી ઉસ્કેરાય છે, અને એકજ પણ ગમે એવા સખત નુકસાનથી તે ઘણીવાર ઉસ્કેરાતો નથી, ત્યારે મ ડળીનો કિનો એથી પણ બહુ હલકી પ્રકારનો ઘણીવાર જણાય છે, કારણ કે શરિર, તનુ અને લાગણીથી બનેલી એક યત્ર રચના જેવી એક માણુસમા છે તેવી એક ભેગી મ ડળીમા હોતી નથી

લાગણીની બારીક આખોથી દેખાતી નજીવી અસરો એકઠી થઇ કિનાનુ રૂપ લઇ નીકળે તેવી બારીક આખો વડે એક ભેગી મ ડળી જોઇ શકે નહી

જેમ આ બે કિનાઓ તેમની શરૂઆતમા વધુ ઓછા માફ થઇ શકે તેવા છે, તેમજ તેમના ચાલુ થવામા ઓછા વવતા બેહુદા માલમ પડી આવે છે અનેક રીતે કિનાથી કે ગુસ્સાથી ઉસ્કેરાયના ઘણા માણુસોએ અરધે રસ્તે, પોતાનો હેતુ પાર પાડયા વિના પોતાના ભય ભરેલા હથીઆરો ધિકકાર સમેત ફેકી દીધેલા છે

મ ડળી એમ અરધે રસ્તેથી કદી પાછી ફરી શકતી નથી, કારણકે તે કદી પણ કિનો લેતી હોય એમ માનતીજ નથી ઘણા માણુસોએ પોતાના કામને ધિકકારી પસ્તાવો કર્યો છે, એટલુજ નહી પણ પોતાને હાથે શરણ થયા છે ગુસ્સાની રેળ જયારે મગજમા આવી જાય છે, ત્યારે મનની સઘળી શકિતઓને તે ડુબાડી મુકે છે આ

રેળ ઓસરી જતાજ સઘળી શક્તિઓ દેખાવા માડે છે, અને પોત પોતાનુ કામ ચાલુ કરે છે યાદદાસ્તશકિત, વિચારશકિત વગેરે પોતાનુ કામ ચાલુ કરતાંજ પોતાના ભોગથી કોઈ દિવસ થયલા લાભ, પોતાના કામનુ અઘોરપણુ સઘળુ તેના ધ્યાનમા આવી જાય છે, તેને ઉમદા આત્મા પોતા ઉપર ગુસ્સે બની જઇ પોતાનેજ ધિક્કારવા માડે છે અને હવે મારૂ ગમે તે થાઓ, હુ શિક્ષા પાત્ર છુ એવુ બોલતો પોતેજ સત્તાધારીઓને શરણ થાય છે, ત્યારે અવિચારી લોકો બોલવા માડે છે, ‘ આખરે એના અત કરણે ડખ દીધો, નાસી જવાના આટલા રસ્તા છતાં પરમેશ્વરે તેને આધળો કીધો, પોતાને હાથેજ પોતે શરણુ થયો ”

આ સઘળુ એક મડળી કરી શકતી નથી, કારણ કે તેને એક એવુ ભેગુ મન નથી કે તેનાથી કરીને આવી ઉમદા લાગણીઓ કે જેથી ઘણુ ખરાબ કામ કરનાર એક માણુસ પસ્તાવો દેખાડે છે તેમ તે દેખાડી શકે, કે પોતાને શિક્ષા કરે, કે પોતાને સજા કરવા કે ફાસી દેવા કોઇના સ્વાધિનમા પોતાને મુકી શકે

હુ કે જે દેહાતદડ તરફ નાપસદગી અને કમકમાટથી જોઉ છુ, તે એક દિવસે એક ત્રાસદાયક ખૂનરેજી વિશે સાભળતાજ એક પળના ગુસ્સામા કુદી પડયો “ આ કર્મ કરનારાઓને ઘાણીમા ઘાલી પીસી નાખવા જોઇએ, અરે જો મારી આગળ હમણા હોય તો મારે હાથે કાપી નાખુ ” જ્યારે દેહાતદડ તરફ વરસો સુધી નાપસદગી દેખાડનાર અને કમકમનાર એક પળના કિનાથી દોરવાઇ જાય, ત્યારે જેઓ નાપસદગીથી ન જોતા હોય અને કદી જોયુ ન હોય તેઓ પોતે પણ ન જાણે એમ કિના તરફ શા માટે ન દોરવાતા હોય ? ખૂન કરવાનુ એટલુ તો ત્રાસદાયક અને કમકમાટ ભરેલુ છે કે ખૂન કરનારનુ ખૂન કરવાનુ પણ બહુજ કમકમાટ ઉપજાવે છે, અગત્ય કરીને ખૂન થવા પછી જ્યારે ઘણા દહાડા વહી ગયા હોય છે અને આપણો ગુસ્સો શાત થયો હોય છે ત્યારે

મને ખૂન કરવાને બહુ બ્હીક લાગે છે, પણ ખૂન કરવાની તેથી વધારે લાગે છે જેમને ખૂન કરવાની બ્હીક લાગતી નથી તેમને ફાસી જવાની ઓછી લાગતી હોય તો ?—

સભવિત છે કહે છે કે લડન ખાતે એક અપરાધિને દેશ-નિકાલની સજા થવાથી સીધીઓ સાથ ખાડના કારખાનામા કામ કરવાને અમેરીકા મોકલવાનો હતો વિલાયતમા, કાઇ પણ અપરાધિ બીજા દેશોમા કરી શકે છે તેમજ મારી માટે કે સજા ઓછી કરવા માટે રાજાને અરજી કરી શકે છે આ અપરાધિએ પોતાને ફાસી દેવાડવા માટે અરજી કીધી, અને જણાવ્યુ કે તે વહીતરૂ કરવાનું બહુજ ધિક્કારે છે, અને આખી જીદગી ખાડ બનાવવા કરતા એક પળમા ગુગળાઇ મરવાનું પસદ કરે છે

પણ કબુલ કરીએ કે જેઓ મોતથી ડરતા હોય તેમને બીવા ડવાને મોતની શિક્ષા પૂરતી છે તો જે ચાર લાખ માણસો આપણી વચ્ચે ખૂનખાર હથીઆરો લઇ છુટા ફરે છે અને જેઓ "મોતથી કદી ડરતા નથી" એમ કહે છે, તથા બીજા ચાર લાખ, હથીઆર વિના "અમો મોતથી ડરતા નથી" એમ સર્વને કહયા વિના ફરતા હોય એમ આપણે કલ્પિ શકયે, તેઓ કને આપણી જીદગીની સલામતી માટે આપણે શુ જામીનગીરી લીધી છે?

—✻✻✻✻—

## સાદાઇ.

To be simple is to be great

(Emerson)

સાદાઈ તેજ ખરી મોટાઈ છે (ઇમરસન)

આ શબ્દને ફારસી 'સાદક' સાથ સબધ હોય સાદક-દેલ એટલે સાચ્ચાં દિલનો (Sincere) તેમજ સાદા દિલનો એમ પણ થાય સાદુ અને સહેલુ આ બે અર્થ દેખાડનાર ઇગ્રેજીમા એક શબ્દ (Simple) છે, અને સચ્ચાઇ સાદી અથવા સહેલી છે (Truth is simple) આ ઇંગ્રેજી કહેતી સચ્ચાઇ, સાદાઇ અને સહેલાઇ સઘળાને એક ઘાડા સબધમા જોડે છે, લગભગ એકને એકજ દેખાડે છે આ વાકય આજના વિષયને તેની સઘળી બાજુએથી દેખાડશે આ રીતે સાદુ અને સાચ્ચુ એકજ અર્થે ઉતરે છે સાદી ઇમારત વધારે પસદકારક ગણાય છે, સાદો પોશાક વધારે શોભા આપનાર

ગણાય છે, તેનુ કારણ શુ? હુન્નરનો અ શ તેમા ઓછામાઓછો, અને કુદરતનો—તેટલા માટે સચ્ચાઇનો—અ શ તેમા વધતામા વધતો હોવાથીજ કુદરત પોતે આ સાદાઇ અને તેની સર્વોપરી ખુબસુરતી શીખવે છે પ્રાણિ-વિદ્યા અને સૃષ્ટિ-રચનાના ઉ ડાણમા ઉતરેલા વિદ્વાનો, માણુસ સરખા બુદ્ધિ ધરાવનાર પ્રાણિથી તે ઝીણામા ઝીણા જ તુંના શરિરની રચના, તેમના ખીલવા અને વધવાની રીતો, તેમના શરિરમા ચાલતા પ્રકારોનો અભ્યાસ કરી કહે છે "તમારે જાનદાર સૃષ્ટિનો નમુનો જોવો છે? જુઓ, આ ઇંડુ" એક મહાન કવિએ (હાઈને) કહ્યુ છે કે "બહેરતનો નમુનો તમારે જોવો છે? જુઓ, આ લીલોતરી-વાળુ મેદાન," કોઇ ફુવારા નહી, બાગબગીચા નહી, પરીઓ કે હુરીઓ નહી, કોઇ તાણીતોડીને એકઠી કીધેલી ખુબસુરતી નહી, કેવુ સાદુ મનોરજક ચિત્ર! ન્યુતને કહ્યુ છે કે કોઇક વખત હવે પછી આવવો જોઇએ કે જયારે કુદરતના સઘળા પ્રકારો અને કાયદાઓ ગરમી કે વિજળી જેવા એકજ તત્વમાથી નીકળતા અને ઐકયતા સ્થાપતા જોઇ શકીશુ આટલુ ત્યારે આપણી સઘળી વિદ્યાઓ—'ઓલોજી'ઓ ('ology) 'સોફી'ઓ ('sophy)—માટે દુનિઆની સઘળી એકઠી કીધેલી વિદ્યાઓ આપણુને સાદા-પણુ અથવા સાચ્ચાપણુ શીખવી ન શકે તો કુદરતનાં મૂળ સુધી લઇ જવાને બદલે બીજેજ ઠેકાણે લઈ જાય છે, અને પોતાને ખોટી દેખાડે છે આપણી 'ફેશનો' પારિસથી કે વાએ-નાથી મ ગાવવાને બદલે આપણા ઘરની ઘણીજ નજદીકથી—અગે આપણા પોતાના હૈયામાથીજ—મ ગાવી શકયે આરસી આગળ કલાકો ગુમાવી ખેચાણુકારક રીતે કેમ બોલવુ, ઉભા રહેવુ, મનોહર દેખાવુ, તેની જુદી જુદી ઢપોનો અભ્યાસ કરવાને બદલે હૈયાના ખરા સાદા-પણાને સઘળા સુશોભીતપણાનુ મૂળ જોઇ શકયે માત્ર સાદાઇ અથવા સચ્ચાઇ, કેટલીબધી ખુબસુરતી ભરેલી ઢપછપ આપણા શરિરને આપે છે, કેટની બધી આપણા મનને આપે છે! સાદાપણા અને સાચ્ચા-પણાથી બોલતો વકતા કોઇ અલ કારો અથવા વાકયરચનાની ખુબસુરતી શોધવા જતો નથી, તેઓ આપોઆપ આવતા રહે છે દરેક વાકયમા એક છુપુ તર્કશાસ્ત્ર સમાઇ જાય છે વાકચાતુરી (rhetoric) નો અભ્યાસ ખાસ કરવાનુ લગભગ જરૂર વગરનુ જેવુ થઇ પડે છે.

કોલરીડજ કહે છે, " જો હુ તર્કશાસ્ત્ર લખુ તો એક ચઉદ પાનાની નાની ચોપડીમા સઘળુ સમાવી મૂકુ ' મતલબ કે આપણા દરેક નાનામા નાના સભાષણુમા એક ગુપ્ત વ્યાકરણુ, તર્કશાસ્ત્ર અને વાકચાતુરીશાસ્ત્ર સમાયલુ છે, પરતુ હૈયાની સાદાઇ અને સચ્ચાઇજ તેની તલેટીમા અને આપણી માણુસીક પ્રકૃતિ તેની કુદરતી સપાટીપર હોવી જોઇએ ત્યારે સાદાઇ અને સચ્ચાઇ છોડી સઘળી વિદ્યાની શોધમા ગયલો પોતાની મહેનત ફોકટ ગુમાવનાર છે ખલીફ ઓમરના સરદારે સીકદરીઆ શહેર જીતી લીધુ, ત્યારે ખલીફને પુછાવ્યુ કે અહીના મોટા પુસ્તકખાનાનુ શુ કરવુ ? ખલીફે જવાબ મોકલ્યો કે " કુરાનમા છે તેથી જુદુ એમા હોય તો બાળી નાખજો, તે સઘળુ ખોટુ અને કુફરપણુ છે, અને કુરાનમા છે તેમ લખેલુ હોય તોપણ બાળી નાંખજો, તેની જરૂર શી છે ? "

આવો જવાબ સાધારણુ રીતે જોતા માત્ર ઝનુની લાગે છે પણ એક ફીલસુફ અને તર્કશાસ્ત્રી જો મુસલમાન નજરથી જોય તો ખરેખર કોઇપણુ ફીલસુફો કે તર્ક શાસ્ત્રનો કાએદો આ જવાબે તોડયો નથી ખ્રિસ્તીઓ પોતાના ધર્મ પુસ્તકને બાઇબલ કહે છે, કે જે શબ્દનો અર્થ ચોપડી થાય છે, એટલે જાણે આજ માત્ર દુનિઆની એકજ ચોપડી છે અને હોવી જોઇએ વળી તેને (Book of books) ચોપડીઓની ચોપડી પણુ કહે છે, તેમજ મુસલમાનો કુરાનને કહી શકે આ ખ્યાલો દેખાવમા ધર્માંધ અને ઝનુની લાગે છે, પણુ તે મનુષ્યના હૈયાની સચ્ચાઇ જાહેર કરે છે તે ભાર મૂકીને એટલુજ કહે છે કે સચ્ચાઇ એકજ છે અને બે નથી તે સમજાવે છે અથવા સમજાવવાની કોશેશ કરે છે કે સચ્ચાઇ અથવા સાદાઇ છોડીને વિદ્યા શોધવા ગયલો શખ્સ તમામ સૃષ્ટિમા માત્ર ભૂલો પડવા ગયો છે ત્યારે સાદાઇ અથવા સચ્ચાઇ અવશ્ય ગુણુ છે કે જે સઘળી વિદ્યા સપાદન કરવામા જોઇએજ જોઇએ, અને તે વિના બાળકને નિશાળે મૂકેલુ પણુ ફોકટ વળી તે આપણી આખોને તિક્ષણુ, આપણાં મનને ચતુર અને આપણી મહેનતોને સહેલી બનાવનાર છે

સાદાપણાનુ સુશોભિતપણુ, નદીમા તરતુ બગલુ ઉત્તમ રીતે દેખાડે છે કે જે જરાક પણુ ડાઘ વિનાના એકના એક, પણુ દૂધથી વધારે સફેદ રગના સાદા પોશાકમાં નદીમા તરતા, એક સઢવાળા સુદર વહાણુ

પરે જોનારની આખોને મોહ પમાડે છે વળી તેના સાદા સફેદ, નિર્દોષ પોશાક જેવુજ તે અંદરખાનેથી નિષ્કલંક રહી બીજા પક્ષિઓ તરફ સ્વચ્છ દિલ રાખે છે આથી અસલી યુનાનીઓએ એક ખરા સુદર અને ભલા પક્ષિ તરીકે પોતાની જુનો દેવીનુ પવિત્ર પક્ષિ તેને ગણ્યુ છે એથી ઉલટુ બડાઈખોર મોર વરસાદની કમાનના સઘળા રંગોમા સજ થઇ, જોનારની આખોને ઝકઝકાવી મુકવા માગે છે, અને ઠાઠ ભરેલા મરોડમા પોતાના પોશાક માટે મગરૂર હોય તેમ ચાલી પોતાના લાબતાગ પગો તરફ માત્ર ધ્યાન ખેચી હસીમાં પડે છે, અને મોરના જેવો પુકરાજીખોર એવી કહેવત રૂપે જગ બત્રીમીએ હલકો પડ્યો છે



## કઇલીસપૂર (એક શહેર)—ઈનસાફની અદાલત

Our very eyes are sometimes like our judgments blind
(Shakespeare)

કોઈ વખત આપણી શરિરક આખો અને આત્મિક
આખો (અકકલ) બન્ને આધળા હોય છે. (શેકસપીઅર)

ન્યાયધિશ પંડીત વિદ્યાસાગર ન્યાયાસનપર બીરાજીઆ છે અદાલતનો કારકુન મુકદમા પોકારે છે એટલામાં એક મોટા રૂષોનુ પધારવુ થાય છે પંડીત વિદ્યાસાગર અને બીજાઓ તેમને જોતાજ ઉઠી નમન કરે છે રૂષો ન્યાયાસનપર બેસે છે, સઘળાઓ ઉભા રહે છે

રૂષી—પંડીતજી આજનું તમારૂ કામ મારે કરવુ છે

પંડીત વિદ્યાસાગર—(નમીને) જેમ સાહેબની મરજી

રૂષી—(કારકુનને) મુકદમા બોલાવો

નબર ૧ હુસનઅલી—વિ—કાવસજી કુવરજી

રૂષી-(હુસનઅલ્લીને) જે કાઇ તમે કહેવા માગો છો તે હુ સઘળુ જાણુ છુ, પણુ આ સઘળાની જાણુ માટે કહો

હસનઅલ્લી સાહેબ, હુ અને આ પારસી કાઇ ધર્મ સબધી વાત કરતા હતા, મે કહયુ કે મારો ધર્મ સારો, એ કહે કે એનો, આમ વાત કરતા હતા તેટલા આ પારસીએ ઝનુનમા આવી મને એક તમાચો લગાવ્યો, હુ આપ પાસ ઇનસાફ માગુ છુ

રૂપી-તમો બનેની મતનબ એકજ હતી જે કાઇ ઈમાન રાખવા કહે છે-ખુન, ચોરી, વ્યભિચારથી દુર રહેવા કહે છે અને પવિત્રાઇથી જીદગી ગુજારવા કહે છે તેનુ નામ ધર્મ તે સઘળુ સારૂજ છે, તેથી ઉલટુ શીખવનાર ધર્મ નહી તમે બને એકજ વાત બોલતા હતા પણ સાભળતા હતા જુદુ જુદુ, માટે તમારા કાનમા અને અગત કરીને તમારા મથાળામા કાઇ ખામી છે

નબર ૨

પોલીસ અમલદાર—સાહેબ, આ શખસે ચોરી કરી છે, એનુ નામ ઇસ્માએલ છે એ પોતે કબુલ કરે છે કે એણે હુસેન અલાઉદ્દીનના ઘરમા ચોરી કરી છે, એટલુજ નહી પણ એની પાસ ચોરીનો કેટલોક માલ મળ્યો છે

રૂપી—ઇસ્માએલ, તારા બપાવાનો બાપ જાફર મરચાપુરમા રહેતો હતો એક દહાડે તે બજારમા બેઠેલો હતો ત્યારે એક દસ વરસના નાના છોકરાએ રડતા આવી તેને વિનતી કરી કે તેના માબાપ મરી ગયા હતા, અને તેનો એક કાકો હતો જે બહુ જુલમગાર હતો માટે તે પોતાને ગામથી નાહસી આવ્યો હતો અને ભુખે રવડતો હતો માટે તેને કાઇ ખાવાનુ આપવુ અને જો કાઇ નોકરી આપે તો તે બજાવશે તારા બપાવાના બાપ જાફરે આ છોકરાનો પ્રમાણિક દેખાતો અને ચચળ ચેહરો જોઇ તેના ઉપર દયા કરી અને તેને ઘેર લઇ જઇ જમાડયો તથા તેને પરચુટણ કામકાજ સોંફી પોતાને ત્યાજ નોકર રાખ્યો જાફરને એકજ છોકરો હતો, તે એક દહાડે ઓચીતો ગુમ થઇ ગયો હતો તેના અગ ઉપર કાઇ ઘરેણા હતા, તેની બહુજ ખોળ તેના બાપે કરી પણ કાંઈ પતો મળ્યો નહી તેને કોઈ કરપીનાએ ઘરેણા માટે મારી નાખ્યો હશે, એવા અનુમાનપર સૌ આવ્યા અને તેને આખરે મુએલો ધારી રડી કુટીને બેઠા હવે આ જાફરનો છોકરો કાસમ કે જે તારો બપાવો થાય તેને નદી કાંઠે એકલો જોઇ ચોરો ઉઠાવી ગયા હતા, અને તેના ઘરેણા કાઢી લઇ તેને કોઇ દૂરના મુલકમા લઇ જઇ ગુલામ તરીકે વેચ્યો ઘણાક વર્ષો તેણે ગુલામગીરીની હાલતમા કાઢયા અને તેના શેઠે તેની બહુ સારી ચાલ અને મીઠા સ્વભાવથી ખુશ થઈ જઇ તેને છુટો કર્યો ત્યારપછી તેજ ગામમા તેણે લગ્ન કર્યું અને પોતાને ગામ પાછો ફરવાની ધારણા

રાખતો હતો પણ ત્યા જવા પામ્યોજ નહી ટુકમા તારા કુટુબે કાઇ સુખ દુખમાં દહાડા કાઢયા, તારો બાપ તને નાનો મૂકી મરણ પાંમ્યો, અને તારી માએ જેમ તેમ તને મોટો કયો હવે પેલી તરફ જાફરને કાઇ બીજુ ફરજદ ન હોવાથી તેણે પેલા છોકરાથી ખુશ થઇ તેને પોતાના છોકરા માફક ઉચ્છેયો અને પોતાની મીનકતનો વારસ ઠેરવી મરણ પામ્યો આ છોકરો હુસેન અલાઉદીનનો બપાવો હતો હુસેન કે તેના બાપ બપાવાએ કાઇપણ ધધો ન કરતા જાફરની મીલકત પરજ ગુજારો કરતા રહયા હતા આજે તે અકસમાતથી તારા પોતાના ઘરમા તારીજ ચોરી કરી છે તારા બપાવાની દુર્દશા થઇ ન હોત તો તુ કદાચ આજ એવુ કરત નહી ! તથા આ ચોરી કરતી વેળા તુ બહુજ સકટ તળે કચડાયલો હતો અને તારા માલની તેજ ચોરી કીધી તે સઘળુ ધ્યાનમા લઇ તને હુ કાઇ સજા કરતો નથી પણ હુસેને અને તે અરધી અરધી માલમીલકત વેહચી લેવી એમ ફરમાવુ છુ (પડીત વિદ્યા સાગરને) પડીતજી, આ છરમાએલમા હુ કોઇ સારા ગુણો જોઉ છુ એને જો ખીલવ્યા હોય તો તે મડળીને મોટો ઉપયોગી થઇ પડે ખરો

### નબર ૩

### નુરૂદદીન–વિ––જાહાગીરજી જમશેદજી.

જાહાગીરજી–સાહેબ, હુ રસ્તેથી જતો હતો એટલામા આ શખસે મારીપર એકદમ હુમલો કર્યો હુ ધ્યાનમાજ ચાલતો હતો તેથી પડી ગયો અને એ મારી પીઠ ઉપર ચઢી બેઠો અને છરી કાઢી બૂમ પાડવા લાગ્યો કે કબુલ કર દીન નહી તો તારો પ્રાણ લઉ છુ મે છુટો થવાની કોશેશ કરતા એણે મારા હાથ અને બરડાપર કેટલાક જખમો કર્યાં હુ લોહી લોહાન થઇ ગયો એટલામા આ પોલીસ સ્વાર ત્યા આવી પહોચ્યો, જેણે બીજા માણસોની મદદથી એને બાધ્યો

પોલીસ અમલદાર–સાહેબ, આ બધવો એજ કામ લઇ બેઠો છે એને આગળ પણ એવીજ કોશેશ માટે મે પકડયો હતો

રૂપી–નુરૂદદીન, સીધ્રી લીટીમા ગણુતા તારો પુરજ કેરમાનનો હાકમ હતો જમાનાની ગીરદેશથી ઇરાનનુ મોટુ પારસી રાજ તારાજ થવા પછી કોઇ કોઇ જરથોસ્તી હાકમો હજી નાના નાના ભાગો પર હાકમી ભોગવતા હતા કેરમાનનો હાકમ પણ તેમાંનો એક હતો, તે

૯૫ વરસનો એક બુઝોરગ હતો તેનુ નામ કેરમાનશાહ હતુ, તેની જીદગી બહુજ સાદી હતી પોતાના કશાપણુ ખાલી ઠાઠમાઠના ખરચનો બોજો તે પોતાના લોકોને માથે નાખવાનુ પસંદ કરતો નહી. તેના સરદારો અને દરબારીઓ પણુ પોતાના વડાને જોઇ તેવીજ સાદી જીદગી ગુજારતા હતા આ બુઝોર્ગ હાકમ એક હાકમ નહી પણુ પોતાના લોકોનો એક બાપ અને બપાવો હતો જયારે આ બુઝોર્ગ પોતાના તખ્ત (કે જે એક સાદી ખુરસી હતી) ઉપર બીરાજતો ત્યારે તેનો એક ફરેસ્તાના જેવો દેખાવ જોઇ તેના દરબારીઓની છાતી મગરૂરીથી ખીલતી, પણુ અફસોસ! તેની પડોશમા એક આરબ હાકમ હતો જેનુ નામ મહમદ ઓગળુ હતુ તે આ બુઝોરગ હાકમ ઉપર લોકોની જાનફેશાની જોઇ બળતો અને તેનુ રાજ લેવાનો તે મોટો લોભ રાખતો હતો એક દહાડે તે કાઇ બહાનુ શોધી ચઢી આવ્યો, અને સઘળુ તારાજ કરવા માડયુ બુઝોરગ કેરમાનશાહની રૂબરૂ તેના સઘળા પોત્રાઓ અને દોત્રાઓને કતલ કર્યાં અને કેરમાન શાહના એક માનીતા પૈત્રને કતલ કરી તેનુ લોહી આ જઇફની ઉપર છાટયુ કેરમાનશાહ બેભાન થઇ પડયો અને તુરત પ્રાણુ છોડી દીધો તેના આખા કુટુબમાથી એક પૈત્ર સલામત છટકી જવા પામ્યો, જેણે દૂરના મુલક તરફ રસ્તો લીધો, અને રાત દહાડો, બની શકે તો કોઇ હાકમ આગળ પોતાનો હેવાલ રજુ કરી પોતાના કુટુબના ખુની અને શત્રુ ઉપર વેર લેવાના વિચારમા હતો, આ વેર તેનો કોઇ વંશજો પણુ લેવા પામે એવા ઇરાદાથીજ તેણે શાદી કરી અને ટુક વખતમા એક છોકરો અવતર્યો હવે પેલી તરફ ઓગળુને ખબર પડી કે કેરમાનશાહનો એક પૈત્ર હજી જીવતો હતો માટે તેણે મુલકે મુલક દોડાદોડ પોહચાડી છુપા જાસુસો તેને મારવા ફેરવ્યા, કે જેઓ આખરે પોતાની મતલબમા ફાવ્યા, પણુ આ કેરમાનશાહના પૈત્ર શહેરીઆરના બાળ બેટાને એક આરબે દયા કરી બચાવી લીધો અને તેને એક બચાવની જગાએ મોકલી દીધો કે જયા તેને ઉચ્છેરી એક મુસલમાન બનાવવામા આવ્યો ઓગળુને જાહેર કરવામા આવ્યુ કે શહેરીઆર, તેની બાયડી અને છોકરાને કતલ કરી નાખ્યા હતા શેહરીઆરનો આ મુસલમાન છોકરો જેનુ નામ હારૂન રાખ્યુ હતુ તેની સીધી પેહડીનુ ફરજદ નુરદદીન, તુ છે તારો દાદો નાદરશાહના

લશ્કરમા હિંદુસ્તાન આવ્યો, અને ત્યારપછી તમારૂ કુટુબ અહી આજ રહેતુ આવ્યુ છે આજ તારા કિનાનો ભાર ઉપાડવાને કોઇ લાયક માણસ તને જડયો નહી માટે તારા કુટુબીનોજ કુટુબો કરી સતોષ પામે છે

નબર ૪

પોલીસ અમલદાર-સાહેબ, આ માણસે ચોરી કરી છે, એનુ નામ કીસ્ના છે, એ આપ આગળ એકરાર કરશે

રૂષી-કમનસીબ બાપના કમકસીબ બેટા! તારો બાપ ગગાધર શાસ્ત્રી કોહલાપૂરનો રહીશ હતો, જે મોટો કાબેલ અને શાસ્ત્રોનો ભણેલો હતો તે દયાળુ, ઇનસાફી દિલનો અને સચ્ચાઇનો ભકત હતો માણસ જાતનુ કલ્યાણ એ તેની જીદગીની મૂળ નેમ હતી તે ખોટા વેહમોને અને નુકશાનકારક રેવાજોને છડેચોક ઉઘાડા પાડતો અને જે કાઇ પોતે ખરૂ માને તે હિમ્મતથી જાહેર કરી દેતો આથી તે કેટલાક મતલબીઆઓને બહુ અલખામણો થઇ પડયો લોકોમા તેઓએ તેને માટે નિદા ફેલાવવા માડી, આથી ભુલેલી અને અજાણ પ્રજા તેની સામે ઉશ્કેરાઇ ગઇ આખરે રાજાને પણ ખોટુ ખોટુ સમજાવી તેને દરબારમા બોલાવી ઘાત કર્યો તારી મા પોતાને પીઅરે જઇ રહી પણ થોડા વખતમાં તે બાપડી મરણ પામી હવે તારા દૂરના સગાઓ સિવાય બીજુ હતુ નહી તેઓએ દુનિઆનો ડર કરી તને પોતાના આશ્રા તળે લીધો અને પાળ્યો પણ તારી કેળવણીની કે બીજી કશાની તેઓએ જરા દરકાર રાખી નહી તારા બાપે, જ્ઞાન, ઇનસાફ, અને દયાના બી તારામા રોપેલા હુ જોઉ છુ, પણ તેને કોઇ ખીલવનાર મળ્યો નહી, અને જે બેવકુફ મડળીનો તુ આજ ખેરખાહ અને ભલુ કરનાર થઇ પડત તેમને તુ આજ ચોરી કરી હેરાન કરે છે અને પજવે છે, તેમને તેમના પાપની, જાણેકે સજા કરવા બેઠો છે

નબર ૫

નાનાભાઇ ઉચ્ચાશકર-વિ-નવરોજી શાપુરજી

નવરોજજી-સાહેબ, અમે વિદ્યા સબધી વાદવિવાદ કરતા હતા મે કહયુ કે સીકદર, બોનાપાર્ટ વગેરે દુનિઆને ધ્રુજાવનારા ખરેખર મહાન નરો થઇ ગયા છે

તેમના જેવી કીર્ત્તિ થોડાજ મેળવી શકે, આ નાનાભાઇ ઉશ્કેરાઇ જવા લાગ્યો અને ગાળગલોચ કરવા લાગ્યો, સાહેબ, તકરાર કરતા ઉશ્કેરાઇ જઇ ભાંડ શબ્દ બોલવા એ કેવુ ? એ તેમને ખરા મહાન સમજતો નથી તો શુ મને મારૂ મત બાંધવાનો હક નથી ?

રૂષી-તારૂ મત બાંધવાનો તને પુરતો હક છે, પણ તારા બાપના ખૂનીનો હીમાએતી થવાનો અને તેને મહત્વ આપનારો થવાનો તને કાંઇજ હક નથી સીકંદરના ખૂની સીપાઇઓએ તારા કુટુબને રહેંસી નાખ્યુ હતુ અને જો તે કમનસીબ કુટુબમાનો એક (તારો દાદો) બચવા પામ્યો ન હોત તો તુ આજ તારા પૂર્વજ બાપનાં ખૂનમા મગરૂરી લેવાને જીવ્યો ન હોત

નબર ૬

પોલીસ અમલદાર–સાહેબ, આ શખસે ઓગણીસમી વાર ચોરી કરી છે, અને આગળ ઘણીવાર શિક્ષા થવા છતા સુધર્યો નથી હવે એને કાઇ મોટી શિક્ષા કરવી જોઇએ છે

ચોર–સાહેબ, મારા માબાપ આબરૂદાર હતા હુ નિશાળે ભણવા જતો હતો, મે કોઇ દહાડો ચોરી કરી હતી નહી કે ચોરી કરવાનુ મનમા પણ નહી 'અરૂસી' નામની એક રમત અમારા ગામમાં બહુ થતી મોટા મોટા લોક તે રમત રમે, મને પણ તેમા કાઇ નામ કાઢવાને બહુ ઉછાળો થાય એક દહાડે કમનસીબે એક અનાજ-વાળાની દુકાન ઉપર કોઇ ન જોઇને રૂપીઆની એક નાની ઢેલી પડેલી હતી તે ઉઠાવી ચાલ્યો, અને તેમાથી અરૂસી ખેલવાનાં હથીઆરો લઇ આવ્યો, પછી હુ બહુજ પસ્તાવા લાગ્યો કે આ શુ કમબખ્તી થઇ ગઇ એટલામા તો સરકારના માણસોએ આવી મને પકડયો ચોરી સાબેત થઇ અને મને ચાર માસની સખત મજુરીની ટેપ મળી તરેહવાર પ્રકારનાં માણસો સાથે બધીખાનામા ભેળાઇ હુ મારી મુદત પૂરી કરી છુટો થયો કાંઇક વખત ગયા પછી મારા બાપે મારે માટે કાંઈ નોકરી સોધવાની કોશેશ કરી પણ સઘળેથીજ ના પડાએ મારો બાપ ઘરમા આવી કપાળ કુટે, તેની આબરૂનુ સત્યાનાશ વાળ્યુ એમ કહે, તું જનમ્યોજ ન હોત તો સારૂ એવા એવા શ્રાપ દએ મારૂ અતકરણ વિધાઇ ગયુ, અને કુવામા પડી મરવાની એક રાતે મે કોશેશ કીધી, પણ હિમત ન ચાલવાથી પાછો ફર્યો જયા જાઉ ત્યા

કોઇ આગળી દેખાડે મારી ચોરી કરવાની કોઇ પણ મતલબ નહી તો પણ કહે જાઉ ત્યા લોકો એકબીજાને આખના પલકારા મારી સાવચેત રહેવા કહે હુ તો બહુ નિરાશ થઇ ગયો, અને ગુસ્સામાં અને નાસીપાસીમા ખરેખર ચોરી કરવા માડી એકાદ બે વખત તો મારા મનમાં કાઇ ડખવા લાગ્યુ, પણ પછી તો કાંઈ લાગે નહી આ રીતે મારી હમણા સુધીની જીદગી ગુજરી છે જો મે અનાજવાળાની કમબખ્તી ભરેલી ચોરી કરીજ ન હોત કે મને ન્યાયધિશે મારી નાહાન વય ધ્યાનમાં લઇ ઠપકો આપી છોડી મૂકયો હોત તો કદાચ ઓગણીસવાર ચોરી કરવાને બદલે હુજ કોઇ ગામનો ન્યાયધિશ થયો હોત

રૂષીજીનુ ભાષણ

જે પ્રમાણે તમો આ શરિરની આખોથી કોઇ ઘણુ કોઇ થોડુ એમ જોઇ શકો છો, તેજ પ્રમાણે આત્માની આંખોથી કોઇ ઘણુ કોઇ થોડુ જુઓ છો આવી રીતનુ હેરફેર જોવાને લીધે તમે એકબીજા સાથ અથડી પડો છો તમારી બેવકૂફી, તમારી અધાધુધી અને તમારી ભેળમભેળથી દોજખના દેવોને હરવાનો સારો ખોરાક પૂરો પાડતા આવ્યા છો અરે આ લોકોની ભીડ થયલી હુ શુ જોઉ છુ ? આ એક માણુસને ગર્જના કરતા અવાજે હુ શુ બોલતા સાભળુ છુ ? અરે, એ તો વ્યભિચાર અને કુકર્મથી દૂર રહેવાને લોકને સમજાવે છે આહા ! એના એક પછી એક વિચાર જાણે એક પૂઠે એક આવતા વિજળીના ચમકારા છે. એનો સભા ધુજાવનારો અવાજ જાણે વિજળીની પૂઠે આવતા ધડાકા છે શુ તુ પાપને તેના મૂળમાથી ધુજાવવાને આકાશપરની વિજળી અને ગગડાટ લાવ્યો છે ? આહા ! શુ તુ કોઇ માનવ છે ? આ રૂપીને તુ ડગ કરી નાખે છે પણ ઓ નમળા ઇનસાન તારી સવથી સરસ શકિતમા તુ કેટલો નબળો છે તે જો તુ બોલે છે તેજ ઘડીએ હજારો માણુસોને વ્યભિચાર અને જાનકમમા મડેલા હુ જોઉ છુ જાણે કે તુ બોલી રહે તેટનીવાર પણ થોભનાની તેઓ તારી દરકાર કરતા નથી, જાણે કે તારા ચાના કરના પડયા છે ભાષણો ને વાયજોએ કદાચ પાપમા નહી પડેવાને અટકાવ્યા હશે, પણ પાપમા પડીચુકેલાઓને કવચીતજ બહાર કાઢયા છે ભાષણોથી, નો લોકોને દરદી ન બનતા તદોરસ્ત રહેવાનુ શીખવી શકે, પણ ભાષણો અને વાયજોથી દરદી થઇચુકેલાનુ દરદ તેઓ મટાડી

શકે નહી. તેને માટે તો દરદના કારણો દૂર કરવાનાં છે, તેને માટે તો ઘટતુ ઓસડ કરવાનુ છે વ્યભિચાર, ચોરી, ખૂન, છાકટપણુ એ સઘળાનું એકજ મૂળ અને કારણુ તમે જાણો છો, તેને માણસનું દુષ્ટપણુ કહો છો અને તે સઘળાને માટે એકજ ઈલાજ તમારી કને છે, તે ધિક્કાર હજારો વર્ષ સુધી તમે એક બીજાને ધિક્કાર્યા છે, અને ધિક્કારવાનુ ડોળ ચાલ્યુ છે, પણુ આ સઘળુ કાંઈ ઓછુ થયુ નથી, બલ્કે વધતુજ જાય છે માત્ર તે કામો કરનાર માણસોજ ફેરવાયા કરે છે, એ દેખાડે છે કે એના કારણો માટે તમારે વધારે ઉંડાણમા જેવુ જોઈએ, અને વધારે સરસ ઇલાજ કામે લગાડવા જોઈએ કંગાલ્યતને ડુબાડી દેવા માણસ પાપમાં આશ્રો સોધવા જાય છે અને કંગાલ્યતનો વધારો કરે છે પાપ અને કંગાલ્યત એક બીજાને પેદા કરે છે. એકનો નાશ કરવાથી બીજાનો ઝટ નાશ થાય છે અરે માનવીઓ! શ્રાપ અને આશીરવાદ વચ્ચેનો તફાવતપણુ તમે જોઈ શકતાં નથી પાપને આશીરવાદ સમજી ખુશી થયા કરો છો તો આશીરવાદને પાપ સમજી નાહક મનમા દુખી થયા કરો છો ટુંક દ્રષ્ટિના માનવી! દોસ્ત અને દુશ્મન વચ્ચેનો ખરો તફાવત જોવાનુ પણુ તને આવડતુ નથી જો કોઈ દોસ્તને તુ કચડી નાખે છે તો કોઈ દુશ્મનને તુ જીવાડે છે જે કોઈ પોતે કે તેનો વંશ તારા વંશને દુખી કરનાર હોય તેનુ કલ્યાણુ કરી તેને ઘણી વેળા તારા બચ્ચાને દુખ દેવાના હથીઆર પૂરા પાડે છે, તો તારી ઓલાદના તારણુનુ ભવિષ્યમા મૂળ થઇ પડે એવાને તુ કચડી નાખના ફરે છે એક ખેડૂત પોતાના કુટુંબના કોઇ માણસનુ ખૂન કરનારને જીંદગીના તત્વો પૂરા પાડ છે, તો એક કારીગર પોતાના કોઈ બચ્ચાના નાશનુ હથીઆર પોતેજ બનાવી આપી જાય છે, ત્યારે કોણુ કહેશે કે ઓલાદને માટે કાળજી, કાળુ ધોળુ કરી થોડાક પૈસા આપી જવામા સમાયલી જોઈએ અન્યાયી કાનુનો, ખોટા રેવાજો અને ભૂલભરેલા વિચારોના તેઓ ભોગ ન થાય એવી હાલતમા તેમને મૂકી જવા એજ, ઓલાદને માટે ખરી કાળજી છે તમો એક બીજા સાથે એવા સબંધોથી જોડાયલા છો કે જ્યા સુધી અન્યાય અને સંકટો થોડાઓને માટેબી પૃથ્વિ પર હશે, ત્યા સુ'ધી મોડે કે વહેલે તમને પણુ તેના ભોગ થવુ પડશેજ



# કાએદા આપણું રક્ષણ કરતો નથી, આપણે કાએદાનું રક્ષણ કર્યે છીએ.

---

સમાજના થોડાક માણ્સ સોની નીતિજ કાએદાને રક્ષણ
આપી તેનું માન અને બળ જાળવી રાખે છે (ઇમરસન)

દુનિયાની સઘળી નામાંકિત પાઠશાળાઓમાંથી કેળવાઇને પાહવરદો બનેલો જો કોઇ ઠગાગ ની પુરૂષોની નિશાળે કદી બેઠો ન હોય, તો મારા ઢોરોની સભાળ લેવાનું પણ હું તેને સોપુ નહી મારા ખુદા! પ્રમાણિકપણાની પેલી બાજુપર પણ કેટલું બધું શીખવાનું છે લુચ્ચાઓ અને લુચ્છાઓ હોય છે, આ કાંઇ તમારા લંડન અને પેરિસ અને ન્યુયોર્કના નામાંકિત ડીટેકટીવોથી ઝીલાય જાય તેવા માટે હું બોલતો નથી આ તમારા જગપ્રસિદ્ધ ડીટેકટીવોને 'બોલરૂમ' માં બાનુઓના ઘરેણાગાંઠા ચોરોથી બચાવવાને ભલે રોકો, પરંતુ આ તાયફો તમારા ડીટેકટીવો તરફ હસે છે, તેમને સપડાવવાને 'પીનલ-કોડ'માં કાએદોજ કયા છે? અથવા તો તે બાંધી શકાતો નથી, અથવા નજરચુકથી રહી ગયો હોય છે આ સાહુકારો એટલા તો હિંમતવાળા હોય છે કે ડીટેકટીવોના નાક આગળજ સાહુકારી કરે છે તેઓ કાંઇ ગુફાઓ અને પહાડોમાં છુપાતા ફરતા નથી પોલિસ ચોકીમાજ ઉઘાડી રીતે છુપાઇ શકે છે એટલુજ નહી, પણ તેમનું નામજ કોટવાળ અને ફોજદાર હોય હાકમના ઘરમાજ તેઓ છુપાય પછી આખું ગામ ઘુંડી વળો તો શું? એક વાર્તા મુજબ આગળા વખતોમાં ગામો ઇજારે આપવાનો રવઇયો હતો, ત્યારે એક શખ્સને એવો ઈજારો મળતાજ તેનો શત્રુ, બ્હીને, તેની બહેન સાથ મિત્રાચારી હોવાથી યુકિતથી તેનાજ ઘરમાં ભરાઇ બેઠો ઇજારદાર હાકમે આખું ગામ ઘુંડાવ્યું 'મુઆને કાંઇબી કરીને પકડાવો', બ્હેન આગ્રહ કરે! મધરાતે હાકમ સાહેબ પોઢયા કે પાછળે બારથી તેને વળાવી દીધો! એક અમુક વર્ગ પોતાની લુચ્છાઇ કે જરાક પણ અંતકરણ વગરના નીચપણાથી કાએદાઓ, ડીટેકટીવો, પોલીસચોકીઓ અને બંધીખાના-ઓની એટલો તો ઉપરવારો હોય છે કે માણસજાતે પોતાની પ્રેરણા અને અજમાયસથી લાચાર બની તેને કયામતને સ્વાધિન કરી

મૂકયો છે ખુદાએ પણ ફરેસ્તાઓને અણુદીઠ રાખ્યા છે, ગરીબ બિચારા ભોલાભટ ફરેસ્તા! કપટ અને મકકર શુ તેનો જેમને ખ્યાલજ નહી, તેમને કપટ અને મકકરનો ભોગ થતા કેટલી વાર! મરઘા બટકાને પકડવાને દાણા નાખવામા આવે, માછલીને પકડવાને ગળપર માખી મૂકી લલચાવવી પડે, પણ બિચારા ફરેસ્તાઓ તો ખાલી જાળ બિછાવી કે ટપોટપ આવી પડે એક નાનુ દૂધમલ બાળક એક જાળ ભરીને ફરેસ્તાઓ પકડી લાવે!

'A credulous father and a brother noble, whose nature is so for from doing harm that he suspects none, on whose foolish honesty my practices ride easy"

(Shakespeare)

એક કાચા કાનનો બાપ અને ઉમદા ભાઇ જેનો ખવાસ નુકસાન કરવાથી એટલો તો દૂર છે કે કોઇપર પોતાને નુકસાન કરવાનો શક પણ લઇ જતો નથી જેના ભોલ્યા ગપાટ પ્રમાણિકપણા પર મારા કાવતરાઓ ખુશાન અને સહેલાઇથી સ્વારી કરે છે (શેકસપીઅર) લુચ્ચાઓ! આ તે લુચ્ચાઓ! માત્ર જો તેઓ પોતાના પાખડ અને પ્રપચમા કોઇ કોઇ વાર પોતેજ સપડાતા ન હોત તો સેતાનને પણ પાખડ અને પ્રપચમા તેઓ પછાત નાખત તેઓ કોઇ ચોરી અકારી' કરનારા નથી, તેઓ 'કાએદાનો ભગ' કરનારા નથી, તેઓ 'ડામીજ' નથી, તેઓ તો 'આબરૂદાર,' આટવાળા ધર્મી શેઠો અને શેઠાણીઓ છે

દેવળમા તેઓ નિયમીત જાય છે સખાવતની ટીપમા નાણુ ભરે છે સઘળી રીતે સફેદ, ચુનો ધોળેની દિવાળના જેવા નિષ્કલક છે શુ તેઓ લુચ્ચા હોય? તેમના નજદીકનાં સગા ભુખે મરતા હોય, બાપડાને ઓટલાપરથીજ હરકાવી કાઢયા હોય, પણ તેમની તાકાત શુ કે ફરિયાદનો અવાજ તેમની સામે ઉઠાવે? શેઠજી કે શેઠાણીજીએ હમણાજ ત્રણ મીડા સાથની રકમ તીમ્મકતુમા સીધીના બચ્ચાઓને રૂમાલ અને રમકડા આપવાના ફડમા ભરેલી, શુ આવા ધર્મિ માણસ પોતાના ખેશીઓનેજ ન પુછે? ખરેખર કેવા આળસુ, નીમકહરામ સગા, ખાઇને ખાસડામાર, બિચારાને મળ્યાં છે! આ સોનેરી ટોળીની

રીતો અને પરાક્રમો કાંઇ તમારા સાધારણ લુચ્ચાઓના જેવાજ હોતા નથી, તમારા સાધારણ ખીસાકાતરૂઓ અને વરફાડુઓને તેઓ તુચ્છકારથી નીચ લેખે છે આપણા આ લક્ષાપતિ કે લક્ષાપતિઓ ખપતા સાહુકારો એકાદ અંધારી ગલીમા કોઇ ભિક્ષુકના થોડાક દોઢીયા લુટી લે છે, પછી 'ચોર, ચોર' કરી બુમો પાડે છે, બાપડા ભિક્ષુકના મુસ્કા બાંધી ચાવડીપર મોકલે છે, બાપડા ભિક્ષુકનું કોણ માને ? આખી દુનિયા તુચ્છકારથી તેની સામે હસે છે કેવો બેહયા ભિક્ષુક ! શુ આવા લક્ષાપતિ શેઠ એક કંગાળના થોડાક દોઢીઆ લુંટી લે ? શહેરના નીતરમા તેના હૃદયની અડોઅડ-તેઓ લુટવાની ઓફીસ ઉઘાડે, તેમનાજ જેવા બે ચાર 'કાએદાના હીમાયતી'ઓ તેમની પીઠ પાછળ રહી શાહ-બરી કરે, અને પ્રમાણિકપણા અને અપ્રમાણિકપણાની અડોઅડ લાગેલી કિનારી પરથી સડસડાટ, કાએદાના ખડકથી વેગળુ, વહાણ ચલાવી કાઢે મંડળીના કામચલાઉ ત્રાજવા અને કાએદાની કસોટી પેલી દુનિયાના ઇનસાફના ફરેસ્તાના ત્રાજવા અને કસોટી જેવા નાજુક ન હોવાથી, પ્રમાણિકપણા અને આબરૂદારપણાની સુગંધમા તેઓ જીવી અને મરણ પામી શકે

I deny not,
The jury passing on the prisoner's life
May in the sworn twelve have a thief or two
Guiltier than him they try
what's open made to justice,
That justice seizes What know the laws,
That thieves do pass on thieves ?
'Tis very pregnant
The jewel that we find we stoop and take it
Because we see it, but what we do not see,
We tread upon and never think of it

(Shakespear)

"હુ ના પાડતો નથી કે બંધવાની તપાસ કરવા બેઠેલી 'જ્યુરી'-માના બાર ગ્રહસ્થોમા એક બે ચોર હોય, જેની તપાસ કરવા બેઠા છે

તેના કરતા પોતેજ વધારે અપરાધી હોય ! જે, કાયદા આગળ ખુલ્લુ કરી મૂકવામા આવે છે તેની કાયદો ગળચી પકડે છે કાયદાને થોડીજ ખબર હોય છે કે કેટની બધી વાર ચોરો, ચોરોને ટપ મારતા હોય છે દેખીતુ છે કે જે ઝવેર આપણે જોઇએ છીએ તે વાંકા વળીને ઉચકી લઇએ છીએ, પણ જે જોતા નથી તેની પરથી ચાલી જઇએ અને તેના ખ્યાલ પણ કર્યે નહી " (શેકસપીઅર) આ રીતે " કાયદો આપણુ રક્ષણ કરતો નથી, આપણે કાયદાનુ રક્ષણ કર્યે છીએ " થોડાક પ્રમાણિક માણસો કાયદાની હસ્તી અને ટેકનુ મૂળ છે તેમનુ કાયદા તરફનુ માન અને કાયદાની બાજુમા મક્કમપણે ઉભુ રહેવુ કાયદાનુ રક્ષણ છે આપણે ઉપર જોઇ ગયા છીએ કે કાયદો કેટલીબધી રીતે આપણુ રક્ષણ કરવાને અશક્ત છે આપણુ ખરૂ અને પાયદાર રક્ષણ અરસપરસની સાચી ઇનસાફી વલણ, ખરા સુધારા અને જ્ઞાનના ફેલાવામા છે બંધીખાના અને બાધીમાર, ફાસી અને સૂળી, આપણી તકલીદી અને ઉપર ટપકેની સલામતી અને શાતિ જાળવવાનો ટુકો દેખાતો માર્ગ હવે જુનો પુરાણો ગણાવો જોઇએ સુધારા અને વધારાના જમાનાને છાજતો ઇલાજ તે ગણાઇ શકે નહી

" આપણે ચાહનરા થવુ જોઇએ અને તુરતજ અશકય દેખાય છે તે બની શકે આપણી તવારીખ હજારો વર્ષ થયા ચાહ કે માયાળુ પણાની તવારીખ નથી, પણ એકલપેટાઇની તવારીખ છે આપણો અવિશ્વાસ બહુ ખરચાળુ નીવડયો છે, અદાલતો અને બંધીખાના પાછળ ખરચાતો પૈસો આડે માગે જાય છે અવિશ્વાસથી આપણે ચોર અને ધરફાડુ બનાવ્યા છે અને અદાલત અને બંધીખાનાથી તેમને જાહુકના કરી મૂકયા છે

માયાળુપણા અને પ્યારનુ તત્વ ચોર અને બહારવટીઆની આખમા આસુ સાથે પોતાની વફાદાર નોકરી આપણને અર્પણ કરતો આપણી બાજુમા જોઇશુ જુઓ, આ કામદાર અને મજુરી કરતા મરદ અને ઓરતોનુ બહોળુ મડળ, આપણે તેમની કને આપણી ખીદમત કરાવ્યે છીએ, તેમનાથી આપણે દૂરના દૂર રહીએ છીએ, અને મહોલ્લામા તેમને સલામ કરવાની પણ દરકાર રાખતા નથી દુનિયાની શરૂઆતથી એકલપેટાપણુ આપણે દેખાડતા આવ્યા છીએ, " (ઇમરસન) માણસોની નીતિ કે સારી ચાલનો જે ભાગ

જમાદાર, દફેદાર, ન્યાયધિશ અને જલ્લાદને આભારી છે, તે માત્ર એક મુએલી, જીવ વગરની નીતિ છે, અને આ જમાદાર, દફેદાર સઘળા તેના ખાધીઆ છે એક જીવતી જાગતી નીતિ જે ખરા સુધારાથી, એકલપેટાઇ વિનાના સાચા માણસીક ધર્મ અને પ્યારથી, ખરા જ્ઞાનના ફેલાવાથી હસ્તી ભોગવી શકે તેજ મનુષ્ય જીંદગીનુ સાર્થક છે, અને આ દુનિઆનુ કે કોઇબી દુનિઆનુ તારણ છે તેમાજ આપણી અને આપણી ઓલાદની જાહુકની સલામતી અને મનુષ્ય હસ્તીનુ ઉચ દરજજે ચઢવુ, તથા જમાનાઓની જેહમત ભરેલી જીંદગીનો દિલાસો અને બદલો છે દરેક ખરા સુધારા વધારામા આગળ વધતા દેશે પોતાના કાએદાઓમાથી કિનારૂપી અંશ દૂર કરી માણસના ખરા સુધારાનુ હથીઆર તેને બનાવવો જોઇયે છે



## ઇશ્વર અમને અમારાથી બચાવ

"Man is his own proper devil"

"આદમીકા શએતાન આદમી હય"

ન્હાના મહમદઅલીએ બુજર્ગ મામાજીને "તમે બડા બુબખ છો" કરી હમણાજ કહ્યુ છે, અને બિચારા બુઢા મુરલાજી"–નો શુ બોલો? એ શુ બોલો" કરી પાચશેરીઓ જોડો ઉચકી ઠડા પડયા છે, અને પોતાની સફેદ દાઢીને થયલુ અપમાન ઓસી ગયા છે, અને "નાદાન છે, નાદાન છે," એમ મનથી બોલતા સભળાય છે

હમણાજ વિદ્વાન ન્યાયધિશે એક છોનેર વર્ષના ડોસાને છત્રીસમી વાર જેલની ટેપ મારી છે, જેણે પોતાની પોણી ઉપર જીંદગી જેલમાજ કાઢી છે, અને જે "ઉપકાર થયો મારા લોર્ડ" (thank you my lord) બોલી હસીને ચાલ્યો ગયો છે, અને નામદાર કોર્ટ ખાનુ લેવા ગઇ છે શિક્ષા (punishment) ની મતલબ (pena-pain) દુખ ઉપજાવવાની હોય તો દુખ તો વર્તમાનપત્રમા વાંચીને જેમને લાગ્યુ હશે તેમને હશે.

નાદાનોનાં નાજનખરાંનો ભાર બુજર્ગો ઉપર પડે છે, ભણેલાઓ, અભણોની હાલત માટે દુખી થાય છે અને બળે છે (કે જે અભણોને

પોતાની હાનતનુ ભાન પણુ હોતુ નથી, તો કોઇ પ્રકારની લાગણી તો કેમજ હોય, જેમ બીજ વિના છોડ હોય નહી ) લાગણીવાળાઓ લાગણી વગરનાં માટે દુ ખી થાય છે પણુ આપણે ભણેલા બની આપણા ભાનની હદો સઘળે લબાવ્યે અને આપણી લાગણી અને અત કરણુને ખીલવીને ઉચી ટોચે ચઢાવ્યે તેની જોડેજોડ આપણે ઉપ્યોગીપણું (utility) અને કરકસર (economy) ના નિયમોને સપૂર્ણ કાર્યસાધક હદપર લઇ જવા જોઇએ, નહી તો આપણે માટે એક મનુષ્ય પ્રાણી તરીકે ઉપાડવાને નક્કી થયલા ભાર ઉપરાંત બેવડો ભાર ઉપાડવાને તૈયાર થવુ જોઇએ

આપણે દુ ખી થઇએ છીએ તે એટલા માટે નહી કે આપણા-મા ઉદારતા અને પરોપકાર જેવુ કશુ નથી અથવા ઘણુ જુજ છે આ દેવતાઇ ગુણો માણુસની ઊતપતી સાથેજ જોડાયલા છે, જે પર-બ્રહ્મનુ એક કિરણુરૂપ છે, અને જ્યારે આ ગુણો ન દેખડાવતા હોઇએ કે તેથી ઉલટુ જ જણાતુ હોય ત્યારે વાદળરૂપ ઢકાઇ ગયલા કે વેશધારણુરૂપ અથવા આપણી બારિક નજર અને મતકીના પૃથકકરણુની બહાર હોવાને લીધેજ લાગે છે, કારણ કે ઉદારતા, માણુસનાં હ્રદયમાં પોતાનીજ પછવાડે પડવાને એટલી તો તુચ્છકારે છે કે એક વાર જે તરફ ઉદાર વૃત્તિ દોડી હોય તેથી નુકસાન પામતા પણુ તે તરફ દોડની રહે છે, અને પ્યાર અને પરોપકાર એટલાતો જોરસાદાર આકાશી ગુણો છે, તથા આદત એટલી તો પોતાની અસર ઉમેરે છે કે એકવાર કોઇ મનુષ્ય આકારના આબેહુબ પુતળાપર ભૂલથી માણુસ સમજી દોડયા હોય તો તે ભુલ જણાયા પછી પણુ તે પુતલા તરફ દોડી જાય અને પોતાની માયાની સદતર બહાર કાઢવાને ના પાડે ત્યારે શામાટે આપણે દુ ખી છીએ, અથવા દુનિયામા દુખ આટલુ બધુ દેખાય છે ? કારણુ કે " અર્ધી દુનિઆ કેમ જીવે છે તે બીજી અર્ધી જાણુતી નથી " " જેનાપર પડે તેજ જાણે " આ કહેવતો જેવી બીજી થોડીજ કહેવતોએ થોડા શબ્દમાં અનુભવ અને બારિકબીનીનો અર્ક પોતામા સમાવી દીધો હશે દૂર-બીન અને સુક્ષ્મદર્શક યત્ર (અફસોસ ! કે તેઓ પણુ હજી અપુર્ણ હાલતમા આપણી કને છે) બને આ કહેવતોને કાંઇપણુ સમજવાને જરૂર પડે. આપણી અનેક હાલત, સસારી, કેળવણી સબધી, શરિરીક

કે આત્મિક, રેવાજ સંબંધી કે સ્વદેશી અથવા પરદેશી પોતાના અનેક પણા અને બારિક તફાવતોને લીધે, ગમે એવો વિદ્વાન, ગમે એવો પઢેલ, કઢેલ, પરોપકારી પણ માણસ જાતની ભીન્ન ભીન્ન હાલત સમજવાને અશકત થઇ પડે છે જુઓ ! આકાશપર વાદળા ઘેરાઇ આવ્યા છે એ ભલા, આ આકાશ નહી, રાજદ્વારી આકાશપર વાદળા ચઢી આવ્યા છે ફ્રાન્સના રાજાએ પોતાના વડા વજીરને ઠપકો આપ્યો છે, કારણ કે તેના નવા બંધાયલા મહેલની એક બારી તેના ફરમાવના મુજબ બરોબર મુકાઇ ન હતી અને તે વજીરે પોતાના મનમા કહ્યું છે, "અચ્છા, તને નવરાસ ઝાઝી છે તેથી ભલે ઠપકા આપ, હુ તને એનો સ્વાદ ચખાડુ છુ" થોડી વારમા તેણે પંજરણુ ચાલુ કર્યુ છે ટર્કી અને રશિયા, અને ફ્રાન્સ અને આસ્ત્રિઆ ઠૂંકાઠૂંકીપર આવી પડયા છે પેલી તરફ પવિત્રા ત્મા તમામ ખલકતના વડા ધર્મગુરૂને તેના કોઇ સેવકે ચરણા મૃત પામવાને, પગને ચુમન કરવાને બદલે ભુલથી કે જાણી જોઇને ગાલ પર ચુમી લઇ લીધી છે તેથી સઘળે ગડબડ અને ઘોંઘાટ વ્યાપી રહ્યા છે

આ બે 'મોટા' બનાવો તરફ 'આખી દુનિયા' ની નજર રોકાઇ જવાથી બિચારા જીવુ ડોસા સત્તાણુ વર્ષની ઉમરના પોતાની દીકરીની દીકરીની દીકરીની દીકરી ઉમર માસ સવાબેની, બહુજ માંદી થઇ જવાથી ભારી ચિંતામા વખત કાઢે છે તે તરફ કોઇ જોનાર નથી તેમના બંગલોપાળમા પહેલવાન બાજુના અને પીલતન બાંધાના તરવારા અથવા તાડી છેજનારા અને ન્યાતના જમન માટે એકલે હાથે તપેલારૂપ કુવાઓ થલથલ ભરેલા, ચુલે ચઢાવનારાઓ અનેક છે, પણ સવાસો માણસોના કુટુંબમા માનજો કે જીવુ ડોસા જેવો ભાર ઉપાડનાર કોઇ નથી

આ તરફ કોઇ પહરેજગાર ઉપર કોઇએ બારીએથી રાખ અને મટોડાનો વરસાદ વરસાવ્યો છે અને તે બિચારો "ખુદાના શોકર ! મારી નાલાયકી અને પાપ માટે, રાખ અને ધુળ, માથે મોહડે મારે હાથે ભરવી જોઇતી હતી તે કામ બીજાએ મારે માટે કરી છોડચો છે" એમ બોલતો ચાલ્યો જાય છે

પેલી તરફ બે રાજાઓએ લડાઈ ઉઠાવી છે, કારણ કે એક શ્રી છત્રપતિ મહારાજા સમશેર બહાદર ધુરધર-ધર-ધર-ધર વિગેરે,

વિગેરે, વિગેરે આમ ત્રણ 'વિગેરે' પોતાના ખેતાબ પાછળ મુકયા અને બીજાના નામ પછળ એજ વિગેરે મુકયા. (આ વાત માનવામા ન આવે તોપણ ખરી છે કે ઇ સ ૧૬૫૪મા સ્વીડન અને પોલન્ડના રાજાઓ વચ્ચે છ વર્ષ સુધી લડાઇ ચાલી રહી હતી અને હજારો માણસ માર્યા ગયા હતા અને તેનુ કારણ એ હતુ કે એક બીજાના ખેતાબ પછવાડે એજ 'વિગેરે' લખ્યા હતા અને પોતાના ખેતાબ પછવાડે ત્રણ લખ્યા હતા) બસ-દુનિયા, બસ-તારી રજા લેવા અગાઉ વાચનારની રજા લેવુ છુ



## કુદરતની ઐકયતા

There is only One Body and One Spirit (Bible)

માત્ર એકજ શરિર અને એકજ આત્મા છે (બાઇબલ)

It is one light which beams out of a thousand stars It is one soul which animates all men

(Emerson)

એકજ રોશની હજારો તારાઓમા પ્રકાશે છે
એકજ આત્મા સઘળા માણસોમા કાર્ય કરે છે (ઇમરસન)

આ એક બહુ જુનો વિષય છે છેક કુદરતની હસ્તી જેટલો જુનો વિષય છે ત્યારે લખનાર તુ શુ ડહાપણ ડોલના માગે છે? મુખ્ય મકસદપર આવ્યા અગાઉ એક જાણીતી વાત દીબાચા રૂપે કહેવી પડે છે કુદરતી વિદ્યાના કાનુનથી, કુદરતના બહારના ગમે એટલા જુદાપણા અને હેરફેર છતા તેનું આંકેબત એકપણ સાબેત દેખાડે છે માણસનુ આખુ શરિર જે ગમે એવા એકબીજાથી તદન જુદા દેખાતા અવ્યવોનુ બનેલુ છે, તે સઘળા અવ્યવો એકબીજાને મળતા આવે છે એટલુજ નહી પણ સઘળા અવ્યવોનુ મૂળ એક 'કણ' (cell) છે, કે જે બારીક કણ જુદી જુદી રીતે ગોઠવવાથી આ સખ્યાબધ જુદા દેખાતા ઘાટો અને અવ્યવો બન્યા છે માણસના શરિરમા આ ઐકયતા આખા શરિરનો પાયો છે, એમજ નહી, તમામ જાનવરી દુનિયામાંજ નહી, પણ વનસ્પતિના ઘાટમા પણ આજ ઐકયતા છે એટલે એક ઝાડ તેના થડ, ડાખલા, ડાળીઓ, પાદડાં સુધા ગમે

એટલુ જુદી જુદી બાબણીનુ દેખાય તે પણુ આ એકપુરાની અનેક પ્રાસમની ગોઠવણુથી બનેના માત્ર જુદા જુદા દેખાતા વાટો છે ફર વિદયા દર્દોના ગમે એટલા હદ વગરના અને ગુચવનારા નામો છતા દર્દો આકેમત માત્ર બે ચારજ દેખાડે છ, નહી, જો હજી પણ છેક છેડા સુધી પોહચાડે તો તે પણુ દર્દોનુ વટીક એકપણુ દેખાડે છે

આ સઘળી વિદ્યાની ઉડી બાબતો છે હવે આ પદાથરૂપી દુનિયામાજ એકપણુ અટકતુ નથી પ્રવાહીરૂપી દુનિયામા પણ તેવુજ એકપણુ છે નકકર પદાર્થ, અને પ્રવાહી ગમે એટનાં જુદા દેખાય તો પણુ તેમા એકપણુ છે એક સાધારણુ દાખલો પાણીને છે. તની બરફની નકકર હાલત, પાણીની પ્રવાહી હાલત, અને બાફરૂપી વાયુ હાલતમા તે તેને તેજ ચીજ છે, જે નાના છોકરા પણુ જાણે છે પણુ એટલુજ નહી, પદાર્થ કે પ્રવાહીમા પોતપોતાનુ એકપણુ છે એમજ નહી, પણુ પદાર્થ અને પ્રવાહીની દુનિઆ વચ્ચે પણુ એકપણુ છે જુઓ, દરિઆવના ઉછળતા મોજાઓ, તેઓ જમીનપરના પહાડોને રજુ કરે છે, જુઓ આ બહોળા મહાસાગરનુ એક એક ટીપુ પૃથ્વિને રજુ કરે છે હવે જે શારિરીક દુનિઆ માટે ખરૂ છે તે મન અને આત્મિક દુનિઆ માટે પણુ તેટલુજ ખરૂ છે, એટલુજ નહી, એટલે શારિરીક અને આત્મિક દુનિઆ પોતપોતામા એકપણુ ધરાવે છે એમજ નહી પણુ શારિરીક અને આત્મિક દુનિઆ વચ્ચે પણુ એકપણુ છે તબીબી વિદ્યાનુ તત્વજ્ઞાન ધરાવનાર આજના વખતમા જાણે છે કે મન અને શરિર એક બીજા પર કેટની અસર કરે છે, કેટલો ઘાડો સબધ એક બીજા જોડે ધરાવે છે, એટલી તો હદ સુધી કે કેટલાક મનના દર્દોને માત્ર શરિર ઉપર ચોકસ ઉપચારો કરવાથી સારા કરી શકવની આશા રાખવામા આવે છે

ડીસરાએલીના કહેવા મુજબ તબીબી વિદ્યા માટે પ્રખ્યાત લીડન શહેરમા ગોબીઅસ નામના એક પ્રખ્યાત તબીબી પ્રોફેસરે એક દાખલો નોધ્યો છે કે એક બાયડી જે અતિશય આકરા અને ઝનુની મીજાજની હતી, તેણીને તેણીનો ભરથાર અનેકવાર ફસ ખોલી તેણીનો મજાજ એટલો તો ખુશ અને કાબુમા રાખતો હતો કે આ જોડુ જે બહુ દુખી બનતે તે સુખથી રહી શકતુ હતું ' મારી ઓળખાણુના એક તબીબને એક બાઇએ પુછયુ કે મારા દર્દનુ નામ શુ ? " તેણે

જવાબ દીધો "તમારૂ દદ વાતાવરણને લગતું છે" હવાની સરદી તેણીના શરિર ઉપર અસર કરતી હતી જેનો ઉત્તર તેણીનુ મન પાછુ વાળતુ હતું આ તેણીનું દર્દ હતુ "આપણી હોજરી 'તે' થઇ ગયલી ન હોય ત્યારે આપણી કલ્પણા વધારે જોસદાર હોય છે શિયાળા કરતા પાનખર રૂતુમા વધારે ઝમકદાર હોય છે, ભેગા મંડળમા હોય તેના કરતા એકાંતમા વધારે જોરાવર હોય છે, બપોરની ગરમી અને ઉજાસના ચકચકાટમા હોય તેના કરતા ઝાખી રોશનીમા આપણી કલ્પણા વધારે જોર રાખે છે આ સઘળા દાખલાઓમા પહેલા શરિર ઉપર અસર થાય છે અને પછી તે મનપર ફેકાય છે

"કેટલીકવાર આપણા સ્વપનાઓ બેચેનીના ભુતો આપણી આગળ ઉભા કરે છે, ત્યારે આપણને યાદ આવી જાય છે કે દેસ્કાર્તિસના કહેવા મુજબ મનનુ રહેઠાણ 'પાઇનયલ ગ્લાન્ડ' નામના ભેજાના ભાગમા નહી પણ કદાચ આપણી હોજરીમા હશે, અને આપણી અકકલને કોઇવાર ઠેકાણે લાવવાનુ તર્કશાસ્ત્ર 'બ્લુ પીલ' નામની દવાની ગોળી સાથ ગળવાથી મળી શકે આપણુ સસારી સુખ ઘણીવાર આપણા કલેજા અને હોજરીપર આધાર રાખે છે, અને નીતિશાસ્ત્રી કરતા તબીબ પરણેલી જીદગીની નાની નાની ખતલોને અસરકારક રીતે દૂર કરી શકે, કારણકે એક અસરકારક દવાને બદલે એક વાએજ ખોટી રીતે લાગુ પાડવા જવાથી જોઇતી અસર થઇ શકે નહી"

મી૦ હેસ્લેમ નામનો વિદ્વાન પોતાની 'તંદરોસ્ત મન' નામની ચોપડીમા શરિર અને મનના દદ વચે કેટલા અજબ જેવી સરખામણી દેખાડે છે જેમકે લકવો યાદદાસ્તની ખામી જોડે સરખાવે છે, કે જયા યાદ કરવાની ગમે એટલી કોશેશ છતા યાદ આવતુ નથી, ધ્રુજરીને ચિત્તના ફર્યા કરવા અને ધ્યાન ન રહેવા સાથ સરખાવે છે આ રીતે આપણે આ નીચલી કહેતીપર આવી પુગ્યે છીએ "Vice is a disease which requires a physician to cure and not a judge to punish," અનીતિ એક દદ છે જે સારૂ કરવાને એક તબીબનુ કામ છે નહી કે ન્યાયધિશનુ

અને જાણે કે આ સચ્ચાઇની અસર ન્યાયધિશોપર થઇ હોય તેમ થોડાક વર્ષની વાત ઉપર (વિલાયતમા) અપરાધીઓની સજા

એટલી તે કાએદામાં ફરમાવવા કરતા ઓછી અને લઇ ચલાવ કર વામા આવતી હતી કે વર્તમાનપત્રોમા કોઇ ડાહયાઓએ પોકાર કરવા માડયા હતા કે એક 'કમીશન' નેમી આ બાબતની તપાસ ચલાવી ન્યાયધિશોને, પૂરેપૂરી સજા કરવાની ફરજ પાડવી !

હવે કુદરતના એકપણાની બાબતપર પાછુ બોલતા કહેવુ જોઇએ કે આ એકપણુ જીદગીની દુનિઆમાં છે એટલુજ નહી પણ મોતની દુનિઆમા પણ છે જીદગી અને મોતની પોતપોતાની દુનિઆમા છે એટલુજ નહી પણ જીદગી અને મોત એ બે દુનિઆની વચ્ચે પણ છે ખરેખર જીદગી અને મોતને કોઇ બારીક લીટીથી જુદા પાડી શકતા નથી અને કેમ પાડી શકે ? જ્યારે ગોયા એક ચાનુ મોતની મારફતેજ આપણે જીવ્યે છીએ આપણા શરિરના વપડાઇ જતા ભાગો હરપળે મરણ પામે છે, અને નવા ભાગો તેમની જગાએ બનતા રહે છે આ ક્રિયાનો સરવાળો તે આપણી આ દુનિઆની જીદગી કોડી ગયથી અને મરણ પામેલી વનસ્પતિ અને પ્રાણિઓનુ કુદરતી નિયમ પ્રમાણે પૃથકકરણ બની તે પાછાં આપણા ધાન્યનું ખાતર, આપણુ પાણી કે હવા બનાવવામા મદદ આપે છે અહીઆ આપણને શેકસપીઅરની કવિતા યાદ આવે છે, જયા તે સીઝર બાદશાહને તેના મરણ પછી ખાક બની એક દિવાળનું ગાબડુ પુરવાને ઉપયોગી થયલો દેખાડે છે

"Imperious Cæsar dead and turned to clay
Might stop a hole to keep the wind away
O, that that earth which kept the world in awe
Should patch a wall to keep the wind away"

આ રીતે કુદરતના સઘળા વિભાગો એકપણાના નાતાથી જોડા એલા છે, ફારસી ખુદાપરસ્તો કહે છે કે "નીસ્ત હસ્તી બજુજ ઇઅ-જદાન" કુદરત સિવાય બીજી કોઇ હસ્તી નથી ખ્રીસ્તી બાઇબલ કહે છે 'Man is made in the image of God,' માણસ ઇશ્વરની પ્રતિમા છે એરીસ્તોતલ કહે છે "દુનિયા માણસના મનમા એક ખ્યાલ છે અને માણસ ખુદાના મનમા એક ખ્યાલ છે"

ઓ ઇનસાન ! કુદરતની બહોળી સાકળની તુ એક કળી છે, જીવતી, બોલતી અને પોતાનુ ભાન ધરાવતી કુદરત તુ છે, ત્યારે જો

તારો દરજ્જો ! તેને જાગ્રવાને તારે કેટની સભાળ લેવી જોઇએ હવે આ દીબાચો પૂરો કરતા હાસલે મતલબપર આવશુ

યાદ રાખવુ કે આ કુદરતના એકપણા વચ્ચે કોઇપર કાઇમી અન્યાય આપણે કરી શકયે નહી, કે જે વળતો આપણી ઉપરજ આવી ન પડે, " જુલમગારે જાણ્યુ કે તેણે મારી પર જુલમ કર્યો, જુલમ તો તેણે પોતા પરજ ગુજાર્યો " અમેરીકન ફીલસુફ એમરસન કહે છે " માણુસના પોતાના ભાઇબધો પ્રત્યેના અન્યાયોનુ પરિણામ શુ ? સસાર મડળ, રાજ મડળ, જાહેર આસામી, ખાનગી આસામી સર્વને માથે પેલુ મુરદાર ભક્ષ ઘીંચ 'બીક' પોતાની પાખો ફફડાવ્યા કરે છે પોલીસની ફોજ પોતાની પીઠ પછવાડે ને પછવાડે રાખીનેજ તે અહી તહી ફરી શકે છે " જે ગેરલાભો તારા પડોશીને ભોગવવા પડશે, તે મોડે વહેલ્લે તને ભોગવવા પડવાના, જે અન્યાયો, જારતીઓ, ધિકકારો તુ ખુદાની ખલકતપર ગુજારશે તે તારી અને તારાઓની ઉપર સીધી કે આડકતરી રીતે મોડે કે વહેલ્લે આવી પડવાના, માટે, ઉઠ, ઓ ઇનસાન અગરજો આ કુદરતના એકપણાની બામન તારીપર વ્યથ ગઇ ન હોય તો જાણુ કે આ દુનિઆની બદબખ્તીમાં કોઇપણ રીતે ફસેલુ ઇનસાન તારી મા, બાપ કે ભાઇ બેન ન હોય તો તેથી ઘણુ દરતુ બેગી તો નથીજ તારી બેદરકારી માટે શુ કહુ ? અગર જો પેલી દુનિઆનો એક ફરેસ્તો તને સહાય થવા આવતા કોઇ અકસમાતનો ભોગ થાય એમ આપણે વિચાર્યે તો કેટલા હેયાના હેતથી કેટલા પૂત્ર સમાન ભાવથી તેને નુકસાનીમાથી છોડવવાને તારી અલ્પશકિત છતા સઘળુ બનતુ કરવુ જોઇએ અગર જો એક ગાય પોતાનું પૂચ્છ કાટામા ભેળવાઇ જવાથી અટકી ઉભી હોય તો તારી માણુસાઇ લાગણી ઝડપથી તેણીને છોડવવાને ન દોડાવશે ? અફસોસ ! કુદરતી હાજતોમાથી નીપજતા નુકસાનોને કુદરતી આફતોથી નીપજતાં નુકસાનો સાથ આપણે ભેળી નાખ્યે છીએ ધર્નિક, રેળ અને દુષ્કાળ જેપર આપણો કાબુ નહી તેને સસારી વગેરે ખરાબીઓ જેપર થોડા ઘણા કાબુથી ઘટતી રીતે ઓછા કરી શકયે તે સાથ ભેળી નાખ્યે છીએ, અને પાણીના ધોધ આગળ એક ત્રાસનુ તણુખુ તણાઇ જાય તેમ આપણી સસારી આફતોને દૂર ન થઇ શકે એવી ખરાબી માની તેટલામાજ અટકી બેસ્યે છીએ

એ ઇનસાન! તુ એક 'મીશનરી' છે અમેરીકાનો, ચીનનો કે અરબસ્તાનનો નહી, પણ ખુદ ખુદાતરફનો મીશનરી છે શુ મીશનરીઓએજ પોતાની માતુ દુધ ધાવ્યુ? શુ આપણે કુતરીનુ દુધ ધાવ્યુ કે હવાપરજ પરવરશ થયા? શુ મીશનરીજ સ્રીનો ભરથાર, બચ્ચાનો બાપ, માપનુ બચ્ચુ? અને તુ નહી? આપણી સઘળી કેળવણીની મકસદ દરેક ઇનસાનને ખુદ પોતામા ભલાઇનું એક મધ્યબિંદુ બનાવવાની છે કે જેનાથી સૂર્યના કિરણો મીસાલે તે આખી દુનિઆમાં ફેલાતી રહે તમામ કુદરતનો પડછાયો તારા મનની આરસીમા બરાબર અને આબેહુબ પડે એટલે તુ બરોબર કુદરત સાથ એક થઇ શકે છે.

આ એકપણાંએ-આપણી હસ્તીના મૂળ કાએદાએજ-આપણને એવા તો સીકડયા છે કે આપણી ટુંક નજરનુ એકલપેટાપણુ 'બીજાઓ'ની કમબખ્તી અને દુખમા આપણને સડોવ્યા વિના રહે નહી આ એકપણાએ આપણને શીખવ્યા કે જયારે જે સઘળુ છે તે સઘળા દેખીતા જુદાપણા વચ્ચે "એક પાક કુદરત" છે, ત્યારે પ્યાર અને માનની ભકિતભાવીક લાગણીથી કુદરતનાં બાળક તરીકે આપણે આપણા આ માતા તરફ જોવુ જોઇએ, તેણીના માન અને પ્યારને ખાતર આ દુનિઆની બદીમા સડોવાયલાઓનો અસરકારક છુટકારા આવી ઉચ્ચ લાગણીઓ ધરાવ્યા વિના થઇ શકે નહી, એટલે તમામ કુદરતમા ધિકકાર અને 'મને કોઇ અડકશો નહી'નો જગ્યા કેહે છેજ નહી

"પોતાને ઓળખ" એ સઘળી ફીલસુફી અને જ્ઞાનનો અરક છે પણ પોતાને ઓળખેજ કાણ, જે પોતાની હાજતોને પણ સમજી શકતો નથી આ હાજતોને ઘટતી રીતે અને કુદરતી કાનુનપર પૂરી પાડવાનુ દરેક માણસને બની શકે તો સભાળ લેવાને અને તેની સઘળી બની શકતી સપુર્ણ રીતે તે જાળવવાની મકસદ તરફ દરેક ખરો ફીલસુફ કે રાજદ્વારી કે પરોપકારી વગેરે પોતપોતાના વિભાગમાં કામ કરે છે, અથવા કરવુ જોઇએ નીતિ અને અનીતિ, તદરોસ્તી અને દર્દના સઘળા કાએદાઓનુ એકપણુ અને તેમના વચ્ચેનો સબંધ તપાસ્યા પછી એક ખરા અનુભવી તબીબ તરીકે કેમ કામ કરવુ તે સમજી શકાય છે, બીજાઓની જાળવણી અને લાભમા આપણા લાભ અને જાળવણી જોઇએ છીએ જયારે તમામ જગત એકજ શરિર છે,

ત્યારે તેનાં કોઇ પણ ભાગના દર્દની અસર બીજાપર થયા વિના રહેજ કેમ? પણ જે પોતાને ઓળખે નહી તે બીજાને કયાથી ઓળખે? જે પોતાની હાજત ન સમજે તે બીજાની કયાથી પીછાણે

આ કુદરતી હાજતો અને તેમના એકપણાના સબબોએ અરસ-પરસની મદદનો કાનુન આ દુનિઆમા અગતનો બનાવ્યો છે

દરેક માણસ દરેક માણસનો માત્ર પડછાયો છે, ઢેડવાડો, બધી બાના આપણી નજરની બહાર ગમે એટલા ગામને પાદરે કહાડયે, તો પણ તેમનો પડછાયો સૃષ્ટિના બીજા છેડા સુધી આપણીપર પાછો પડશે, અને સારા નસીબે આપણે બચી ગયા હોઇએ તો આપણી અજ્ઞાન કે ઓછા નસીબની ઓલાદ અને બચ્ચા માટે આપણી કને કાઇ જામીનગીરી નથી, સિવાય કે ખરી રીતે કુદરતના કાનુનોને પીછાણી એકબીજાની હાજતનો પુરેપુરો અભ્યાસ કરી ખરા ભાઇબેનપણાથી માયા અને નરમાસથી વર્તી આપણી તરફની, આપણા ભાઇબેન ઇન-સાન જાત તરફ અને આપણી માતપીતા કુદરત તરફની ફરજ આપણે અદા કર્યે અને તેના બદલા તરીકે મનની શાતિ મેળવી આપણી ઓલાદ અને બચ્ચાના લાભની કાંઇક ખરી સામગ્રી કરી મુકયે



# સુપ્રસિધ્ધ યુરોપિયન લેખકોના ચુંટી કાઢેલા વિષયો.

---

## લડાઇની ફીલસુફી

(જોનેથન ડાયમન્ડના લેખ ઉપરથી તરજુમો)

લડાઇઓ ઘણીવાર સ્વાર્થ માટે કે ગુસ્સાઓ સંતોષવા માટે ચાલુ કરવામા આવે છે તેમને ચાલુ રાખવાને બીજા હેતુઓમા લાભની અભિલાષાથી તેની અસર વધે છે, અને આપણે જાણીએ છીએ કે બીજા હેતુઓ વિના માત્ર લાભની ખાહેશજ આપણી નીતિ સંબંધી લાગણીને બહુ નબળી કરવાને અને ઘણા પાપો કરવાને લલચાવવાને પૂરતી છે દસ વરસની મુદતની એક લડાઇના અરસામા ઘણાઓ એવા હોય છે કે જેમની આવક લડાઇ ચાલુ રહેવા ઉપર લટકેલી હોય છે, અને ખોરાકી વગેરે પૂરી પાડનારાઓ, ગુમાસ્તાઓ અને કારીગરો વગેરેની એક મોટી અગણીત સંખ્યા લડાઇને ચાહય છે, કારણ કે તે તેમના ગજવા ભરે છે અને કમનસીબે જો પૈસા નજર આગળ હોય તો એક આખા રાજની ધુળધાણી ની મીસાલમા છે? નાશ અને કાપાકાપી—વરસ દહાડે એકસો—ની સામે હરીફાઈમા ઉતરવાને કાઇજ નથી સાચુ બોલીએ તો એક લડાઇને ચલાવનારની નેમ કોઇ વખતે લાભના મૂળોને હદ વગરની શાખાઓ જોડી દેવાની દેખાય છે જેમ ઘણાઓને તેથી લાભ થાય છે તેમ ઘણાઓ તેને ટેકો આપનાર થાય છે, અને એ પ્રમાણે દીવાનની મસલતો અને યોજનાઓ લોકોની ઇચ્છાઓ સાથે એક મને છે, અને મને લડાઇના ચાલુ થવામા સંતોષ પામે છે પણ એથી તો વધારે દરોમસ્ત અને જોરાવર ટેકો તો લડાઇને એમ મળે છે કે તે સમાજના ઉપલા વર્ગોને એક 'પેશો' (ધંધો) પૂરો પાડે છે કે જેમા લાભની સાથે ઉચપણ જોડાયલુ છે, અને જે સાધારણ ધંધાઓની હલકાઇમા નાખ્યા વિના તેમને ગુજરાન પૂરૂ પાડે છે અને દોનતવાન બનાવે છે આ વ્યાપારની જંજાળો અને લડાઇની જંજાળો વચ્ચેથી કાઢેલો હલકાઇનો ખ્યાલ

ખરો છે કે માત્ર કલ્પિત છે તે તપાસવાનુ જીવ જેવુ નથી લડાઇના ખ્યાલને બીજા ખ્યાલોથી અલગ પાડી તેને પોતાનાજ ટેકા ઉપર રાખી તપાસતા તો આ માન અને હલકાઇનો ખ્યાલ કલ્પિત માલમ પડે છે, પણ આ જાતના માનની લવાડો પ્રજામત ઉપર હોય છે, અને પ્રજામત તેની તરફેણુમા છે, તેટલામાટે જમીન અને દરિયાના લશ્કરો મધ્યમ અને ઉપલા વર્ગોને એક આવકારદાયક પેશો પૂરો પાડે છે લડાઇનો પેશો પણ કાયદા અને વૈદાના પેશાની માફકજ છે—એટલે ધધા અને નફનુ એકસરખુ મૂળ જેમ છોકરાઓને કાયદાની કેળવણી આપવામાં આવે છે તેમજ લડાઇને માટે પણ કેળવવામા આવે છે, અને લડાઇ દુનિયાના કામકાજનો એક ભાગ છે એથી બીજો ખ્યાલ તેમને હોય એમ દેખાતુ નથી વડા દીકરાનેજ એકલો વારસ નેમવાની કમનસીબ રૂઢીને લીધે જે બાપો પોતાના નાના દીકરાઓને પોતાના વારસને ખરચે નીભાવવા ઇચ્છતા ન હોય તેમને માટે ખુશ્કી અને તરીનાં લશ્કરો એક સાધારણ ઇલાજ છે આ બે વિના શુ કરવુ તે તેઓ જાણી શકત નહી એઓમાના ઘણાઓને તો સુલેહની ખબર એક આફતસમાન હોય છે, અને જોકે લાભને ખાતર નવી શત્રુતાઓ અને લડાઇની તરફેણુમા તેઓ પોતાના અવાજો ઉઠાવે નહી, તોપણ કમનસીબે એટલુ ચોકસ છે કે તેઓ ઘણીવાર છુપી રીતે તેને માટે ઇચ્છા કરે છે આ રીતે એક દેશના ખેતાબવાલા, વગવાલા અને દોલતવાન મડળોનો મોટો ભાગ લડાઇને સલગાવી જારી રાખવામા પોતાનો સ્વાર્થ જુએ છે અને પછી તેનો છેડો પણ ન આવે તો તેમા અજાયબી શી ? (હુ ધારૂ છુ કે સર વોલ્ટર રાલીએ કહ્યુ છે કે) "જે કોઇ લડાઇના પેશાપર પોતાના ગુજરાનનો આધાર લટકતો રાખે છે તે કવચીતજ પ્રમાણિક નીવડશે"

લડાઇ ઉપર ગુજરાનનો આધાર રાખવાથી, લડાઇની ઇચ્છા કરવાને મજબુત લાલચ થાય છે, અને જ્યારે લડાઇનો સવાલ આગળ આવે છે ત્યારે આપણને ડર લગે છે કે કાનમા આસ્તેથી ફુક મારતો સ્વાથનો અવાજ ફાવી જશે, અને લડાઇ સળગાવવાને દયા, ધર્મ અને અતકરણનો ભોગ આપવામા આવશે.

લડાઇના બીજા કારણો કે જે શાહજાદાઓ, રાજ્યાધિકારીઓ કે સેનાપતિઓનો લોભ વગેરે હોય છે તેનો કોઇપણ માણસ જેને

દુનિયા સાભળે તે બચાવ કરવાને ખુશી નથી જયાધિકારીઓને લોભ સિવાય તેમની સુદર રાજનીતિને નગતા બીજા ઘણા કારણો હોય છે કે જેથી લડાઇ સગવડભરેલી થઇ પડે છે, અને જયારે તેમને એવા કારણો હોય છે ત્યારે તેઓ કોઇવાર માણસોની જીદગીઓનો ઠડે પેટે સટ્ટો કરનારા સગેલીઆઓ બને છે જેઓ ઘણો આશરો આપે છે તેમના ઘણા તાબેદારો હોય છે, અને જેમના ઘણા તાબેદારો હોય છે તેમને ઘણી સત્તા હોય છે એક લડાઇની એક પ્રધાન ઉપર હજારો આધાર રાખનારા થાય છે અને જો તે ચાહે તો મોટા અપરાધો કરી શિક્ષા વિના બચી જઇ શકે, કારણકે લડાઇ, સામે થનારને એકાદ ઓવો આપી ચુપ કરવાને તેને શકતીવાન કરે છે અને ભાડુતીઓના મતો એકાદ લાચથી સગરાને તેને ફાવતુ કરી આપે છે એટલામાટે લડાઇ ચલાવવાને તેને ઘણા હેતુઓ હોય છે,—લોભ કે જે જીતવાની દરકાર રાખતો નથી, અથવા ધાસ્તી કે જે તેના ઓદ્ધા સુ'ધી કે ગજવા સુધીજ લબાએલી હોય છે, અને ધાસ્તી અને લોભ કોઇવાર માણસોની જીદગીઓ અને સુખ કરતા વધારે સ્વાથભરેલા વિચારો થઇ પડે છે ખરેખર દીવાનની સભાને લડાઇઓ ચાલુ રાખવાને ઘણા છુપા હેતુઓ હોય છે કે જે વિષે લોકો થોડુજ જાણે છે તેઓ જાહેરમા હક લુટાવાની, સુલેહ ભાગવાની, કિનો લેવાની જરૂરની વગેરે વાતો કરે છે, જયારે આ હેતુઓ તો તેમના ઠરાવોથી વેગળાજ હોય છે કાઇ છુપી મકસદ, અથવા એક શાહજાદાનો ખાનગી કજીઓ કે એક પ્રધાનનો ગુસ્સો—આ ઘણીવાર ખરા કારણો અને હેતુઓ હોય છે ત્યારે લડાઇ સળગાવનારાઓ મોટે મોટે દેશની આબરૂની અને સલામતીની વાતો પોકારે છે

પણ લડાઇનાં લોકપ્રિયપણાનુ અને જે સહેલાઇથી તેને માટે તૈયાર બની જવામા આવે છે તેનુ સર્વથી મોટુ કારણ કદાચ આ છે લડાઇના પેશા અને પરાક્રમો સાથે કીર્ત્તિ અને માનનો ખ્યાલ જોડાયલો છે લડાઇની, જેઓ તેમા માર્યા જાય તેમની અને જેઓ તેમાથી પોતાને દેશ ફત્તેહમદ પાછા ફરે તેમની કીર્તિ, એ ઇતિહાસ કર્ત્તાનો, જન્મચરિત્ર લખનારનો અને કવિનો માનીતો વિષય છે તેઓએ એક હજાર વખત આપણને મરી જતા પેહલવાનો વિષે કહ્યુ છે કે જેઓ "જીતની ખુશાલીઓ વચ્ચે પોતાના પ્રાણ છોડે છે,

અને પોતાના દેશની કીર્તિના વિચારથી મસ્ત બની મરતાં હસે છે,"
અને આ પ્રમાણે કીર્તિનો લોભ વધારવાને સુભાખીતપણુ અને બુદ્ધિ જે સઘળી ઉશ્કેરણીઓ પૂરી પાડી શકે તે દરેકને કામે લગાડવામાં આવે છે, કે જે લોભ માત્ર લોહીના ખરચેજ સતોષી શકાય

આ કીતિની જાત અને તેના મૂળ તત્વોની આપણે તપાસ લીધી છે, અને નીતિ સબધી કે બુદ્ધિની નજરથી જોતા તે હલકા પ્રકારની અને ખરાબ છે કીર્તિનો જુસ્સો સઘળા જુસ્સાઓમાં (પ્યાર સિવાય) સર્વથી એકલપેટો છે એટલા માટે ફીલસુફી અને બુદ્ધિ તેને બેધડકર તુચ્છકારી શકે, અને ખ્રીસ્તી ધર્મ મુગા અવાજે તોપણ ભાર મુકીને તેને ધિકકારે છે બીશપ વીલ્સન કહે છે કે "ખ્રીસ્તી ધર્મ લડાઇની કીર્તિની ઇચ્છાનો કેવળ નાશ કરે છે" એથી પણ વધારે, લડાઇનોજ એક કીમાયતી ગવાહી આપે છે કે એક લડાયક માણસની વર્તણુકનો કોઇ પણ ભાગ કાઇસ્ટની વખાણુનો, ફરમાનનો કે દાખલાનો વિષય કદી પણ બન્યો નથી, પણ તેથી ઉલટીજ વર્તણુક આ સઘળાનો વિષય પૂરો પાડે છે

આવો કીર્તિનો પાયો છે કે જેણે માણસોના ધાડાના ધાડાઓને ઘણા ઘણા જમાનાઓ સુધી ઠગ્યા છે। આ પાયા ઉપર એક બાધકામ કરવામા આવ્યુ છે—એટલુ તો બોહળુ, એટલુ તો સુશોભીત, એટલુ તો દેખાવડુ—કે માણસ જાતનો મોટો ભાગ તેના પાયાની કે તેના ટકાઉપણાની તપાસ કે તજવીજ કર્યા વિના અચરતીથી તે તરફ ટીકવામા સતોષ પામ્યો છે તોપણ જો એમ બને કે ખ્રીસ્તી ધર્મની સચ્ચાઇ અને પ્રકાશ સઘળે ઠેકાણે પોતાના પૂર જોશમા પથરાય ત્યા સુધીજ જો આ ભભુકદાર મદીર ટકે, તો તેના ઓરડાઓમા સવથી મોટા અને સેવટના લાભ તરીકે પોના માટે એક ગોખનો શોધનારે આગળ ચાલવા અગાઉ થોભવામા ડહાપણભર્યું છે

જો તેઓ ગુનાહ અને બનાવટ કરતા બહુ લાબો વખત ટકે એવી કીર્તિ અને માન ઇચ્છતા હોય તો લડાઇની કીર્તિનો પાયો તેમને તપાસવા દો અગરજો આ કીર્તિ એક દહાડો અધકાર અને ધિક્કારમા આવી પડે તો ચોમેર પથરાયલી કીર્તિ એક ઝળકતો પરપોટો માલમ પડયો છે—જે ભાગી ગયો છે અને ભુલી જવામા આવ્યો છે તેનો પેહલોજ દાખલો ઠરશે નહિ

આગલા પુરૂષાતન (chivalry) ના દહાડાઓને યાદ કરો મધ્ય સદીઓના દસ હજાર 'ક્વીકસરો' માના કોણનુ છે આજે માન કે નામ ? તોપણ એકવાર કવિઓએ તેમની કીર્તિ ગાઇ હતી, અને તેમના પરાક્રમની નોંધ લેનાર માનતો હતો કે હુ એક જાવેદાન ટકનારી કીર્તિની નોંધ લઉ છુ ક્યા છે હવે લડાયક અખાડાઓ (tournament) ની કીર્તિઓ કે જે કીર્તિઓથી આખુ યુરોપ ગાજતુ ? ક્યા છે તે રમતોમા ફ્તેહમંદ ઉતરનાર વીરપુરૂષ કે જેની શાહજાદીઓ આગતાસ્વાગતા કરતી અને ઉમરાવો અદેખાઇ કરતા હતા ? ઇન્સ સ્કોતસની ફ્તેહઓ ક્યા રહી છે, તેનુ નામ અમર કરનાર ચોપડીઓ ક્યા છે ? લડાઇની કીર્તિઓ એથી ખરેખર વધારે ટકી રહી છે માણસના જુસ્સાઓ માણસની મૂર્ખાઇ કરતા ઓછા ફેરફારને પાત્ર છે પણ હુ ખાતરી આપવાને તૈયાર છુ કે આ કીર્તિઓ ભુલાઇ જવાનુ નિર્માણ થયલુ છે, અને તે વખત આવી પોહચ્યો છે કે જયારે પેહલવાનગીરીની શાબાશીઓ અને જીતના ભપકાસપકાઓને વહી ગયલી મૂર્ખાઇઓ અને દુષ્ટપણા તરીકે યાદ કરવામા આવશે

આ ઠગારી કીર્તિ લડાઇનુ એક કારણ છે તે વિષે બોલતા ગીમન લખે છે કે "જયાસુધી માણસજાત પોતાના ભનુ કર્તાઓ કરતા પોતાનો નાશ કરનારાઓને વધારે છૂટથી શાબાશી આપવાનુ ચાલુ રાખશે ત્યાસુધી લડાઇની કીર્તિની તરસ સર્વથી ઉચી ખસલતના માણસોની એક અનીતિ થઇ રહેશે "

## લડાઇની ખાનાખરાબીઓ.

(બીશપ હૉલના લેખ ઉપરથી)

જોકે સર્વ માણસજાતને મરવાની ટીપ મરાઈ છે અને આપણે સઘળા આપણા છેવટના ઘર તરફ દોડીએ છીએ, તોપણ એક પૂઠે એક આવતી દરેક પળમા જીદગી અને મોત માણસનુ રાજ્ય પોતા વચ્ચે વેહચી લે છે, અને તેમા જીદગીનો ભાગ મોટો છે લડાઇમા તેથી ઉલટુ જ છે મોત ત્યા એક પણ હરીફ વિના કે કોઇનાએ કાણુ

વિના એકલુ રાજ્ય કરે છે લડાઇ એ મોતનુજ કામ, તત્વ, ગમત, અને ફતેહ છે, કે જે મોત પોતાની જીતના બોહળાપણા ઉપરજ નહી પણ પોતાની લુટના કીમતીપણા ઉપર પણ ખુશખુશાલ બની લાડ કરે છે મોતના બીજી જાતના હુમલાઓમા—જે બીજા નવા નવા આકારો તે લે છે તેમાં—તો નાતવાન અને ઘરડાબોખા જેઓ માત્ર થોડોજ વાર જીવી શકે તેઓ ઘણુ કરીને તેના ભોગ થાય છે, પણ લડાઇમા તો તદરૂસ્ત અને જોગાવરો તેના ભોગ બને છે એક આગલા ઇતિહાસકર્તાએ કહ્યુ છે કે " સુલ્લેહના વખતમા છોકરાઓ પોતાના માબાપોને દફનાવે છે, લડાઇના વખતમા માબાપો છોકરાઓને દાટે છે " આ બને હાલત વચ્ચે કાઇ થોડો તફાવત નથી છોકરાંઓ પોતાના માબાપનો ખરા જીગરથી તોપણ મધ્યમપણે અને શાત ઉદાસીભરેલો શોક પકડે છે, કે જેમ કરવુ તેમના બાબમા ખુદરતી છે કારણ હજી બીજા ઘણા નાજુક સબધોથી તેઓ દુનિયા સાથ જોડાયેલા છે, અને ઘણી ઉલટ આપનારી આશાઓ તેમને ભવિષ્યમાં દેખાયે છે માબાપો તો છોકરાના મોતથી છેવટના નામીપાસ બની જાય છે, બુઢ્ઢા બાપ, રડાયેલી મા, પોતાના બચ્ચાના મરણથી દુખ ખમવાની શકિત સિવાય સઘળુજ ખોઇ બેસે છે, તેણીનુ કુમળાઇ ગયેનુ અને ઉજડ બનેનુ દિલ કોઇપણ બીજી ચીજની દરકાર કરતુ નથી કે કોઇપણ બીજી આશાને ઉછેરતુ નથી

પણ માત્ર માર્યાં ગયલાઓની સખ્યા ઉપરજ ધ્યાન આપ્યાથી તનવારથી થતી ખાનાખરાબીનો ઘણોજ અધુરો ખ્યાલ આવે છે જેઓ એકદમ અને તરતજ માર્યાં જાય છે તેઓ તો (ધર્મની છેલ્લી ફરજો અને આશાઓને ધ્યાનમા ન લેતા) રીબાવતા દરદોથી લાખો વખત દુખ ખમી ખમીને મરનારાઓ સાથે સરખાવતા કાઇક સુખી ગણાય કોઇપણ માણુમને—પછી તે અજાણ્યો હોય કે શત્રુ હો'ય તેને મરતો જોતા આપણામા દયાળુ લાગણીઓ પેદા થયા વિના રહેતી નથી, અને એવા વખતમા જે કાઇ આપણે તેને માટે કરી શકિયે તે કરવાને તૈયાર થઇએ છીએ એક પળમા શત્રુતા કે કિનાની દરેક પ્રેરણા ગુમ થઇ જાય છે. બીજો દરેક જુસ્સો દયા અને ધાસ્તીને જગ્યા આપે છે આ છેવટની ઘડીઓમા આપણી સામાન્ય કુદરત તરફ જે માન અને વ્હાલ ધરીત છે તે સિવાય બીજુ કશુ યાદ આવતુ નથી

ત્યારે લડાઈના મેદાનનો કેવો દેખાવ બનવો જોઇયે—જ્યાં હજારો, મદદ કે દયા વિના, કલતર કરતી ઠંડી હવામાં ઉઘાડા જખમો સાથે પડયા છે, જેમનુ લોહી વહેતુ વહેતુ બધાઇ જવાથી ખુનપર ચઢેલા શત્રુના અપમાનો વચ્ચે—ઘોડાના પગો તળે કચડાઇ મરતા તેમને ભોય સાથે બાધી મુકયા હોય, તેવી તેમની સ્થિતિ છે અગરજો શત્રુની દયાથી તેઓ બચવા પામે છે અને રણભુમિપરથી તેમને લઇ જવામા આવે છે તો માત્ર તેમનુ દુખ લાબુ થાય છે કફોડા, અગવડભરેલા ગાડાઓમા નાખીને કઢગા રસ્તાઓપર (કે જે માણુસ, પશુ કે ગાડા માટે લગભગ નિરૂપયેગી જેવા હોય છે) ત્યાથી ઘણીવાર છેક દુરદરાજ તેમને લઇ જવામા આવે છે, જયા ઘાયલ અને બીમારો માટે ઉભા કરેલા હાલહવાલ ઝુપડાઓમા તેમને રાખવામાં આવે છે, જયા એટલાબધા તો ખમનારા અને એટલા તો જુદા જુદા દુખો એકઠા થયના હોય છે કે દયા અને ચચળાઇની સત્વળી કોશીશે ને તેઓ હફાવે છે અને દરેક ઉપર જે ધ્યાન અપાવુ જોઇએ તે આપવુ અશકય કરી મૂકે છે

પોતાના સ્વદેશથી અને ઘરથી દુરદરાજ, દોસ્તોના માયાળુ સધ્યારા વિના, એક જાણીતો અવાજ સાભળ્યા વિના, બાયડી, મા કે બેહન વિના, કે જેઓમાનુ કોઇ પણ તેની નજદીક નથી કે તેને પસવારી તેનું દુખ ઓછુ કરે, તેની તરસ છીપાવે કે તેની બધ થતી આખો ઉપર હાથ મુકે, એમ તે બિચારાઓ પડયા છે કમનસીબ માણુસ ! શુ આવી રીતે કોઇનુ પણ ધ્યાન ખેચ્યા વિના તું ઘોરમા ઘસડાઇ જાય અને તારી મટીને ભીજવવાને કે તારા દુખોને માટે એક મિત્રાચારીભરેલુ આસુ નાખનાર પણ કોઇ, પાસે નથી ? તોપણ આપણે યાદ રાખવુ જોઇએ કે એક લડવૈયા સીપાઇની જીદગીનો ઘણોજ નાનો ભાગ લડવામા જાય છે, અને તેટલામાટે લશ્કરી જીદગીની કગાળીયતોનો હજી તો આ એક ઘણોજ નાનો ભાગ માત્ર છે તલવારની ધારથી મરનારાઓના કરતા બેકારીના કાટથી વધારે મરે છે થોડા અને તદરોસ્તીને માફક ન આવે એવા ખોરાક ઉપર કામ લેયા કરવાથી, રોગિષ્ટ હવાવાલા ભાગોમા જમ્હ પડવાથી, થાકવી નાખનારી મજલોથી અને હરપળ ધારતી નજદીક આવવાની બુમોથી હેરાન થવાથી, તેઓની જીદગી ભારે જજાળો અને જોખમોનો એક

ચાલુ દેખાવ થઇ પડે છે ભૂખ્યા, તરસ્યા અને ઉંઘ વિના રહેવુ તે તેમને સાધારણ થઇ પડે છે ઇસ્પીટાલો અને બધીખાનાઓમા સી આવાને લીધે ઉડતા રોગો તેઓમા ફેલાય છે, અને અતે શત્રુ કરતા રોગ તેમનો વધારે ધાણ કાઢી નાખે છે

હમણા સુધી તો જેઓ લડાઇનો ધધો લઇ બેઠા છે તેમનાં દુ ખો માટે આપણે બોલ્યા છીએ, અને જ્યા લડાઇ ચાલે છે તે ભાગોની અને ત્યાના લોકોની હાલત આપણે કાઇપણ ધ્યાનમા લીધી નથી દરેક ચીજ દુશ્મનની દયા ઉપર પડેલી જોતા, જીદગીને વટીક તલવારની અણીએ લટકતી એક બક્ષીશ તરીકે માની લેતા કેવુ ભય ભરેલુ લાગવુ જોઇએ ! એવી હાલતમા કેટલીબધી હદ વગરની ધાસ્તીઓ લાગવી જોઇએ, જ્યા જીદગી અને મોતનો આશરો કોઇ જાણીતા કાયદાઓથી, કાનુનોથી કે રેવાજોથી કાઢી શકાતો નથી, અને જ્યા સત્તાના ફાટાઓએ અને કિનાની ઉત્કઠાએ લોહીથી લખેલા અક્ષરોમા ઝાખુ ઝાખુ ઉકલાવવા સિવાય ભવિષ્યને બીજી રીતે વાચી શકાતુ નથી કે તેનો કાઇ ખ્યાલ થઇ શકતો નથી એક હુમલો લાવતું લશ્કર આવી પહોચતુ સાભળતાજ પડોશનાં સુલેહભરેલા ગામડાંઓમાં કેવી ધાસ્તી ફેલાની જોઇએ તેનો એક પગજ ખ્યાલ કરો જ્યારે આ હાલતમા તમો પોતાને એક પળ મૂકી જોશો ત્યારે જે કમનસીબ દેશોએ લડાઇની ખરાબીઓ વેઠી છે તેઓની દયા ખાતા શીખશો પણ આ કમકમાતભરેલી ખરાબીઓનો ખ્યાલ પણ તમોને આપવાનુ કેમ બની શકે ? એણીગમ તમો કીમતી પાકો—જે ઇશ્વરની બક્ષેશ અને ઉદ્યોગના બદના, તેને—બળીને ખાક થઈ જતા કે પગો તળે ભચડાઇ ગયલા જુવો છો પેલીગમ ખેડુતોનાં ઝુપડાઓને આગ લગાડેલી જોવામા આવે છે, માતાઓ પોતા માટે નહી પણ પોતાનાં બાળકો માટે ધાસ્તીથી મરી જતી દેખાય છે, રહેવાસીઓ—પોતાનાજ દેશમા આશરો શોધવાના ફાંફાં મારતાં કગાળો—નાના બાળકોને ખાધે નાખી સઘળી બાજુઓએ નાસતા ભાગતાં દેખાય છે ! બીજા ભાગ ઉપર તમે તત્નગર શેહરોને તોપોના મારાથી નાશ પામતાં જુઓ છો, જે મોહલ્લાઓમા સુલ્લેહભરેલા ઉદ્યોગના અવાજો સિવાય બીજા સભળાયલા નહી' તેમને એકદમ મુડદાંના ઢગ અને લોહીથી ભરાઇ ગયલા જુઓ છો; અને તેજ વેળાએ, નાસી જતા અને તેમની પુઠ પકડનારા-

ઓની ફીકીઆરીઓના ભયભરેલા અવાજો સભળાય છે ઉમરાવોના મહેલો તોડી પાડવામા આવ્યા છે, તવગરોના ઘરો લુટવામા આવ્યા છે, કુમારીકાઓપર જુલમ ગુજારે છે, વૃદ્ધ ઉમ્મરની અને પરહેજગારી પકડી બેઠેલી બુઢી સ્ત્રીઓ ઉપર પણ જાસ્તી ચાલુ કરી તેમને ભ્રષ્ટ કરવામા આવી છે, અને શુ બુઢા કે જવાન, સ્ત્રી કે પુરૂષ, તવગર કે ગરીબ સઘળાં એક ભેળમભેળ કાપાકાપી અને નાશમા એકસરખા ભેળાઇ ગયા છે



## સૃષ્ટિમાં પૃથ્વિનું નજીવું પ્રમાણ

( ડૉકટર ચામર્સના લેખ ઉપરથી )

ધારો કે પૃથ્વિને બાળી નાખવામા આવે, ધારો કે તેના નાશનુ દુદુંભિ વગડાય, ધારો કે ઉપર લટકતુ આકાશ એક કાગળના ટુકડા માફક ઉડી જાય અને ખુદરતની આગળીએ તે ઉપર ચિતારેલો નકશ જે તેનો મહીમા દેખાડે છે તે જાવેદાનનો ભુસાઇ જાય—એવો એક બનાવ કે જેનો માત્ર ખ્યાલજ આપણુને ત્રાસ પમાડે છે અને જે આપણી પડોશમાની દરેક દુનિયાને ભયભિત કરી મૂકે, જેથી કેટલાબધા સૂર્યો બુજાઇ જતા રહે, અને કેટલાબધા જીદગીમા ભાતભાતના દેખાવો અને તમામ વસ્તીનો નાશ થઇ જઇ સઘળુ ભુલાઇ જવાય—એવો અપૂર્વ બનાવ બને તો પણ સર્વશકિતવાન ખુદરતની હદવગર લબાયેલી કારીગીરી આગળ તેની શી બીસાદ છે ? જાણે માત્ર એક રજકણુ ગુમ થઇ, જે છતા અને જે પછી પણ તમામ સૃષ્ટિ તેની સઘળી મોટાઇ અને દબદબામાં જેમનીતેમ રહેશે જોકે પૃથ્વિ અને આકાશ ગુમ થઇ જાય તો પણ દૂર ફરતી બીજી દુનિયાઓ છે, બીજા સૂર્યોની રોશની તેઓ ઉપર પડે છે, અને તેમનો આકાશ બીજા તારાઓથી ઝળઝળે છે

આ દુરની અને નહી જણાયેલી દુનિયાઓમા પણ આત્મિક દુનિયા લબાયેલી છે, ત્યાં પણ અહીઆનીજ માફક લોકો વસે છે, ઘરમા કે પડોશીને કરવામા આવતી સખાવતો ત્યા પણ થાય છે. ત્યા ખુદરતની કીર્તિ ગાવામા આવે છે, તેની ખુબીની સીફત થાય છે,

ત્યા પણ દેવળો છે કે જેમા બદગી અને માનતો ચાલે છે, અને બુદ્ધિવાન પૂજારીઓ ત્યા પણ કુદરતના બળને પીછાણે છે અને તેની ચમતકારી કરામતોને સમજે છે, એમ કહેવામા શુ માત્ર ખોટુ ગુમાન છે?

અગણીત દુનિયાઓ ધરાવતી એક સૃષ્ટિમા આપણી દુનિયા શી બીસાદમા છે, અને તેના રહેવાસીઓ કોણ અને શી ગણત્રીમા? એક, ઝાડોથી ખીચોખીચ ભરાઇ ગયલા અત્યત બહોલા વિસ્તારના, અપાર જગલમા એક પાંદડુ ખરી પડે તેથી આ ગીચ અને બુલદ જંગલને શી ખોટ જાય?—એટલીજ આપણા ગ્રહના નાશથી સૃષ્ટિને ખોટ જાય

પાંદડુ જે ડાળીને વળગેલુ છે તે ઉપર ધ્રુજે છે તે નજીવા અકસ્માતને આધારે પડેલુ છે. પવનની એક લેહરી તેને તોડી કાઢી ડાળીથી જુદુ પાડે છે, અને તે નીચે દોડતા પાણીના ઝરામા પડે છે જે બારીક જીવડાઓ માત્ર સૂક્ષ્મદર્શક યત્રવડે જોતા તે ડાળી ઉપર ઉભાઇ જતા આપણે જાણીએ છીએ તેમનો એક પળમા નાશ થઇ જાય છે આવો એક બનાવ માણસની આખમા તેની નજરે જોતા કેવો નજીવો દેખાય છે, પણ તેજ બનાવ આ નાનાં પાદડાંપર વસનારા કરોડો જીવોને એક દુનિયાના નાશના જેવોજ ભયકાર અને તેવીજ રીતે તેમનુ સેવટ લાવનાર થઈ પડે

હવે આપણો આ ગોળો કે જે સૂર્યો અને ગ્રહમડળો વચ્ચેથી ખગોળશાસ્ત્રી જાહેર કરે છે તેમ પોતાનો નાનો ચકરાવો લેયા કરે છે, તેને તે પાદડા સાથે સરખાવો, અને પૃથ્વિ ઉપરના રહેવાસીઓ આખી સૃષ્ટિના માપે કેવા સુક્ષ્મિક છે તે વિચારમા લયો તો આપણે પણ કેવા નજીવા અને હરપળ કેવી ધાસ્તીમા છીએ, એમ દેખાયા વિના રહેશે નહી

તે પાદડાં વચ્ચે અને આપણુ વચ્ચે એટલોજ તફાવત છે કે આપણો નાશ કરવાને વધારે મોટા તત્વો જોઇએ પણ આ તત્વો હાજર છે પૃથિવની તળેટીમા જે અગ્નિ ધગધગે છે તે પોતાની ભક્ષ કરી નાખનારી શક્તિ સમેત સપાટી ઉપર ઉછળી આવી તમામ પૃથ્વિપર એક ખાનાખરાબી કરતો અને નાશ પાથરનો જ્વાળામુખી સળગાવી શકે, અને અસખ્ય ધડાકાઓ એક પછી એક થતા સર્વત્ર ધરતીને ઉરાડી દઇ કકડાભુકલા કરી નાખે તેવામા નીચેથી, ખરાબ

ઝેરી હવા ચઢી આવી સઘળે ઠેકાણે ફેલાઇ વળે અને સર્વ જીવદાર ખુદરતને કુમળાવી નાખી તેમનો સમુળગો નાશ કરી નાખે

જો એમ નહિ તો આ ગૃહના માગમા એકાદ બળતો ધુમકેતુ અથડી પડી વહેમી લોકો માને છે તે સઘળી ધારતીઓને ખરી પાડે જે બનાવ માત્ર અકસ્માતથી બની શકે એમ દરેક ખગોળશાસ્ત્રી સમજે છે, તેથી નીપજનારા ભયભીત પરિણામો વિષે આપણે કશુ આગમચથી કહી શકીએ નહી કદાચ આપણો ગૃહ સુર્ય તરફ ખેચાઇ જઇ તેમા જાવેદાન ચાલુ રહેતી આગોમા હોમાઇ પડે, અથવા કોઇક અકસ્માતથી તે ગ્રહમડળની બહાર જઇ પડે, કે તેની ધરી ફેરવાઇ જઇ નવીજ ધરી ઉપર તે ફરતો થઇ જાય,—અને તેનુ પરિણામ એ આવે કે હાલના સમુદ્રો પોતાની જગ્યા છોડે અને દુનિયાના તમામ ખડો અને ટાપુઓને સમુદ્રો કરી નાખી એક બીજી મોટી રેળમા ડુબાડી મુકે, કે જેવી જુના ઇતિહાસમા લખાયલી છે



## મારી દીકરીને પરણાવતા હુ શુ શોધીશ

(લોર્ડ લીટલટનના લેખ ઉપરથી )

સર હેરી—કરનલ, તમારો તાબેદાર સેવક
જો તમારી દીકરી મીસ રીવર્સ જોડે પરણવાની મને કાઇ આશા આપવામા આવશે નહી તો મારો હાલ તમામ માણસ જાતમાં સર્વથી કગાલ થઇ પડશે

કરનલ રીવર્સ—સર હેરી, એકવાર કાગળ લખીને હુ તમોને કહી ચુકયોછુ અને હવે મહોડે મહોડુ કહુ છુ કે તમારી માગણી પર હુ ધ્યાન આપી શકતો નથી

સર હેરી—શુ, નહી, સાહેબ ?

કરનલ રીવર્સ—નહી સાહેબ, મીસ્તર સીડની જોડે મારી દીકરીને પરણાવવાને હુ વચન આપી ચુકયો છુ તે તમો જાણો છો કે ભાઇ સાહેબ ?

સર હેરી—હુ તે જાણુ છુ, પણ તેથી શુ થયુ ?

કરનન રીવર્સ—ત્યારે તમે જાણોતો છોજ કે મે મારી દીકરી, મી સીડનીને આપવાને વચન આપ્યુ છે!

સર હેરી—હુ જાણુ છુ,–પણ એમ પણ મને ખબર છે કે મી સીડની અને તમારી વચ્ચે સેવટની ગોઠવણ હજી કાઇ થઇ નથી, અને વળી હુ એમ પણ જાણુ છુ કે તે મારા જેટલો પૈસાવાળો તો નથીજ! તેટલા માટે—

કરનલ રીવર્સ—સર હેરી, તમે તમારૂ બોલવુ પૂરૂ કરો તે અગાઉ મને એક સવાલ પૂછવા દો

સર હેરી—ગમે તો એક હજાર પૂછો, સાહેબ

કરનલ રીવર્સ—ત્યારે, ભાઇ મને પુછવા દેશો કે તમે મારામા કે મારી વર્ત્તણુકમા એવુ શુ જોયુ છે કે જેથી આટલા છુટાપણાથી તમે મારૂ વચન તોડાવવાને ઇચ્છો છો? સાહેબ, હુ તો ધારતો હતો કે તમ મને એક આબરૂદાર માણસ લેખતા હશો

સર હેરી—અને તેમજ હુ તમોને આબરૂદાર માણસ માનતો રહ્યો છુ, સાહેબ! સવ—

કરનલ રીવર્સ—અને તોપણ, સહેબ, વચનની પવિત્રાઇ તમો મારી કને તોડાવવા માગો છો અને પાધરાજ મને કહો છો કે એક બદમાસ થવામા મારો સ્વાર્થ છે?

સર હેરી—કરનલ, મને કાઇ તમારી સમજ પડતી નથી જે મે કહ્યુ તે એમ સમજીને કહ્યુ કે હુ, દુનિયાને ઓળખી ચુકી અનુભવી બનેલા માણસ જોડે વાત કરતો હતો, અને તમે હજી તમારી સહી આપી નથી એટલે—

કરનલ રીવર્સ—ત્યારે તમે એમજ વિચારો છો કે હુ સહી સાખ કરી, દેશના લેખીત કાયદાની રૂહે બધાઇ ચુકો નથી, તેટલા માટે મારો બોલેલો બોલ પાળવાની કાંઈ જરૂર નથી! સર હેરી, આબરૂદાર માણસો માટે આ લેખીત કાયદા બાંધવામાં આવ્યા છેજ નહી, આબરૂદાર માણસોને બાધી લેવાને તેમના પ્રમાણિકપણા સિવાય બીજા કોઇ લખાતની જરૂર નથી. સમાજમાંના હરામખોરો અને બદમાસોને બાધી લેવા સિવાય દેશના લેખીત કાયદાઓનો બીજો કાંઈ ઉપયોગ નથી.

સર હેરી—ઠીક! પણ મારા વ્હાલા કરનલ, મારે માટે તમોને કાંઇ દરકાર નથી તો તમારી દીકરી માટે તો કાંઇ દરકાર દેખાડશો

કરનલ રીવર્સ—એક આબરૂદાર માણસ જોડે તેને પરણાવવામા હુ તેને માટે ઘણીજ દરકાર દેખાડી આપુ છુ, અને હવે તમારી સુચના ફરી ફરી કરીને મને અપમાન કરશો મા

સર હેરી—શુ, તમને અપમાન કરૂ છુ, કરનલ! મારૂ લગનનું કહેણુ શુ અપમાન ગણ્યો છો? તમને ગમે એટલા પૈસા તેણીના નામપર ચઢાવી આપવાની મે તેયારી દેખાડી તે—

કરનલ રીવર્સ—સર હેરી, મારો વચન તોડવા માટે એક રાજ્ય મળતુ હોય તો મને એક રાજ્ય આપવાની માગણી પણ હું અપમાન ગણીશ વળી જો કે હુ તેણીના ભરથાર કને એક ભિખારી માફક મોકલીશ નહી, તો પણ તવગર થાય તેને બદલે તે સુખથીજ રહે એમ જોવા ઇચ્છુ છુ, તેના બચ્ચાનુ પાલણુ માફકસર કરવાને તેની કને પુરતી ગુંજાશ હોય, અને વળી કોઈ લાયક મિત્રને અગવડ સગવડે મદદ કરવાને કાંઇ ફાજલ પાડી શકે તો મેક્ષીકો દેશની અને તેની સોનાની ખાણોની તે માલેક હોય એટલી તવગર હુ તેને સમજીશ

સર હેરી—ઠીક છે, કરનલ, જે કહેવાનુ હતુ તે મે કહ્યુ છે, પણ હુ માનુ છુ કે—

કરનલ રીવર્સ—ચાલો ત્યારે, સર હેરી, આપણી વાત પૂરી થઈ છે તેથી જો તમને ગમે તો દીવાનખાનામા આપણે જઇ બેસીએ જો કે હુ તમોને જમાઇ તરીકે કબુલ રાખી શકતો નથી, તો પણ આપણુ વચ્ચેની ઓળખ પીછાંણથી હુ ખુશી છુ, હુ તો સ્વાર્થ માટે કરેલા લગન, વગર ઇજતના અને બેશરમી ભરેલા સમજુ છુ, અને પૈસા માટે કરેલા લગનને કાયદાપૂર્વક છતાં અનીતિ માનુ છુ



# મોત વિષે.

(પ્રખ્યાત રોમન ફીલસુફ સેનેકાના લેખ ઉપરથી)

કાયદાની સખ્તાઈ કે જુલમગાર અને આપખુદ રાજાઓની નિર્દયતા ઘણુંજ કરે તો આપણને મારી નાખે, અને નસીબના રાજ્યની વધતામાં વધતી હદ પણ તેટલેજ સુધી છે જેણે મોતની બીક દૂર કરી તે બીજી સઘળી મુશ્કેલીઓ કે જે માત્ર મોત તરફના માર્ગમાંજ આવેતી હોય છે, તેઓપર ફત્તેહ પણ મેળવી ચુકયો છે એટલુંજ નહી, પણ કેટલીકવાર મરવા કરતા જીવવાને માટે વધારે હિમ્મતની જરૂર પડે છે જે મોતને માટે તૈયાર થઈ બેઠેલો નથી તે ખોટી બીકો કે ખરી ધાસ્તીઓથી એક સરખો ચાલુ ત્રાસ પામતો જીદગી ગુજારશે મોત પોતે કાંઈ ભયાનક નથી પણ મોતનો ભય જે મોતની આગળ આગળ આગળ ચાલે છે તેજ ભયાનક છે જયારે મગજ કોઈ ભયની અસર તળે હોય ત્યારે જીદગીની કોઈ પણ હાલત આપણને મજાહ આપી શકે નહી, કારણ કે નુકસાનો અટકાવવાની આપણે કોશેશ કરતા નથી એટલે આપણે તેમનાથી દૂર નાસવા માગીએ છીએ અને એક નાસવા માંડેલા શત્રુના લશ્કરનો સર્વથી મોટો ઘાણ નીકળે છે દુખથી ત્રાસ પામતો રીબ્યા કરી, તસુ તસુ અને ટીપે ટીપે મરવા કરતા એકદમ એકજવાર મરી જવાનું શુ એક માણસ માટે વધારે સારૂ ન ગણાય, અને તો પણ કેટલા બધા માણસો એવા નીકળશે કે જેઓ એક કંગાળ હાડપીંજર જીવતુ રાખવાને, પોતાના દેશ કે મિત્રોને અને બાયડીઓ અને દીકરીઓની લાજને દગલબાજીથી શત્રુના હાથમા સોપવાને તૈયાર થઇ જશે ?

દિવાના માણસો અને બાળકોને મોતનો ભય હોતો નથી, ત્યારે જે સલામતી તેમની કમ અક્કલથી તેમને મળે છે, તેટલુ આપણી અક્કલ આપણને કરી ન આપે તો મોટી શરમની વાત છે પણ, મોટી વાત તો નીતિના પાયાપર જીવી ખુશીથી અને અક્કલની રૂહે મરવાની છે, કારણ કે જીદગી પોતે તો જંજાળ ભરેલી છે, અને માત્ર એકવાર ખાધુ અને પીધુ તેમજ ફરી ફરીને તેને તે કર્યા કરી એક કુંડાળામાં ઘસડાયા કરવુ એટલુજ છે

કેટલા બધા એવા માણસો છે કે જેઓ મોતની બીક અને જીદગીની જન્જાળો વચ્ચે પોતાનુ શુ કરવુ તે સમજી શકતા નથી ? ત્યારે જે આફતોમાથી ભિખારી કરતા રાજા વધારે મોકળો નથી તેમની સામે આપણને કમ્મર બાધવી છે મહાન પોમપીનું ડોકુ એક હીજડા નોકરે કાપી નાખ્યુ કલીગ્યુલા બાદશાહે "ત્રીબ્યુન" દીસીમસને ફરમાવ્યુ કે લેપીદસને મારી નાખવો અને એક બીજા "ત્રીબ્યુન" ચીરીઆએ કલીગ્યુલાને મારી નાખ્યો કોઇ ગમે એવો મહાન માણસ પણ એવો નથી થઇ ગયો કે જે જેટલુ નુકસાન બીજાને કરવાને શકિતવાન હોય તેટલુજ બીજાથી ખમવાને પાત્ર પણ ન હોય એક ચોર કે શત્રુની દયાપર શુ તમારૂ ડોકુ ઝુલતુ નથી ? એટલુજ નહી પણ એક હલકામા હલકો નોકર પોતાના શેઠપર જીદગી અને મોતનો કાબુ ધરાવી શકે છે, કારણ કે જે પોતાની જીદગીને તુચ્છ ગણે છે તે બીજાઓના શરિરનો ધણી થાય છે વાર્તામા અને તવારીખમા તમે વાચશો કે જુનમગાર શેઠો અને રાજાઓની ઇતરાજી અને ગુસ્સો જેટલા નાશકારક બન્યા છે તેટલાજ નાશકારક ચાકરોની ઇતરાજી અને ગુસ્સો થઇ પડયા છે, અને કોણથી બીએ તેનો શુ મૂજાકો, જ્યારે જે ચીજથી બીએ તે તો દરેકજણના કાબુમા છે ? ધારો કે હુ શત્રુના હાથમા કેદ પકડાયો, અને શત્રુ પોતાની ફતેહના સરઘસમા મને ફેરવી મારી નાખવાનો હુકમ આપે છે, તો તેના હુકમ વિના હુ પોતેજ જ્યા જાત ત્યા મને તે મોકલે છે, એટલે કે મોત તરફ-કે જેની તરફ તો હુ જનમ્યો ત્યારનોજ ચાલવા માડયો છુ આપણા છેલ્લા કલાકની બીક બાકીના સઘળાની શાતી લુટે છે માણસની હસ્તી અને જીદગીના કાયદાની રૂહેજ તમામ માણસ જાતને મોતની ટીપ મળી છે ત્યારે હવે સઘળા ભેગી સામાન્ય ટીપ પામેલો એક માણસ અરજી કરી માત્ર પોતાને સર્વથી છેલ્લે મારવો એમ માંગે તો તે કેટલો તુચ્છકાર પાત્ર દેખાય ? કેટલા માણસો ખાસકરીને એક વિજળીના તોફાનથી બહુ ડરતા હોય છે, અને તો પણ બીજી અને વધારે મોટી ધાસ્તી તરફ બેદરકાર હોય છે, જાણે કે એક ગાજવિજ ભરેલું તોફાન માત્ર તેમને બીવાનુ એકજ કારણ છે. એક તલવાર એક પથ્થર કે એક તોપ, તેમનું કાટલુ કાઢી નાખે તેમ વેદનાની બીક પણ કાઢી નાખી એક વિજળીક તોફાનનાં જેટલુ કામ ન બજાવી

આપે ? ધારો કે આપણીપર વિજળી આવી પડી આપણને મારી નાંખ્યા તો વિજળીના ફટકાની માત્ર બીકથી મરવા કરતા એક ફટકાથી પોતાથી મરવુ વધારે બહાદૂરી ભરેલુ છે વળી એક માણસને મોત મોકલવા માટે આકાશ અને પૃથ્વિ ઉલટપાલટ કરી મૂકવામા આવ્યાં એમ વિચારવાની ફુકરાજી તો આપણે ગણત્રીમા લેતા પણ નથી એક ભલો અને બહાદૂર માણસ વિજળીથી, તોફાનથી કે ધરતીકંપથી ગભરાઇ જતો નથી પણ કદાચ જો ઉંડા ખેમા તે તૂટી પડે તેમા જરૂરજ જણાશે તો ખૂણીથી કૂદકો મારશે, એક આટણની કાપ વહાડ કે એક માખીનુ ગળી જવાવુ એક માણસને પહોચનો કરી નાખવાને પૂરતા છે, અને જયા સુધી મોત પોતે તુચ્છ અને બિસાદ વિનાનુ છે તો મોતને આણનાર ગમે એવુ મોટુ કે ભય ભરેલુ હોય તો તેની કાઇએ દરકાર નથી જીદગી પણ માત્ર નજીવી બિસાદજ ધરાવે છે, પણ તેને તુચ્છ ગણવી તે વધારે બિસાદ કે અગત્યની વાત છે જે કુદરતે આપણને પેદા કર્યા તે આપણને પાછી આપણા શરિરની બહાર કાઢે છે, અને એક વધારે સારૂ અને સલામતી ભરેલુ મકાન તે આપણને આપે છે અને મોત શુ છે ? માત્ર જે આપણુ આગળ હતા તેને તેજ અને ત્યાજ હોવાનુ બધ પડવુ કાંઇ હોવાનુ બધ પડવુ કે હોવાનું શરૂ ન થવુ એ એકનુ એકજ છે આપણે દરરોજ મરી જઇએ છીએ, અને આપણે મોટા થતા જઇએ છીએ તેમ તેમ જીદગી ઓછી થતી જાય છે દરેક ઘડી જે જાય છે તે જીદગીનો એક ભાગ પોતાની જોડે લેતી જાય છે જે વખત ગયો તે ગુમાઇ ચુકયો એટલુજ નહી પણ જે ઘડી કે પળમા આપણે જીવીએ છીએ તે પણ આપણે મોત જોડે વેહચી લઇએ છીએ જેમ રેતીના ઘડી-આળમા છેલ્લી રેતી કલાકને માપતી નથી પણ તે પૂરો થયો એમ દેખાડે છે, તેમ જે છેલ્લી ઘડીએ આપણે જીવીએ છીએ તે મોતને બનાવતી નથી, પણ જીદગીની હદ પૂરી થઇ એમ દેખાડે છે આપણે જીદગી માટે જેટલી કાકલુદીથી પ્રાર્થના કરીએ તેથી વધારે આતુરતાથી કેટલાકો મોત આપવા માટે પ્રાર્થના કરનારા છે, પણ ઠેરવાયલા વખતની આગળ તે ઉતાવળે આણવા કરતાં જયારે તે આવે ત્યારે ખુશીથી તેને આવકાર દેવો એ વધારે સારૂ છે

પણ જે માટે આપણે વધારે જીવવા માગીએ છીએ તે શુ છે? આપણી મજાહો નહી, કારણ કે તે તો ફરીફરીથી આપણે ભોગવી ચુકયા છીએ અને ધરાઇ પણ ગયા હોઇએ છીએ, એટલે મોજમજાહનો કોઇ ભાગ એવો નથી કે જે આપણા મનથી નવો હોય, પણ વળી કહેશો કે એતો એક માણસ પોતાના દેશ અને મિત્રને પાછળ છોડી જવા માગતો નથી ત્યારે તો એમજ સમજવુ કે તે તેમને પેહલાં પોતાની આગળ મોકલવા માગે છે ઠીક! પણ હુ તો માત્ર વધારે ભલાઇ કરી લેવાને અને જીદગીની ફરજો અદા કરી આપવાને વધારે વાર જીવવા ઇચ્છુ છુ જાણે કે માણસ જે જીવે છે તેને માટે, મરી જવુ એક ફરજ હોય નહી આપણે તો આપણી માન મીલકત છોડી જવા માગતા નથી, અને ખાધપર પોતાનો સામાન મૂકી કોઇ માણસ સારી રીતે તરી શકતુ નથી આપણે સનળા મોતથી એકસરખા બીએ છીએ અને જીદગી શુ છે તેટનુ તો જાણુતા નથી, પણ સલામતીની કિનારીપર ગભરાયા કરવુ એથી વધારે શરમ ભરેલુ શુ? જો મોતથી કોઇ પણ વખતે બીવાનુજ હોય તો તેનાથી હમેશાજ બીવાનુ છે, પણ તેનાથી કદી પણ ન બીવાનો માર્ગ તો તેને માટે વારવાર વિચાર કરી તયારી રાખવામા છે જે આપણે દૂર ન કરી શકીએ તે થોડીવાર મુલતવી રાખવામા શુ સાર? જે મરી જાય છે તે મરી ગયો તેની માત્ર પૂઠે જાય છે ત્યારે જે આટલુ જલદીથી પૂરૂ થઇ જાય છે તેને માટે આટલો બધો લાંબો વખત શા માટે બીઆ કરતા હોઇયે છીએ? મોતના સતાપકારક ભય વચ્ચે જીદગી કાઢતા લોક કેટલા કગાળ છે! કારણ કે તેઓ મોતના ભયથી દોરવાઇ ગયા છે અને દર પળે તેનો ઓચિતો હુમનો આવી પડશે એમ ડરે છે ત્યારે આપણે શત્રુના મુનકમા હોઇએ તેમ આપણી આસપાસ ચોકસાઇથી જોવા દો, અને આ પણા છેલ્લા કલાકને એક શિક્ષા નહી પણ કુદરતના કાયદા તરીકે ગણવા દો

મોતનો ભય હૈયાનો ચાલુ ધ્રુજારો છે, અને જે આ ભય પર ફતેહ પામે છે, તેનાપર કોઇ પણ બીજો ભય ફતેહ પામનાર નથી. જીદગી એક સફર છે, આપણે ઘાનુ ધસડાતા તણાતા અને એક બીજા જોડે અથડાતા રહીએ છીએ, કોઇવાર આપણુ વહાણુ ભાગે છે, પણ આપણે હમેશા ધાસ્તીમા છીએ અને વહાણુ ભાગવાની આશા રાખીએ

છીએ અને વહાણુ ભાગ્યુ એટલે આપણી સફર કે માર્ગનો છેડો આવ્યો, બીજુ શુ ? બુઢાપાથી બીવાનુ જેટલુ મૂર્ખાઇ ભરેલુ છે તેટલુજ મોતથી બીવાનુ મૂર્ખાઇ ભરેલુ છે એટલુજ નહી પણ જીદગીથી બીતા હોઇએ તેટલુજ મૂર્ખાઇભરેલુ છે, કારણ કે જે મરી જવા માગતો નથી તેણે જીવવુ પણ ન જોઈએ, કેમ જે જીદગી મોતની શરતથીજ મળે છે વળી જે ચોકસજ બનનાર છે તેથી બીવુ તે ગાંડાપણુ છે, કારણ કે જયા શક ન હોય ત્યા બીકને માટે જગ્યાજ રહેતી નથી આપણે નસીબને ઠપકો આપતા રહીએ છીએ, અને વળી જેઓ માણસ અને માણસ વચ્ચે ઇનસાફની જાળવણી માટે ઘણાજ ખતી છે તેઓ પણ કુદરત તરફ ગેરઇનસાફથી વર્તે છે તેઓ કહે છે, "શામાટે ફલાણાને ભરજવાનીમા બોલાવી લેવામા આવ્યુ ?" જાણે કે વર્ષની સખ્યા આપણે માટે મોતને સેહલુ બનાવે છે, અને નહી કે આપણા મનની પ્રકૃતિ ! જે આજ વધારે વાર જીવવા માગે છે તે આજથી સો વર્ષ પછી પણ મરવાને તેટલોજ નાખુશ રહેશે, પણ વધારે અકકલ ભરેલુ શુ ? આપણે કુદરતને તાબે થઇએ તે કે કુદરત આપણને તાબે થાય તે ? જવુ તો આખરે આપણને પડશેજ અને કેટલુ જલદી તેની કાઇ પરવા નહી આપણને લાબુ જીવાડવાનુ કામ કીસમતનુ છે, પણ એક ટુકી જીદગી આપણને માટે પૂરતી બનાવવાનુ કામ નીતિનુ છે જીદગીને કામથી માપવાની છે, વખતથી નહી, ત્રીસ વર્ષની ઉમ્મરે મરનાર ઘરડો ગણાય અને એસી વર્ષે જવાનજ હોય એટલુજ નહી પણ પેહલો મરણ પછી પણ જીવે છે ત્યારે બીજો મરવા અગાઉ નાશ પામ્યો છે ઉમ્મરને તો હુ નસીબ સજોગની અસરોમાની એક ગણુ છુ, કેટલીવાર હુ જીવીશ તે બીજાના કાબુ તળે છે, પણ કેટલી સારી રીતે તે મારા પોતાનાજ કાબુ તળે છે સર્વથી વધુ વખત જીવવુ એટલે એક માણસ ડાહયુ થાય ત્યા સુધી જીવવુ તે છે. જે બુઢાપાના સબબથી મરી જાય છે તે થાકીને પછી સૂવા જાય તેથી વધારે કરતો નથી મોત જીદગીની કસોટી છે, અને આપણે કોણ છીએ અને કેવા છીએ તે મોતજ શોધી કાઢી આપે છે, અને ઠાલો દેખાવ અને ખરી નીતિ વચ્ચે તફાવત દેખાડી આપે છે એક માણસ તકરાર કરે, મોટા મોટા ગ્રથકારો ટાકી બતાવે, વિદ્વતા ભરેલી વાતચીત કરે તો પણ તે હૈડામા સડેલો હોય પણ ગભીરાઇથી

આપણને આપણા કામપર ધ્યાન રાખવા દો, અને કયા અને કયરે મરી જઇશુ તે અચોકસ છે દો સઘળી જગ્યાએ અને સઘળે વખતે આપણને મોતની વકી રાખવા દો આપણે મરી જઇએ તેની અગાઉ જીદગીનું કામ-કાજ પુરૂ કરી લેવુ અને એક સુખી જીદગી પછી મોતની આશા રાખવી એ આશીર્વાદ ભરેલુ છે જયારે જીદગી ખુશ લાગતી હોય ત્યારે મરી જવાને તૈયાર દેખાડનારજ મોટો માણસ છે પ્રમાણિક મોત કરતા પ્રમાણિક જીદગી વધારે સારી ચીજ નથી કેટલા બધા બહાદૂર જવાનોને, કુદરતની પ્રેરણા મહાન કામો કરવાને ઉશ્કેરે છે, એટલુજ નહી પણ સઘળા જોખમોને તુચ્છકારતા શીખવે છે? જેમ આપણે રડતા આ દુનિયામા આવ્યા તેમજ તેમાથી પાછુ જવુ તે માત્ર બચ્ચા સમાન છે

જે અતરપિડમા નવુ જન્મેલુ બાળક હોય છે તે અતર્પિડ જેમ ફેકી દેવામા આવે છે તેમ આપણા શરિરો પણ ફેકી દેવાવા જોઇએ, કારણ કે શરિર તો આત્માનુ અતરપિડ કે ઢાકણ છે, શરિર ફેકી દેવા પછીજ કુદરતના ભેદોને આપણે શોધી કાઢશુ, હાલના આપણા અધકારપર અજવાળુ પડી આપણો આત્મા રોશની અને કીર્તિથી દીપી નીકળશે, કે જે કીર્તિ જોખમ વિના ઝળકશે, જે ઝળ-કાટ આપણી આસપાસ ફરી વળશે, અને આ આપણી ઉચ જગ્યા-એથી નીચે જોતાજ દિવસ અને રાત આપણને જણાશે આકાશના સૂર્ય તરફ જો જખવાઇ ગયા વિના આપણે જોઇ શકતા નથી તો આકાશી રોશનીને તેના અસલ મહીમા ભરેલા પ્રશ્વરી અસલ રૂપમા કેમ જોઇ શકીશુ? જે મોતથી આપણે આટલા બીએ છીએ અને માગતા નથી તે જીદગીનો છેડો નહી પણ વચગાળેનો તમકકો છે જીદગી તો જાવેદાન ચાલુજ રહેશે જે સઘળી ચીજો જીદગીના કારણ ગણાય છે તે મોત તરફનો રસ્તો છે, જેમ કીર્તિ જતી રહેવા માટે આપણે બીયે છીએ તેમ જીદગી જવા માટે બીયે છીએ, પણ શબ્દોથી ડરી જવામા મૂર્ખાઇ છે કેટલાક લોકો જીદગીથી એટલા અધીરા બને છે કે તેઓ મોતને ઇચ્છે છે, પણ જે મરી જવાને ઇચ્છે છે તે તેટલા માટે ખુશી નથી, ઇશ્વરની મરજી હોય ત્યા સુધી આપણને થોભવા દો અને તદુરસ્તી અને જીદગી માટે પ્રાર્થના કરવા દો પણ આટલુ તો આપણે ચોકસ જાણીએ છીએ કે મોતની બીક એક ચાનુ ગુનામગીરી છે, ત્યારે તેને તુચ્છ ગણવુ એ ખચીત છુટાપણુ છે

# ગરીબી

( યુજીન સુના લેખ ઉપરથી તરજુમો )

સહવારના પાચ વાગ્યા છે ઘરની બહાર સઘળુ સુમસામ થઇ રહ્યુ છે, બરફ પડતુ રહે છે તેમ ઠડો પવન તેને બાધી નાખે છે એક ચારસ ઢીમચાપર બે લાકડાના નાના ટુકડાઓથી ટેકવેલી મીણ બતી, પોતાની મરવા પડેલી સરખી પીળી રોશનીથી ભાગ્યેજ કાતરીઆના અધકારને કાઇક દુર કરતી લાગે છે, આ કાતરીઉ સાકડુ અને નીચી બાંધણીનુ છે

છાપરાની સીલીગ જે ભોયને મળે છે તે તેના વાલથી ભરાયલા નળીઆઓની અદરની બાજુ દેખાડે છે દિવાલો કાળી થઇ ગયલી અને સખ્યાબધ ચીરાઓથી ભરાયલી છે.

આ કગાલ રહેઠાણના ખુણામા એક બીજાગરામાથી ઉતરી ગયલુ બારણુ છે કે જે દાદર સાથ સબધ રાખે છે ભોય કે જે નામ વગરના રગના કચરાથી ભરાયલી, વાસ મારતી અને ચીકણી છે તે પર અહી તહી ઘાસના તણખલા, મેલા પોતા અને કોહેલુ માસ વેચનારાઓ કને મળે છે તેવાં થોડા હાડકાઓ વેરાયલા પડેલા છે, આ હાડકાઓ, ભુખે મરતા કગાલો, તેપર વળગેલા માસ માટે મેળવે છે

આવી ભયકાર હાલત હમેશા, ખરાબ વર્તણુક અથવા દૂર ન કરી શકાય એવી કગાલીઅત દેખાડે છે–કે જે કગાલીઅત એટલી તો મોટી, એટલી તો કચડી નાખે એવી, એટલી તો હાથ પગ બાધી લેનારી છે કે તે શરિર અને મનની હરેક શકિતને નબળી કરી મૂકી, પોતાના ભોગને બેહદ નાસિપાસ, બેહદ કમજોર કરી નાખે છે, તે હલકી હાલતમા ફસનાર તેમાથી છૂટવાની કોશીશ પણ કરી શકતો નથી, આથી તે નાચારી અને કીચ્ચળમા–ગુફામાં રહેતા જાનવરની માફક–ભરાઇ બેઠેલો હોય છે

દિવસે મોરલ (કે જે ઘરધણીનુ નામ છે તે) નુ કાતરીઉ છાપરા વચે ગોઠવેલા અને એક દોરડાથી ઉઘાડ બધ થતાં ફાળકાંમાથી રોશની મેળવતુ હતુ, પણ હાલ જે વખતની આપણે વાત કરીએ છીએ ત્યારે પુષ્કળ બરફ પડવાથી આ બારી ઢકાઇ જઇ રોશનીને સમુળગી બધ કરી હતી ઓરડાની વચ્ચે મુકેલા મોરલના હમેશ

પોતાનુ કામ કરવાને બેસવાના બાક ઉપરથી મીણબતીની રોશની ઝાખી અને પીળી પથરાતી પથરાતી અને ઓછી થતી કાતરીઆના અધારા છેડાઓ આગળ અટકી ગયલી હતી, પણ આ રોશનીની હદ બહાર કાઇ સફેદ આકારો ઝાખા ઝાખા દીસતા હતા ઓકનાં લાકડાની મેજ, કે જે કશી કારીગીરી વિના કાપી કાઢેલુ માત્ર ઢીમચુ હતુ અને જે ચરબી અને મેસના ડાઘોથી ભરાઇ ગયુ હતુ, તે પર અતિ હેરત કરે એવા કદ અને ઝળકાટના એક મુઠ્ઠો ભરાય એટલા માણેકો અને હીરાઓ વેરાયલા પડેલા હતા

મોરલ ખગ, હીરા ઘસવા અને સાફ કરવા વગેરેનુ કામ કરતો હતો,-અને નહી કે પોતે લોકને કહેતો હતો અને તે રહેતો તે આખા ઘરમા લોકો સમજતા હતા તેમ ખોટા હીરા માણકનો કામદાર હતો આ નિર્દોષ ઠગાઇથી, તેને સોપવામા આવતા કીમતી ગોહરોને કશી કીમત વિનાના ગણી કોઇનો લોભ ઉશ્કેરતુ નહી આટલી બધી દોલત આવા એક નાચારના વિશ્વાસ પર સોપવામા આવતી હતી તે ઉપરથીજ મોરલના પ્રમાણિકપણાની તરફેણમા એક બોલ પણ બોલવાનુ જરૂર વિનાનુ થઇ પડે છે

પીઠ વગરના પોતાના ઉચાં સ્ટૂલપર તે બેઠો છે, અને થાક, ટાઢી અને ભૂખથી સુસ્ત બની ગયનો, શિયાળાની એક લાબી રાત ચાલુ અને થોભ્યા વિનાની મહેનત પછી, લાકડા જેવા સખત થઇ ગયલા હાથોપર તેણે પોતાનુ માથુ ટેકવ્યુ છે, તેનુ કપાળ એક નાના સચા ઉપર ટેકેલુ છે, કે જે મેજ ઉપર આડો મુકેલો છે અને જે સામાન્ય રીતે એક હાથથી ફરતા પૈડાથી ચાલુ કરવામા આવે છે એક જુની દાતાવાળી કરવત, અને બીજા કેટલાક ઓજારો તેની આગળ પડયા છે આ કારીગર જેનુ માત્ર બોડકુ તાળકુ જ તેના છેડાપરના ભુરા વાળ સાથ જોવાઇ શકે છે, તેણે એક જુનુ બદીઆન પહેયુ છે કે જેની નીચે ચામડી સિવાય બીજુ કાઇ વસ્ત્ર નથી અને પાતળુ પાટલુન અથવા સુરવાલ પહેર્યુ છે, તેના પગમાના ઘસાઇ પીસાઇ ગયલા અને ફાટેલા જોડામાથી દેખાતા તેના બ્લુ ઠડા પગો જોયને લાગે છે પવન કે જેને ભાગ્યેજ માણસનુ લાગે તે એવા રહેઠાણુ આસપાસ એટલો તો સખત, એટલો તો ઠડો ફુકાય છે કે ફાકથી ઉઘાઇ ગયલા, આ કચડી નાખનારી જેહમત ખેચનારા કારી-

ગરનુ શરિર તેની નિદ્રાવસ્થા છતા ધ્રુજે છે મોગરો કાઢયા વિનાની બતીની બળી ચુકેલી દીવટની લંબાઇ પરથી જણાય છે કે મોરલ કેટલોક વખતનો ઉંઘમા પડેયો હોવો જોઇએ તેના મોંટેથી અસરખી રીતે ઉંઘમા ઘોરવાના અવાજ સિવાય મોતના સરખી આસપાસની ચુપકીદીમા કોઇ ખલલ થતી નથી, પણ અફસોસ ! આ કાતરીઆપર સાત બીજા રહીશો ઉંઘતા નથી હા, આ સાંકડા કાતરીઆપર આઠ જીવડા વસે છે પાચ છોકરા જેમાનું સવથી નાનુ ચાર વર્ષનુ છે અને સર્વથી મોટુ ભાગ્યે બાર વષનુ છે, તેમની બિમાર, દેહથી લથડી ગયલી માતા અને એક ગાડી મોટી મા કે જે મોરલની બાયડીની મા હતી અને વય એંસી વર્ષની હતી તે ઠંડી અતિશય હોવી જોઇએ કે જેને લીધે આટલી નાની જગ્યામા ટુટીઉ વળી એકઠા પડેના આઠ માણસોના શરિરની કુદરતી ગરમી, ચમકાતી મુકનાંગી આસપાસની હવા પર થોડીજ અસર કરી શકતી હતી વિદ્યાની નજરેથી જોતા ઓનીએ તો નાના બાળકથી તે ઘરડી મમાઇ સુંધીના તવાઇ ગયના નબળા અને ધ્રુજતા શરિરમાથી થોડીજ ગરમી નીકળી શકતી હતી



## ઘરડા માણસોને માટે માનની લાગણી.

---

એકવાર એથ-સમા એવુ બન્યુ કે રાજયના માનમા એક નાટક ભજવી બતાવવામા આવતો હતો ત્યા એક બુઢો ગૃહસ્થ બહુ મોડો આવવાથી તેની ઉમ્મર અને દરજ્જાને છાજતી કોઇ જગ્યા તેને બેસવા માટે ખાલી રહી નહોતી ઘણાક જવાન ગૃહસ્થોએ તેને આ મુશ્કેલી અને ગુચવાડામા જોતા તેને ઇસારત કીધી કે જયા તેઓ બેઠા હતા ત્યા આવે તો તેને માટે તેઓ જગ્યા કરે તેથી પેલો વૃદ્ધ માણુસ લોકોની ઠઠ વચ્ચેથી જેમ તેમ કરતો તેઓ ભણી ગયો, પણ જયા તેને બોલાવ્યો હતો ત્યા આવી પહોચતાજ, પાસેપાસે બેસી સઘળી જગ્યા પૂરી નાખી ભેગા મળેલા લોકો આગળ બિચારાનું મોંહ ઉતારી હસવાનુ કરવાની તેમની મતલબ જણાઇ. સઘળા એથી-નિયન લોકોને ગમત મળી અને હસવાનુ મળ્યુ પણ આવા જાહેર

નાટકોને પ્રસંગે પરદેશીઓ માટે ખાસ જગ્યાઓ રાખવામા આવતી હતી જ્યારે લેસીડીમોનિયન લોકો માટે જુદી પાડેલી બેઠકો તરફ તે ભલો માણસ લજવાતો લજવાતો ગયો ત્યારે આ પ્રમાણિક લોક કે જેઓ માત્ર તાજીમતવાળા અને બહારની સભ્યતાવાળા હોવા કરતા ખરેખર નીતિવાન હતા, તેઓ એક એક જણ ઉઠી ઉભા થયા અને ઘણીજ માન સાથ તેને માટે પોતા વચ્ચે જગ્યા કરી આપી એથી નિયન લોકોને લેસીડીમોનિયન લોકોની ઉચ્ચ નીતિ અને પોતાનુ ઉતરતાપણુ એકદમ ભાસી આવ્યા અને એવી તો અસર થઇ કે શાબાશીના ગગડાટથી લેસીડીમોનિયનોની વર્ત્તણુક વખાણી, અને પેલો ઘરડો માણસ બોલી ઉઠ્યો, " અથીનિયનો વિવેક શુ તે માત્ર સમજે છે, પણ લેસીડીમોનિયન લોકો તો વિવેક પ્રમાણે વર્તી જાણે છે "

## મનુષ્યની મોટાઇનુ અસ્થિરપણુ.

(ઇગ્રેજી લેખક ડીફોના લેખ ઉપરથી તરજુમો)

સાહેબ, હાલમા હુ તવારીખના અભ્યાસમા કાઇક વધુ વુટેલો છુ, અને પુવકાળના મહાન માણુસો જેવા કે મહાન સિકદર, બાદશાહ જુલીઅસ સીઝર, મહાન આગસ્ટસ અને બીજા ઘણાક મહાનોથી તે છેક છેક તેથી પણ વધારે મહાન ચૌદમા લુઇ, અને વળી તેથી પણ આગળ, સર્વથી મહાન જોન ડયુક ઓવ મારલબરો–ની વાર્તાઓ વાચુ છુ મારા વાચન દરમ્યાન સીથીઅન તૈમરલેન, ઇજીપશીઅન તેબર્ન-બેજશ, મોટા હબદમાનો સોલોમન વીગેરે બીજા ઇસ્લામ જાતવાળા-ઓની મને મુલાકાત થઇ અને સઘળા મહાન કામો તેઓએ કરી બજાવ્યા છે તે સઘળા નોધવા પછી તેઓ સર્વને માટે એક પછી એક, અને પછી તે મરી ગયો,

સઘળા મુઆ, મુઆ, મુઆ !

આમ તેમની તવારીખનો છેડો આવે છે

કેટલાકો માનના છતર પલગપર સુતા છે, અને કેટલાકો માનના ખાટલાપર પડયા છે, કેટલાકો કીર્તિના મેદાનમા બહાદૂરીથી કપાઇ મુઆ હતા, અને કેટલાકો માનની ખાઇમા પડી મરી ગયા કેટલાકો

અહીં આ મુએલા પડયા અને કેટલાક ત્યા,-હિંમતવાનો અને બહાદૂરોના, હિચકારાઓ અને પહેલવાનો અને હરામજાદાઓના હાડકા, એક બીજા સાથે ઢગલો વળી પડયા છે,-અહીં આ તેઓ ઉંડા અંધકારમા સબડે છે, અને ધરતીના ચાલુ ફેરફાર અને નાશ તળે, એક બીજાથી જુદા પાડી પારખી શકાય નહી એટલુજ નહી પણ સાધારણ મગેડીથી પણ પીછાણી શકાય નહી એવી હાલતમા પડયા છે

કાઇ લાખો બહાદૂરોમા બહાદૂરો, ઢગલાબંધ જમીનમા દટાયલા પડયા છે, કે જેમના હાડકાઓ આજ ઘડી સુધી, ખેડુતો અને ગામડીયાઓ હળ ખેડતા કે મજુરો કાંઇ ખોદકામ કરતા, મળી આવે છે, અને આ બહાદૂરોના વધારે ઉમદા શરિરના ભાગો જે માટીમાં ફેરવાઇ ગયા તે માટી કદાચ હલકામા હલકા ઉપયોગોમા લેવામા આવી હશે! આપણા પહેલવાનોના શરિરની રાખ, આપણે સીમીટ બનાવવાને કેવી સભાળથી આપણે જાળવી રાખી છે, અને કોઇ રોમન સેનાધિપતિની માટી કુકરો માટે તબેલા બાધવામા વાપરી છે! કયાં છે એક સીઝરની રાખ, એક પોમ્પી, એક સીપીઓ કે એક હેનીબાલ જેવાના બચેલા કે પડેલા ખડેલા હાડકા પણ કયા છે? સઘળુ ગુમ થઇ ગયુ છે, તેઓ અને તેઓના કીર્તિસ્થભો મટોડીમા ગળાઇ ગયા છે, તેની રજ પણ રહી નથી, અને જે જગ્યાએ તેઓ હતા તે જગ્યા પણ તેમને વધારે વાર ઓળખાતે ના પાડે છે તેઓ માત્ર તેમના તવારિખ કર્ત્તાઓ અને કવિઓ-તે વખતના પ્રખ્યાત ખુશામતિઆઓ અને ડફાસ મારનારાઓના લખાણોમાજ રહી ગયા છે, કે જેઓ તેમની વાર્ત્તાના નાયકો જેવા હતા તેવાજ દેખાડવા કરતા પોતાને મન પસદ પડતી રીતે તેમને માટે આપણા વિચારો બધાવ્યા છે, ને સવથી મોટા માણસોનો હાલ થયો તેજ સર્વથી લાબુ જીવનારનો પણ હાલ થયો, દુન્યાની પહેલી સર્વથી મોટી રેલની આગમચના રહીશ 'મેથ્યુસાલમો'-ના હેવાલોનો પણ તેજ રીતે છેડો આવે છે મેથ્યુસાલમો ૯૬૯ વષ જીવ્યો અને દીકરાઓ અને દીકરીઓ જણ્યા અને પછી શુ? અને પછી તે મરી ગયો

આપણે હમણા મહાન માલબરોની દફણક્રિયા ગભીર ઠાઠમાઠથી કરવામા રોકાયા છીએ, તેની સઘળી જીતો, તેની સઘળી કીર્તિઓ, તેની મોટી લડાઇની યોજનાઓ, તેની ચાલુ અને ચાલુ સેલસેલાબધ

કૃત્તઓ, કે જે તેની કહેવાય છે, જાણે કે તે એકલોજ લડયો હતો અને પોતાનીજ બાજુથી જીત્યો હતો અને નહી કે હજારો અને લાખોએ પોતાનુ લોહી રેડીને તેને માટે મેળવ્યું હતુ તે સઘળાનો છેડો આવ્યો છે, ત્યાજ કે જયા બીજા માણુસોનો, ખરેખર જયા માણુસ માત્રનો છેડો આવ્યો છે આજ—

તે મરી ગયો

તેની સઘળી ગ જાવર દોલત, શત્રુઓ કનેથી પડાવી લીધેલી લુટો અને ફ તેની પ્રધાનીઓ, તેની વફાદાર શેહાણી મહારાણીની બક્ષસો, અને સુલ્લેહ કે લડાઇ વચ્ચે ભેગો કરેલો ખજાનો, સોનાનો પહાડ સરખો ઢગ કે જે કોઇ કહે છે આટલો છે અને કોઇ કહે છે આવડો છે, પણ હુ તે નકકી કરવાની કે જણાવવાની દરકાર રાખતો નથી તે સર્વ તેને જીદગી બક્ષીશ કરનાર નથી, કે એક પળ તેને ચાલુ રાખી શકતુ નથી અને તે તો મરી ગયો છે કેટલાકો કહે છે કે જે માટી દોલત આ દુન્યામા તેણે ભેગી કરી હતી તેનો એક ખાસ અજબ તરાહનો ગુણ હતો કે જે વિષે તે ઘણો વિચાર કરત તો તે બહુ નારાજ થાત, તે ગુણ આ હતો–તે સઘળી દોલતનો કાઇ પણ જીવ જેવો ભાગ તે પોતા સાથ લઇ જઇ શકત નહી

આ મહાન માણુસ કે તેને લગતુ કાઇ પણ આપણી કને રહયુ નથી, સિવાય કે તેનો કીર્તિસ્થભ અને તેની તવારીખ, થઇ ગયલા બનાવોમાં ત હવે ગણાના લાગ્યો છે ડયુક ઓવ મારલબરોનો જનાજો અને તેની લડાઇઓ શિલા કામમા કાતરેલી આપણા ઘરને શણગારતા અને આપણી આખોને એક સરખા ખુશ કરતા રહયા છે આવો મનુષ્ય કીર્તિનો અત છે, અને આ દુન્યા, તેમા આવનારા મહાન માણુસો અને તેમની વધતામા વધતી લાયકાત માટે આટલુજ કરી શકે એટલે કાઇજ નહી

ત્યારે જીદગીનુ કામ શુ છે? આ મહાન માણુસો જેમને આપણે પહેલવાન કહીએ છીએ, અને જેઓ દેખાઇતી ફતેહ સાથ આ દુન્યાના તખ્તાપરથી પસાર થાય છે, તેઓનુ કામ શુ?

કીર્તિ એટલે માણુસના મોહથી મોટા બોલાવાનુ અને તવારીખમા ઘણા પાના રોકવાનુ? અફસોસ! તે તો કાઇજ નહી પણ માત્ર આવતી ઓલાદો માટે વાચવાને એક વાત બનાવવાનુ કામ ઠરે છે કે

જે વાત પણ વખત જતા મદનાઇને એક કહાણી અથવા જોડી કાઢેલો કીસ્સો બને છે શુ કવિઓને કવિતાની બાબત પુરી પાડવાનુ તેઓ કામ બજાવે છે, અને તેમ કરી તેમની કહેવાતી અમર કવિતામા જાવેદાન જીવ્યા કરવા માગે છે? તે તો કાઇજ નહી પણ હવે પછી ઘરડી બાયડીઓને બચ્ચાઓને મુગા રાખવા અથવા ભિખ માગનારા ઓએ કોઇ મહોલ્લાના નાકાપર એક ટોળા આગળ ગરીબી અને ગજવા કાતરૂના લાભ માટે ગાવાનુ ગીત બનાવવાનુ કામ બજાવે છે અથવા તેમની કીર્તિમા નેકી અને ધાર્મિકપણાનો વધારો કરવાનુ તેમનુ કામ છે કે જે એકલુજ તેમને હમેશગીમા જગ્યા આપી ખરેખર અમર બનાવી શકે? નેકી વગર કીર્તિ શુ ચીજ છે? ધર્મ વગરનો એક મોટો માણસ આત્મા વગરના એક મોટા પશુ સિવાય કાઇ વધારે નથી લાયકી વગર માન શુ ચીજ છે? અને જે એક માણસને મોટો તેમજ ભલો મનાવે તે સિવાય ખરી લાયકી શાને કહેવાય?

અગર જો આપણે ભવિષ્યની એટલે પેલી દુન્યાની જીંદગીની વાત માનિયે, ભલા માણસોને બદલો મળી બુડાઓને શિક્ષા થશે એમ સમજીયે તો પેહલવાનો અને પ્રખ્યાત માણસોમાના કેટલા થોડા બદલાને લાયક થયલા જણાશે તાજ પેહરનારા માથાઓમાથી કેટલા થોડા જાવેદાનના સુખનુ તાજ પહેરે છે?

કોઇપણ માણસે આ કહેવાતા મહાન અને કીર્તિવાન માણસોની અદેખાઇ કરવી નહી! તેમની હાલની પેલી દુન્યામા થયલી હાલતમા તેમને આપણે જોઇ શકિયે તો મુબારકબાદીને બદલે આપણી દયા ઉશ્કેરનારી તેઓમાના ઘણાઓની હાલત જણાશે! સાહેબ, આ થોડા વિચારો ડયુક ઓવ મારનમરોની ઠાઠમાઠ ભરેલી પાયદસ્ત જોવા જનારાઓને તેમના મગજ અગાઉથી તૈયાર કરવા માટે મોકલુ છુ



# શિકારબાજીનુ ચિત્ર.

---

( ડૉ૦ ચામર્સના લેખ ઉપરથી )

પશુઓના દુખો જ્યારે નજરની બહાર હોય ત્યારે મનની પણ બહાર હોય પણ આથીને વધારે તો આ દુખો નજર આગળ હોય અને તો પણ મનની બહાર હોય જંગલની ગમતો અને શિકારબાજી આ સચ્ચાઇનો આબેહુબ દાખલો છે કે જેની પચરંગી અને ઉશ્કેરનારી ગડબડ અને ધાંધલમા જે નિર્દયતા નજર આગળ સઘળો વખત હાજર હોય છે તે વિચાર આગળ એક પળ પણ હાજર હોતી નથી ખુશાન જુના ઇંગ્લાંડની આ માનીતી ગમત ઉપર અસલથી વખતથી દરજ્જો અને કીર્તિ ઉતર્યા છે જ્યારે બહાદુર 'નાઇટો' દિલેજાન શહરથો, શિકારના શોખીનો અને શિખાઉઓ અને એક અરધા પરગણાના એકઠા મલેના ઘોડેસ્વારો પોતાના આ મહાન સહાસ માટે પૂર મગરૂરી અને ઠાઠમાઠથી સીરાજે છે–જ્યારે ખુલ્લા વાદળ વગરના આકાશ તળે પાનખર રૂતુની ખુલ્લી રોશનીથી ચકચકીત બનેલો કુદરતનો ઉમદા દેખાવ, આ ગમતમા ભાગ લેનાર દરેક સુખી અને ચુનંદા જીવને નવી તાજગી અને જોર બખશે છે, જ્યારે દરેક સાહસીક દિલ જોરાવર બની, આવતા સહાસના જોખમો માટે અધીરૂ બની ગયુ છે કે જે સામાન્ય લાગણીમા તેમના ઉમદા ઘોડાઓ વટીક ભાગ લે છે, અને લગામો તાણી રાખેલી હોવાથી પોતામા સળગી ચુકેલો અગ્ની ઘેરાઇ રહેવાને લીધે નગાર મસ્તીખોર બની જઇ અધીરાઇથી ભોય ખોદતા દેખાય છે કે ક્યારે પડઘા ઉપર પડઘા ઉઠાવતુ રણશિંગણુ તેમણે દોડવાનુ છુટાપણુ આપે, તેજ શીંગણુ કે જે પોતાની ભરાઇ બેસવાની જગાએથી ખુશ ખુશ થતી નજરો આગળ બહાર કાઢેલા ધ્રુજતા ભોગને તેના મોતની ખબર આપે છે, અને જે કમનસીબ ભોગ ઉપર તેના નિર્દય પૂઠ પકડનારાઓ એક મોટી ચીચીઆરી સમેત ધસી જાય છે

ખાતરી રાખજો કે આ કીલીઆણુ ભરેલી ગમતની સઘળી મજાહ અને ઉલટ વચ્ચે કદાચ એક પણ છાતી એવી ન હશે કે જેમા નિર્દયતાને તેની તદન નાગી અને ભેળ વિનાની હાલતમા માત્ર

નિર્દયતાને ખાતર રાખનાર એવો કોઇ કરપીણ રાક્ષસ હોય તે અભાગ્યા પ્રાણીને વિજળીની ઝડપ આપનાર બીહક, નાસના નાસતા થાકથી અશકત બનતા જે ત્રાસજનક વાદળો તેની ઉપર એકઠા થતાં આવે છે, તેની રફતે રફતે ખપી જતી શકિત, તેને માથે લટકતા નાશનુ ભયાનક ચોકસપણુ, તે દયા ઉપજાવનાર ચીસ કે જે ખુશ થઇ ગયના અને પોતાના શિકાર ઉપર તરાપ મારના શિકારી કુતરાઓના, કાન ફાડી નાખનાર અવાજો વચ્ચે કોઇવાર પીછાંણી શકાય છે, તેનુ ભાન પણ શિકારીને કયા હોય છે? આવી કંગાળ રીતે ચીરી નાખવામા આવેલા એક પ્રાણીની ભયભીત કતલ અને તેના મરતી વખતના કષ્ટો અને નિસાસાઓ, આ સઘળાં દુ ખના બોજા માટે અમો કબુલ કરીએ છીએ કે એકપણ વાર દયા ખાવામા આવતી નથી, પણ એટલાજ માટે કે તે દુ ખનો એકવાર પણ વિચાર કરવામા આવ્યો નથી આ સઘળુ દુ ખ દિલની લાગણીઓને જાગ્રત કરતુ નથી કારણ કે મનને તેની ખબર પોહચાડવામા આવી નથી અમો કબુલ કરીએ છીએ કે શિકારના કામમા ભાગ લેનારાઓ અને તેની સઘળી કલ્પીત કહાણીથી ઠગાનારાઓ સખત થયલા અને દુ ખ તરફ બેદરકારીથી જોનાર બનેલા હોય છે પણ તેથી આમ ઠરતું નથી કે તેઓ દુ ખ તરફ જોના મજાહ લઇ ખુશ થાય છે તેઓ તો શિકારબાજીમા અને તેને લગતા દિલ ઉશ્કેરનારા કામ કાજોમા એટલા તો લુબ્ધ થઇ ગયલા હોય છે કે એવટે જાનદાર કુદરત ઉપર જે ભય ભરેલી જારતી અને જફા ગુજરે છે તેનો ધ્યાન તેમને એક પળબી આવતો નથી આ શિકારની દોડાદોડીમા સર્વથી આગળ દોડવાને ઊશ્કેનાર, હરીફાઇ અને બીજાઓને પાછલ પાડવાના ખાહેશજ માત્ર છે, જે પહેલા મારી નાખે છે તે ફતેહની હારમા પેહલો આવે છે અને જોકે મોત પોતે તેની આગળ છે તોપણ ખમનાગ કંગાળ પ્રાણીનુ દુ ખ તે જરા પણ મનમાં આણતો નથી

માણસ, નીચલા પ્રાણીઓને મહુ અને જાથુકની આફતનુ સીધુ મૂળ છે, અને સવાલ આ છે કે આ ખરાબી ઓછી કરવાને કાંઈ યુકિત થઇ શકે? આ બાબદમા શાસ્ત્રનુ કહેવુ બોલે બોલ ખરૂ પડયુ છે તેને (માણસને) લીધે "તમામ ઉતરતી પેદાએશ નિસાસા

મુકતી અને દુ ખમા પોકાર મારતી થશે ” આ તેના હૈડાના કઠણ-પણા ને લીધે હોય કે માત્ર મન ની બેદરકારીથી થતુ હોય તે બને સરખું જ છે કારણ કે ખમનારાઓનુ દુ ખ તો જેટલુ ને તેટનુ જ છે બને રીતે તપાસતા આટલુ તો ખરૂ ઠરે છે કે એક શિકારી પ્રાણી તરીકે માણુસ જગતના સવથી વેહશીમા વેહશી જાનવરોમા પહલા મુકાય છે એટનુ જ નહી પણ તેની સાહેબી ભરેલી અને મજાહની ભુખ સતોષવાને તેમજ તેની ખીદમત બજાવવાને કે માન તેની જીજ્ઞાસા અને ગમતને માટે કુદરતને તેના સત્રળા તત્વોમા તેણે ઉઠલ પાઠન કરી નાખવી ખાલી ફુકરાજીમાથી પેદા થતી ખાહેશો અને મજાહ સતોશવાનુ છોડી દેવા કરતા, જગાળ અને કમતાલના પ્રાણી-ઓના દુ ખમાથી પણ તે તીચતો લગે, અને જગલી અને હલકી પ્રકારની મજાહને ખાતર કે તેટનાજ તેના જગલી ભપકાને ખાતર પગ નીચે મુકાયના અને તેની દયા ઉપર પડેલા પ્રાણીઓના દુ ખો ઉપરથી તે સર્વોપરી બની ચાનશે આ ખુબસુરત સૃષ્ટિ કે જયા તેને જમીનનો રાજા બનાવવામા આવ્યો છે તે એટના બધા સુખદાયક અને આશીરવાદો ભરેના દેખાવો રજુ કરે છે, તેના શાતિભરેલા સરોવરો તરફ જોઇએ યા તેના ફુલપાનથી ભરેલા બાગબગીચાઓને નીહાળીએ કે આથમતા સુર્યથી રગબેરગી બનેના આકાશ તરફ નજર કરીએ, યા નરમ લીલી મખમલના પોશાકમા બીરાજેની ખીણો અને ટેકડીઓ તરફ ગીકીએ કે જે સત્રળા સુયની મધુરમા મધુર રોશનીથી દેપી ઊઠ્ઠી છે અને જયા પ્રાણીઓ ખુશખુશાલ બની જઇ કુદતા અને ગમત કરતા ફરે છે ખચીત આ દેખાવ એક ખુની અને જરા પણ દયા વિનાના જુલમગારની લોખડી જુસરી કરતાને દયાના રાજય માટે વધારે લાયક થઇ પડત પણ જે દુનિઆમા હાલ આપણે રહીએ છીએ તે એક ભેદ ભરેલી દુનિઆ છે હજી પણ તેની ઉપર બેહશતનો છાપ પડલો દેખાય છે પણ દોજખના નવનની એક લેહરી તેના જાનદાર રહેવાસીઓ ઉપરથી ફરી ગઇ છે, અને તેથી હવે માણુસની ધાસ્તી અને તેના નામથી ઉપજતી દેહશત જમીનના દરેક પશુમાં, હવામા ઉડતા દરેક પક્ષિમા અને સમુદ્રમાની તમામ માછલીઓમા પેઠેલી છે, માણુસના હાથમા તેમને સોપવામા આવ્યા છે, લીલા ઝાડપાનો અને રોપાઓ સુધા સઘળી ચીજો તેના સ્વાધીનમા આપ-

વામા આવી છે આટલીબધી તેની સત્તા લબાયલી છે અને તેને લગતા સઘળા હકોનો ઘણુજ નાલાયક અને નિર્દયતાને ગમત બનાવવાનુ છુટાપણુ લઇ તેણે ખગ વાળ્યો છે, તેના નિર્દય કામોના બોજા તળે પૃથિવ ચપાઇ ગઇ છે અને જાનદાર કુદરતનુ દુખ જાહેર કરનારી એક મોટી અને દરેક ઠેકાણેથી ઉઠતી ચીસ કલ્પણાના કાનમાં પડે છે, કે જે તેના નેમાયલા સરદારની સતાની ભયભરેલી ખડણી છે આ દુખો ખરેખર આપણાજ જેવી લાગણીથી ખમવામા આવે છે જગલના પશુઓ કાંઇ લાગણી વગરના માત્ર સચાઓ નથી, કે જેમને એવી રીતે બનાવવામા આવ્યા હોય કે અદરથી દુખ ખમ્યા વિના માત્ર બહારથી દુખની સઘળી નીશાનો અને દેખાવો જાહેર કરે આપણી જાત સાથે કુદરત એવી ઠગાઇ રમી નથી આ ગરીબ પ્રાણીઓ આપણીજ માફક જુએ છે, ધુજે છે અને જેમ આપણે ખમીએ છીએ તેમજ ખમવાના સઘળા અને એકમાના ચીન્હો દેખાડે છે તેમની દુખથી રડવાની ચીસ ખુલ્લી સભળાય છે તેમના મોહનો દુખ જાહેર કરનારો દેખાવ એવો હોય છે કે જેનો બીજો અર્થ થઇ શકે નહી એક ફટકો તેમની તરફ ટાકવામા આવ્યો છે એમ જોતાજ તેઓ આપણા જેવો ધાસ્તીનો દેખાવ કરે છે અને તે ફટકો મરાઇ ચુકયા પછી દુખની વેદના આપણાજ જેવી અછાર પછારથી દેખડાવે છ છુદાવાથી, બળવાથી, હાડકુ ભાગવાથી, કે હથીઆરના ઉડા જખમથી, અથવા પોતાના જેવાજ અથના પોતાથી વધારે બળવાનની સામે થયાથી આપણી ઉપરજ થાય છે તેવીજ અસર તમની ઉપર પણ થાય છે તેમનુ લોહી પણ આપણાજ લોહીની માફક શરિરમા ફરીઆ કરે છે આપણીજ માફક શરિરના જુદા જુદા ભાગોમા તેમની નાડીઓ ચાલે છે, તેઓ બિમાર બને છે, બુઢાપાથી આપણી માફક નબળા બને છે અને અતે આપણીજ માફક મરી જાય છે તેમની લાગણીઓ આપણા જેવીજ છે અને આપણાજ દુ,ખ જેવુ તેમનુ દુખ છે કારણ કે તેમની પ્રેરણાઓ આપણાજ જેવી છે સીહણ કે જેના બચ્ચા ગુમ થયા છે તેણી પોતાને થયલા અન્યાયની ખબર આપતી તમામ જગલને ધુજાવી નાખે છે, પક્ષિ કે જેનો માળો લુટાયો હોય છે તે હૈડાના ભીતરમા લાગી વળે એવુ શોકજનક ગાયણ કરતુ પોતાના વિલાપથી

તમામ આખાવાડીઓને ઉદાસ અને ખીન્ન કરી મુક છે, આ સઘળુ સાધારણ અને અગ્નણ આખને પણ ખુલ્લુ દેખાય છે, અને જ્યારે શરિરના અવયવોના કામકાજને તપાસવાના અખતરા કરનાર પોતાની છરી વડે પ્રાણીઓના શરિરના ભીત્તર ઉઘાડા કરે છે, કે જે ક્રિયા થતી હોય છે ત્યારે જીવતો માણસ પોતાનુ શરિર ચીરવાથી તફે તેમ તેઓ તફરીઆ મારે છે ત્યારે તેમનો લાગણીનો સાચો માણસના જેવોજ માલમ પડ છે, અને ચામડીની સપાટીપરના બારીકમા બારીક છેડ સુધી લાગણીની લાવલઇજા કરનારા દોરડાઓ માણુસમા છે તેમજ તેમનામા પણ જણાય છે તેઓનુ દુ ખ ભેગ વિનાનુ ને ઓછુ ન થાય એવુ છે તેઓ એક જાસ્તીના મોતનુ સગ્નુ દુ ખ વેઠે છે કે જે કોઇ જાતની આશા કે વિચારોથી જરાકપણ ઓછુ થઇ શકતુ નથી, કારણ કે આશા અને વિચાર કરવાને તેઓ અશકત છે જ્યારે તેઓ મરવાને સુવે છે ત્યારે તેમનો એકલો સોબતી દુ ખ છે, કારણ કે તેમની ઘેરી લીધેલી અને ટુક હદવાલી મનશકતીના કેદખાનામા બીજા સ્વાર્થો કે બીજી ચીજોનો કાઇ વિચાર નથી કે જે તેમને કાઇ રાહત આપે તેમના ભેદ ભરેલા શરિરમા એકજ રહેનાસીને માટે જગ્યા છે, અને તે તેમનુ એકને એકજ અને એક સ્થળે જમાવ થઈ ગયલુ દુ ખ છે અને તેવો તે જખમી થયનુ પ્રાણી જાસ્તી ભરેલા મોતના સિકજામા રીબી રીબીને મરે છે તેમા દુ ખની નહી શોધી કઢાએલી ઉડાઇ છે કે જે માટે તે ગરીબ મુગુ પ્રાણી પોતે કાઇ કહી શકતુ નથી, અને જેની સામે તે પોતાનો અવાજ ઉઠાવી શકતુ નહી જ્યારે કગાળીઅતનો એક નહી જણાયલો કે મપાયલો જથ્થો તેનામા એકઠો થયલો છે કે જેની ખબર આપવાને મોહડાથી કરેલો એક ઉચ્ચાર મળે નહી પણ આ તેની ચુપકીદીમા એક સુભાખીતપણુ છે અને જે કાળુ કફન આ પ્રાણીના દુ ખને પૂરેપુરૂ જાહેર ન થવા દેતા તે ઉપર ઢાકણુ ઢાકે છે તેજ તે કમનસીબ પ્રાણી ઉપર ગુજરતા મોતમના ત્રાસદાયક પાપને હદ વિનાનુ ઢેડવે છે

—****—

# ખુદો સિપાહ.

---

( ગોલ્ડસ્મીથના લેખ ઉપરથી )

અરધી દુન્યા કેમ જીવે છે તે વિષે બીજી અરધી દુન્યા કાંઇ જાણતી હોતી નથી આથી કોઇ બીજો વધારે સાધારણ થઇ પડેલો તો પણ એથીને વધારે સારો એવો કોઇ વિચાર ન હશે.

મોટા લોકોના દુ ખોને આપણી આગળ ધરી આપણું ધ્યાન ખેચવામાં આવે છે, જુસ્સા ભરેલા અવાજોથી તેમના દુ ખોને લબાન કરી વર્ણવવામા આવે છે, અને આ ઉમદા ખમનારાઓ તરફ ટીકવાને દુન્યાને કહેવામા આવે છે મોટા લોકો દુ ખના દબાણ તળે પણ જાણતા હોય છે કે બીજા ઘણાકો તેમના દુ ખમા ભાગ લે છે, તથા તેમની અચરતી અને દયા પોતા તરફ ઉસકેરાય છે એમ જાણી સતોષ માને છે

જયારે આખી દુન્યા જોતી હોય ત્યારે કમનસીબોને હિમતથી ખમવામા કાંઇ મોટુ મન જણાતુ નથી આવી હાલતમાં તો ફુકરાજીના હેતુઓથી પણ માણુસો બહાદૂરીથી વર્તશે પણ જે, ગરીબાઇ અને અપ્રસિધતાની ખીણમા પડતીની સામે બહાદૂરીથી થઇ શકે છે, જે હિમત આપવાને મિત્રો વગર, દયા ખાવાને ઓળખીતાઓ વિના, કે તેનુ દુ ખ ઓછુ કરવાને આશાના સધ્યારા વગર, શાતિ અને બેદરકારીથી દુ ખ તરફ જોય છે તેજ ખરેખર મોગ છે આવો માણુસ ખેડુત હોય કે દરબારી હોય તો પણ આપણા આશ્ચય અને વખાણને લાયક છે, અને માનથી તે તરફ જોતા રહી નકલ કરવાને તેનો દાખલો આપણી નજર આગળ ધરવો જોઇએ છે

જયારે મોટાઓની નજીવીમા નજીવી અગવડાને મોટી કરી મુકી આફતનુ રૂપ આપવામા આવે છે જયારે કરૂણારસીક નાટક સુભાખીતપણે તેમના દુ.ખોને પોકાર મારી જાહેર કરે છે ત્યારે ગરીબોની કગાળયત તરફ તદન બેદરકાર બનવામા આવે છે, અને તો પણ નીચલા વર્ગોના કેટલાક લોકો, તેઓથી વધારે ચઢતી હાલતવાળાઓ પોતાની આખી જીદગીમા ખમતા હોય તેટલુ અને વધારે ખરૂ દુ ખ એકજ દહાડામા વેઠતા હોય છે આપણા સાધારણ ખલાસીઓ અને

સિપાઇઓ બબડયા વગર કેટલી મુશ્કેલીઓ વેઠે છે તેનો ખ્યાલ પણ થઇ શકે નહી, અને તે પણ ખોદા સામે જુસ્સાથી પોકારી ફરીઆદ કર્યાં વગર કે પોતાની બહાદૂરી ઉપર ટીકવાને પોતાના ભાઇબંધ માણુસોને બોલાવ્યા વિના તેઓ સઘળુ ખમે છે દરેક દહાડો તેમને એક કમાબ્યતનો દિવસ છે, તો પણ તેઓ બબડયા વિના પોતાનો બોઝો ઉપાડે છે

એક ઓવીદ, એક સીસેરો કે એક રેબ્યુતીન જેવા માણુસને તેમના કમનસીબ અને દુખો માટે ફરીઆદ કરતા સમજી હુ કેટલો બધો ધિકકાર સમેત ગુસ્સે થઉ છુ કે જેમની સર્વેથી મોટામાં મોટી આફત, પૃથ્વીનો એક ચોક્કસ ભાગ જોવા ન જઇ શકવામા હતી, કે જે જોડે તેઓએ મૂર્ખાઇથી સુખનો ખ્યાલ જોડયો હતો ! તેમના દુખો તો જે ઘણુા સહામીક ગરીબો રોજ જરા પણુ બબડયા વિના ખમે છે, તે સાથે સરખાવતા મજાહ હતી તેઓ ખાતા હતા, પીતા હતા, તેમની ખીદમત બજાવવાને ગુનામો હતા, અને જીદગીના સાધણો માટે તેઓ પોતાની તમામ ઉમરમા નિરાત હતા જયારે તેમના વણા ભાઇબંધો દિલાસો આપવાને, કે મદદ કરવાને એક દોસ્ત વગર, રૂતુઓની સખતાઇથી પણ આશરો મેળવ્યા વિના ભટકતા ફરે છ

કેટલાક દિવસ અગાઉ એક ગરીબ માણુસ કે જેને હુ બચપણુમા ઓળખતો હતો, તેને અકસમાત મળી જવાથી ઉપલા વિચારો મારા મનમા પેદા થયા હતા આ માણુસે એક ખલાસીનુ બદીઆન પેહરીયુ હતુ તથા તેનો એક પગ લાકડાનો હતો, અને શેહરના એક નાકા આગળ ભિખ માગતો જણાયો હતો હુ તેને ગામડામા વસ્તા એક પ્રમાણિક અને ઉધ્યોગી માણુસ તરીકે ઓળખતો હતો, આથી તે આવી હાલતમા કેમ આવી ગયો, તે જાણુવાને મારી જીજ્ઞાસા ઉશ્કેરાઇ તેટલા માટે જે મને ઠીક લાગ્યુ તે તેને આપ્યા પછી, મે તેની જીદગી અને કમનસીબીની તવારીખ તેની કને જાણુવા માગી તથા હાલની સકટ ભરેલી હાલતમા કેમ આવી પડયો તેનુ વર્ણુન કરવા કહ્યુ તે અશકત બનેલા સીપાઇએ (કારણુ કે જોકે તેણે ખલાસીનો પોશાક પેહડયો હતો તો પણુ તે સીપાઇ હતો) પોતાનુ માથુ ખવડતા અને પોતાની લાકડી ઉપર ટેકીને મારી અરજ કબુલ રાખી નીચે પ્રમાણે પોતાની તવારીખ આપી —

'મારા હુ બે માટે ખોલુ તો શેઠ, બીજાઓ ખમતા હશે તેથી વધારે ખમવાનું હુ ડોળ ઘાલી શકતો નથી, કારણ કે મારો પગ ખોવા સિવાય અને ભિખ માગવાની ફરજ સિવાય, હુ ઇશ્વરનો આભાર માનુ છુ ! કે બીજુ કાઇ પણ ફરીઆદ કરવાને મને કારણ નથી અમારી રીજમીંટમા બીલ તીબ્સ નામનો સીપાઇ હતો કે જેણે બને પગ ને એક આખ ખોયા છે, પણ હુ ઇશ્વરનો આભાર માનુ છુ કે મારી હાલત હજી પણ તેટલીબધી ખરાબ થઇ નથી હુ શરૉપશાએરમા જનમ્યો હતો, મારો બાપ એક મજુર હતો અને મને પાચ વષનો મૂકી મરી ગયો, આથી મને અમારા જીલ્લાને લગતા ધર્મખાતા ઉપર નાખવામા આવ્યો મારો બાપ એક ઠેકાણે પડી ન રહેતા ભટકતી જીદગી ગુજારતો હતો, આથી હુ ખરેખર કયા જીલ્લાને લગતો હતો તે ચોક્કસ ન જણાવાથી, મને બીજા જીલ્લાના ધર્મખાતા પર મોકલવામા આવ્યો અને ત્યાથી એક ત્રીજાપર મોકલી આપવામા આવ્યો મારા દિલમા આવ્યુ કે તેઓ મને આટલો બધો વખત થયો આમથી તેમ મોકલ્યા કરે છે, તેથી તેઓ, હુ કોઇબી જીલ્નામા કદી જનમ્યોજ નથી એમ કહેશે, પણ આખરે તેઓએ મને ઠરીઠામ કર્યો મને વિદ્વાન થવા તરફ વલણુ હતી અને કાઇજ નહી તો મુળાક્ષર પણ શીખવાનો મે ઠરાવ કર્યો, પણ આ જીલ્લાના વડાએ હુ એક હથોડી વાપરવાને શક્તીમાન થયો તેવોજ મને કામમા નાખ્યો અને અહીઆ મે પાંચ વરસ સુધી એક આસાન જીદગી ગુજારી હુ દિવસમા ફક્ત દસ કલાક કામ કરતો હતો, અને મારી મહેનતના બદલામા મને ખાવાનુ મળતુ હતુ ખરૂ છે કે મને ઘરની બહાર જવા દેવામા આવતો ન હતો કે રખેને તેઓ કહેતા હતા તેમ હુ નાસી જાઉ પણ તેથી શુ થયુ, મને આખા વરગમા ફરવાની છુટ હતી અને બારણા આગળ વાડામા પણ ફરતો હતો અને એટનુ મારે માટે પુરતુ હતુ પછી મને એક ખેડુતને સોપી આપવામા આવ્યો, કે જ્યા હુ વહેલો ઉઠી મોડો બિછાને જતો, પણ મને ખાવા પીવાનુ ઠીક મળતુ હતુ ત્યાર પછી મારૂ ગુજરાન શોધી લેવાને મને ફરજ પડી, તેથી મારૂ નસીબ શોધવા જવાને મે ઠરાવ કર્યો

આ રીતે હુ એક શહેરથી બીજે શેહર ભટકયો. કામ મળતુ ત્યારે કરતો ને ન મળતુ ત્યારે ભુખે મરતો એક દહાડે એમ બન્યુ

કે હુ એક "સુલેહના અમલદાર"ના ખેતરમાથી ચાલી જતો હતો, ત્યારે મે એક સસલાને મારી આગળથી પસાર થઇ જતા જોયુ, અને હુ માનુ છુ કે સેતાને તેની તરફ લાકડી ફેકવાનો મારા મનમા ખ્યાલ મુકયો વારૂ તમે શુ ધારશો? મે તે સસલાને મારી નાખ્યુ અને તેને લઇ ચાલ્યો જતો હતો એટલામા અમલદાર પોતે મને મળ્યો તેણે મને શિકારચોર અને લુચ્ચો કરી કહયો, અને મને ગરદનમાથી પકડીને હુ કોણ હતો વગેરે હેવાલ જાણવા માગ્યો હુ ધુ ટણુમ ડયે પડયો, તેવણુ સાહેબની માફ માગી, અને મારા જન્મ કે કુળ માટે કે ઓલાદ માટે કાઇ જાણતો હતો તેટલો તમામ હેવાલ આપવા માડયો! પણ જો કે મે ઘણોજ સાચો હેવાલ આપ્યો તો પણ આ અમલદાર કહે, હુ કાઇ હેવાલ આપી શકતો હતો નહી, અને તેથી મને 'સેશન'મા નોધવામા આવ્યો, અને ગરીબ હોવાનો અપરાધી ઠરવાથી, લ ડનમા ન્યુગેટના બ ધીખાનામા મોકલવામા આવ્યો કે ત્યાથી એક ભટકતા શખ્સ તરીકે મને તરીપાર મોકલવામા આવે લોકો બ ધીખાના માટે આ અને પેલી ગમે તે વાતો કરે પણ મને તો મારી આખી જી દગીમા કદી પણ રહયો હોવુ તેવીજ, ન્યુગેટનું બ ધીખાનુ પણ, મનપસ દ જગ્યા લાગી મને ત્યા પેટ ભરતુ ખાવાનુ પીવાનુ મળતુ હતુ અને મુદ્દલ કામ કરવુ પડતુ નહી પણ આવી સરસ હાલત હ મેશા કદી ચાલ્યા કરે નહી પાચ મહીના પછી મને બ ધીખાનામાથી બહાર કાઢી એક વહાણુ ઉપર ચઢાવવામા આવ્યો, અને બીજા બસો માણુસો જોડે અમેરીકાના સ સ્થાનમા મોકલવામા આવ્યો દરિયો તો જેમ તેમ કરી પસાર કર્યો, કારણ સઘળાઓને એક ઓરડામા ગાધી રાખવાથી અમારામાના સોથી વધારે મીઠી હવાની ત ગીને લીધે મરી ગયા, અને જેઓ બાકી રહયા તેઓ ખોદા જાણે છે કે બિમાર અને હાલ હવાલ બન્યા હતા જયારે અમો કિનારે ઉતર્યા ત્યારે અમોને રોપની કરનારાઓને વેચવામા આવ્યા, અને મને બીજા સાત વર્ષ માટે બાધી લેવામાં આવ્યો હુ વિદ્વાન ન હતો, (મુળાક્ષરો શીખ્યો ન હતો) તેથી સીધીઓ સાથે મને કામ કરવાની ફરજ પડી અને જેમ ફરજથી બધાયો હતો તેમ મે મારો વખત પૂરો કરી આપ્યો

મારી મુદ્દત પૂરી થવા પછી, હુ વહાણુ ઉપર નોકરી કરતો મારે દેશ પાછો ફર્યો, અને જુના ઇગ્લાડને પાછુ જોઇ હું ઘણોજ

ખુશ થયો, કારણ કે હુ મારા દેશને ચહાતો હતો તો પણ હુ બીહતો હતો કે રખેને રઝળતા શખ્સ તરીકે હુ ફરીથી પકડાવુ, અને તેથી ગામડામા ન જતા, શહેરમાજ રહયો અને જયારે કાઇ મેહજસ.જ કામ મળતુ તે કરતો હતો આ રીતે મે કેટલોક વખત સુખથી કાઢયો, પણ એક સાન્જે હુ કામ ઉપરથી ઘર જતો હતો, તેટલામાં બે માણસોએ મને નાખી દીધો અને પછી મને ઉભો રહેવાને કહયુ આ માણુસો એક વેઠે પકડનારી ટોળીને લગતા હતા મને ન્યાયધિશ આગળ નઇ જવામા આવ્યો અને હુ મારો હેવાલ ન આપી શકવાથી મારે એક લડાઇના વહાણ ઉપર જવુ કે સિપાઇ તરીકે નોધાવુ, આ બેમાન એક મારી મરજી ઉપર નાખવામા આવ્યુ જેવુ કામ મે પસદ કીધુ અને આ એક ગદ્દસ્થને છાજે એવા એક્કા પર હુ હતો, ત્યાર ફ્લાનડસ ખાતે મે લડાઇમા ઉતર્યો હતો, વાન અને ફનતીનોયની લડાઇમા હુ હાજર હતો, અને અહી આ છાતીમા એકજ જખમ લાગો હતો, પણ અમારી પલટણના તબીબે મને પાછો સારો કર્યો જયારે સુલેહ થઇ ત્યારે મને રજા આપવામા આવી, અને મારો જખમ કોકવાર ઉભરી આવવાથી હુ કામ કરી શકતો નહી ઇસ્ટ ઇન્ડયા કપનીની નોકરીમા હુ ફ્રેન્ચ લોકોની સામે લડયો છુ, અને હુ ખાતરીથી માનુ છુ કે જો હુ લખી વાચી જાણતો હતે તો અમારો કપતાન મને કારપોરલની પદ્વિએ ચઢાવતે, પણ પદ્વિએ ચઢવાનું માગ નસીબમા હતુ નહી, હુ તરતજ આજારી પડયો, અને રજા મેળવી ગજવામા ચાલીશ પૌડ સાથે સ્વદેશ પાછો ફર્યો, આ હાલની લડાઇની શરૂઆતમા બન્યુ અને હુ કિનારે ઉતરી મારા પૈસા ખરચવાની મજાહ ભોગવવાની આશા રાખતો હતો, પણ સરકારને માણસો જોઇતા હતા, અને તેથી હુ કિનારા ઉપર પગ મુકુ તે અગાઉ મને વેઠે પકડી ખલાસી બનાવવામા આવ્યો

સરગ બુમ પાડવા લાગ્યો કે હુ ઘણો હઠીલો હતો તે સોગદ ખાઇ ખાતરીથી કહેતો કે હુ મારૂ કામ સમજતો હતો પણ આળસુ થવાને માટે ઢોગ કરતો હતો, પણ ખોદા જાણે છે કે મને દરિઆના કામની કાઇ સમજ હતી નહી, અને તે શુ કરતો હતો તે જાણ્યા વગર મને તે ખૂબ ઠોકતો હતો તોપણ હજી મારી કને મારા ચાલીશ પૌંડ હતા, અને તેથી દરેક વાર મારી પર માર પડતો ત્યારે

મને કાંઇક દિલાસો હતો, અને તે પૈસા મારી પાસે આજની ઘડી સુધી હોત પણ ફ્રેન્ચ લોકોએ અમારૂં વહાણુ પકડયુ, અને મારા પૈસા મે ખોહયા

વહણુપરના સઘળા ખનાસીઓને બ્રેસ્ત ખાતે લઈ જવામા આવ્યા, અને તેઓમાના ઘણા મરી ગયા કારણ કે તેમને બંધીખાનામા રેહેવાની ટેવ હતી નહી, પણ મને તો કાંઇ લાગ્યુ નહી, કારણકે મને તો તે માફક આવેલુ હતુ

એક રાતે હુ પાત્યાના બિછાના ઉપર એક ગરમ ધાબલી ઓઢીને સુતેલો હતો ત્યારે સરગે મને જગાડયો, તેના હાથમા એક ચોર ફાણુસ હતુ તે મને કેહવા લાગો "જેક, ફ્રેન્ચ ચોકીદારોના માથા ફારશે? જાગૃત રહેવાની કોશેશ કરતા મે કહ્યુ, "મારી મદદ આપવામા, મને આચકી નથી" તે કહે "ત્યારે ચાલ મારી પૂઠે, આપણે તેઆને ઠેકાણે પાડશુ" તેથી હુ ઉઠયો અને મારી ધાબલીને (કે જે વસ્ત્રની ગરજ સારતી હતી) કમ્મરે બાધી, અને તેની સાથે, ફ્રેન્ચમેનો સામે લડવા ગયો હુ ફ્રેન્ચોને ધિકકારૂ છુ, કારણકે તેઓ ગુલામો છે અને લાકડાના જોડા પહેરે છે

જોકે અમારી કને કાંઇ હથીઆર ન હતા, તો પણ એક અગ્રેજ કોઇ પણ વખતે પાચ ફ્રેન્ચમેનોને ઠોકી નાખવાને શકતીવાન છે, તેથી અમો દરવાજા આગળ ગયા કે જયા બન ચોકીદારો ઉભા હતા, તેમની ઉપર એકદમ ધસી જઇ, તેમના હથીઆરો છીનવી લઈ ભોય પર પછાડયા

અમો નવ જણુ ત્યાથી દરીઆ કિનારા તરફ નાઠા, અને જે પેહલી હોડી હાથમા આવી તેમા બેસી જઇ બંદરની બહાર નીકળી જઇ ભર દરીયે આવી લાગ્યા અમોએ ત્રણુ ચાર દહાડા સફર કરી નહિ એટલામા દોરસેત વહાણે અમોને કેદ પકડયા ત્રણુ દહાડામાં ચાલીસ ટોપવાળુ પોમ્પાદોર વહાણુ અમારી સામે મળયુ, જયારે અમારી કને ૨૩) ટોપ હતી ત્રણુ કલાક લડાઇ ચાલી અને હુ ખાતરીથી માનુ છુ કે જો થોડાક માણુસો અમારી કને ફાજલ હોતે તો અમો આ ફ્રેન્ચ વહાણુને તાબે કરતે, પણુ કમનસીબે અમો ફતેહ મેળવવાની તયારીમા હતા એટલામા અમારા સઘળા માણુસો માર્યા ગયા હુ એકવાર ફરીથી ફ્રેન્ચોના હાથમા આવ્યો, અને હુ માનુ છુ કે મને

જો ખ્રિસ્ત ખાતે પાછો લઇ જવામા આવતે તો મને બહુ ભારી પડતે, પણ સારા નસીબે નાઇપર વહાણે અમોને કેદ પકડયા હુ કહેવાને ભુલી ગયો કે આ લડાઇમા મને બે ઠેકાણે જખમો પડયા, ડામા હાથના ચાર આગળા મે ખોયા, અને મારો પગ ગોળીથી ઉડી ગયો જો મારો હાથ અને પગ, ખાનગી વહાણુને બદલે કોઇ રાજાના વહાણુપર ગુમાવનાને હુ ભાગ્યવત હોતે તો મારી બાકીની જીદગીમા ખોરાક પોશાક વગેરે મેળવ્યા કરવા પર મારો હક પોહચતે, પણ મારૂ એવુ સારૂ નસીબ હતુ નહી એક માણુસ રૂપાનો ચમચો મોહમા લઇને જન્મે છે અને બીજો લાકડાની કડછી લઇને જન્મે છે તોપણ શોકર ખોદાના ! હુ સારી તનદોરસ્તી ભોગવુ છુ અને હમેશા છુટાપણા અને જુના ઇગ્નાડને ચાહીશ છુટાપણુ, મીલકત, અને જુનુ ઇગ્લાડ હમેશા, હુરયો ! આટલુ બોલીને તે લગડાતો લગડાતો ચાલી ગયો, અને હુ તેની બહાદૂરી અને સતોષ તરફ અચરત થતો ઉભો રહયો, અને મને મનમાં કબુલ કર્યા વિના ચાલ્યુ નહી, કે ફીલસુફી આપણુને આપણી કગાળયત તરફ બેદરકાર બનાવી ધીકકારવા શીખવે તેના કરતા કગાળયત સાથે જાહેરકી ઓળખ પડવાથી તે તરફ વધારે બેદરકાર બનીએ છીએ



## મનુષ્ય મહત્વ વિષય.

---

(ગોલ્ડસ્મીથ.)

ઇસ્લીગટન નજદીક એક દારૂવાલો લાબા કાળથી દુકાન ચલાવતો હતો તેણે પોતાની દુકાન આગળ "ફ્રેન્ચ રાજા" ના નામ નીશાનવાળુ પાટીઉ કાઢી નાખી "હન્ગરીની રાણી" તેવા નામ નીશનવાળુ પાટીઉ માર્યું તેણીનાં રતાશદાર ચેહરા અને સોનેરી રાજદડની અમર તળે તેણે દારૂ વેચવો ચાનુ રાખ્યો પણ જયા સુધી તેના ઘરાકોની તેણી માનીતી હતી ત્યા સુધીજ તેણી ઘરાકોને અળખામણી પડવાથી થોડોક વાર થયો "પ્રશીઆના રાજા" વાળા નામ નિશાનતુ પાટીઉ લગાવ્યુ છે જેને પણ ઘણુ કરીને તેની વારી આવતાજ ફેરવવામા આવશે અને તેને બદલે વળી આમ લોકે ની

ગમાર આશ્ચર્યથી ટીકાતા કોઇ બીજા મોટા માણસને પાટીઆપર ચિતારવામા આવશે દીગમૂઢપણે ટીકતા ટોળા આગળ મોટા લોકોને, આજ પ્રમાણે એક પછી એક રજુ કરવામા આવે છે આપણે એક તરફ આશ્ચર્યથી પૂરતો વખત જોઇ ચુકયા કે તેને ખસાડી બીજાને તેની જગ્યાએ મૂકવામા આવે છે જે કદાચજ લાંબો વખત આ જગ્યા પર ટકી રહે છે, કારણકે સાધારણ અભણ લોકોને ફેરફાર હમેશા પસંદ પડતો હોય છે મારે કબુલ કરવુ જોઈએ કે મને આ નસરાણા ટોળા વિષે એટનુ તો જીવ નગરનુ મત છે કે જે નાયકાત તેમની તાળી અને શાબાશીના પોકાર ફેકે છે તે તરફ શકથી જોઉ છુ, કાઇજ નહી તો તે મોટા અને કોઇવાર ભલા માણસો જે આ પોકારોથી સતોષ પામી હરખાઇ જાય છે, તેઓ નઠારે મગરે છે અને તવારીખે મને બહુ બહુ વેળા શિખવ્યુ છે કે જે માથુ અગણિત પ્રજાના શાબાશીના પોકારથી આજે પ્રૌઢ બન્યુ છે તે બીજેજ દિવસે કાપી કાઢી લાકડી પર બેસાડવામાં આવ્યુ છે જાહેર પ્રજાની નજર બહાર અને ખાનગીપણામા જે નીતિઓ તેમને ધરાવનારની જીદગીમા હસ્તી ભોગવતી હતી તેજ ઘણુ કરીને આશ્ચર્ય અને વખાણને સર્વથી લાયક ચીજો તરીકે પેઢી દર પેઢી ઉતરના પામી છે

જેને સાધારણ લોકોની ગમાર નજર 'મોટા' ગુણો અને પરાક્રમો તરીકે જોય છે તેના કરતા નાની નાની અને નમ્રપણે પરગજુ નીતિઓનો જુમખો અતિઘણો શ્રેષ્ઠ છે

યુરોપમા કોઇજ એવુ ગામડુ હશે, અને એક પણ યુનીવર્સીટી અથવા વિદ્યાલય નથી કે જે પોત પોતાના નાનકડા મહાન પુરુષો ધરાવતુ ન હોય એક નાનકડી ગામડા સમાજ કે શેહર સમાજનો વડો કે જે રાજાની મકસદોની સામે થાય છે, જે જુલમાતથી પોતાની પ્રજાને આતવારના દિવસ માટે તેમના સર્વથી સરસ કપડા રખાવ્વા માગે છે, પડીતમા ખપવા માગનાર કે જે એક સુક્ષ્મ જતુમા કાઇ નવુ જોઇ કાઢે છે કે એક ચેનના શરિરમા ચાલતા કોઇક પ્રકાર તરફ બેદરકારપણે જોવામા આવ્યુ છે એમ દેખાડી શકે અને જેનુ ગગજ કુદરતને તેના વિશાળપણામા જોવાને બદલે પોતાના સુક્ષ્મદર્શક યત્ર માફક કટકે બુકલેજ જોઇ શકે, સુમારી કવિતા જોડનારો અને બોલોને મારીકુટી સરખા અવાજના બનાવનારો કોઇ નાનકડો કવિરાજ કે જે

આપણા જીગરને સમજાવવાને બદલે આપણી કલ્પના આગળ ચિતાર દોરે છે, આ સઘળાઓ એક સરખી રીતે પોતાને અમર્ગપણા તરફ ચાલતા કલ્પે છે અને પછાડે પડેનુ ટોળુ તેમની તરફ ટીકીઆ કરે એમ ધુચ્છે છે ટોળુ તેમની ઇચ્છાને માન્ય કરે છે દેશહિતકારી, શીલસુફ અને કવિ એવા એવા નામ એક પછી એક પોકારવામા આવે છે " આટલી બધી લાયકાત કોઈપણ કેડે જોવામા આવી હતી ? આપણા જમાના જેવો અગત્યનો વખત કદી પણ આગળ હતો કે હવે પછી થનાર છે ? હવે પછી આવતા જમાનાઓ અજાએબ થતા અને શાબાશી આપતા આપણી તરફ ટીકીઆ કરશે," આવા આવા ગાયણના શબ્દો સાથ અગત્યતાને પહોચી ગયનુ હાથવેટીઉ ઘોઘાટ કરતુ અને ફુલાતુ આગળ ચાલે છે, અને બધ એવી રીતેજ તેને તોફાનમા બનતા બનાવા જોડે સરખાવવામા આવ્યુ છે સેનાધિપતિઓ અને તેઓ જયા જાય ત્યા તેમની પુઠે શાબાશીનુ બૂમરાણુ મચાવનાર ટોળુ તેમની પુઠે જતુ જોતાને હુ જીવવા પામ્યો છુ, કે જેમની વર્તમાનપત્રો અને ચોપાનીઓ-અપટ આમ વર્ગનો પક્ષપાતારીફના માકા પર બાકા ફુકનો હતો અને તોપણ તેમને અનુસરતા અપ્રખ્યાતીના અધકારમા લાબો વખત થયો ભૂલી જવાયા છે-અને તેમની ઘોરપર કઇ ખુશામદ કે બડાઇ હાકનારો લેખ પણ ભાગ્યેજ જણાય છે



## મોટા ઓદ્ધા વિષે

( લોર્ડ બેકન )

મોટા ઓદ્ધાઓ ઉપર મ ણુસો ત્રણ વખત નોકર છે, રાજા અને રાજના નોકર, કીર્તિના નોકર, કામના નોકર, આથી તેમને કાઇ છુટાપણુ હોતુ નથી તેઓએ પોતાના શરિરનુ છુટાપણુ, ખોયુ છે, તેમજ કામકાજનુ છુટાપણુ કે વખતનુ છુટાપણુ સર્વ ખોયા હોય છે છુટાપણુ ગુમાવીને સત્તા શોધવાની ખાહેશ અજાએબ પ્રકારની છે, અથવા બીજાઓ ઉપર સતા મેળવીને પોતા ઉપર સત્તા ખોવી એ અજબ વાત છે ઓદ્ધા મેળવવાનું જેહમત ભરેલુ હોય

છે, અને તે જેહમત અને જંજાળ વેઠયા પછી માત્ર વધારે મોટી જંજાળમા કોઇવાર નાખે છે, કોઇવાર ઓહ્દો મેળવના નીચ મનાય છે, અને અપમાનો ખમીને માન મેળવાએ છે ઓહ્દાની જગ્યા ચીકની છે, પાછા હઠતા તૂટી પડાય છે, અથવા ઢકાઇ જવાય છે એટલુજ નહી પણ માણસો ચાહે ત્યારે એકાતપણુ મેળવી શકતા નથી, અથવા અકકલ તેમને ઓધો છોડવા કહે ત્યારે તેમને છોડના ગમતો નથી પણ ઘડપણમાં કે મદવાડમા પણ એકાતપણા અને ખાનગીપણા તરફ તેઓ અધીરા બની જાય છે ખચીત, મોટા માણસોને, પોતાને સુખી સમજવાને બીજા માણસોના મનો ઉછીના લેવાની જરૂર છે, કારણ કે તેઓ જો પોતાની લાગણીથી જુએ છે તો તેમને કાઇ સુખ દેખાતુ નથી, તેઓ પોતેજ પોતાનુ અસુખ પહેલાં જાણે છે, જો કે તેઓની ખામીઓની ખબર તેમને સઉથી છેલ્લા પડે છે ઓધો મેળવના વગેરે લોભની ખરી અને કાયદાપૂર્વક નેમ ભલુ કરવાની શકિત છે કારણ કે સારા વિચારો જો કે ખોદા તો તેમને કબુલ રાખે છે) અમલમા મુકવામા આવે ત્યા સુધી બીજા માણસોને માટે સારા સ્વપ્ના સરખા છે, અને ઓહ્દા અને સત્તા વિના તેમને અમલમા મૂકી શકાતા નથી માણસની સઘળી હીલચાલની નેમ લાયકી અને સારા કામો છે, અને લાયકી અને સારા કામો કર્યા છે એમ જાણવામા અતકરણની નીરાત અને આશાએશ છે જે એહ્દા ઉપર તુ આવ્યો છે તે ઓહ્દા ઉપર જેઓ તારી અગાઉ ખરાબ રીતે વર્ત્યા હોય તેઓ ઉપરથી વડો લવાને પછાત પડતો ના, તો પણ પોતાને સારો માણસ દેખડાવવાને તેમને માટે ખરાબ બોલતો ના, પણ જે ચીજથી દૂર રહેવુ જોઇએ તે સમજી લેજે આગળા વખતો કે આગલા માણસોની નિંદા કર્યા વિના, અને પોતાની બડાઇ કર્યાં વિના સુધારો કરતો રહે, તો પણ સારા દાખલાઓની નકલ કરવાને તેમજ સારા દાખલો પછાડે મૂકી જવાને પોતાનો નિયમ ઠેરવ સઘળી ચીજો અને કામોની અસલ નેમ અને સ્થાપના પહેલા સમજ, પછી કયા અને કેવી રીતે તેઓમા બગાડા થયો છે તે તપાસ, તો પણ બને વખતોની સલાહ લેતો રહે, આગળા વખત કને સર્વથી સરસ શુ છે તે વિષે સલાહ પૂછ, અને પાછલા વખતને, અનુસરતુ અને સર્વથી બધબેસતુ શુ છે તે વિષે પૂછ.

એકસરખા નિયમથી અને ઠેડવેલા ધોરણ પ્રમાણે ચાલતો રહે, કે માણસોએ શુ આશા રાખવી તે આગળથી જાણતા રહે, પણ છેક એવો બનતો ના કે જરૂરી વેળાએ જરાકબી પાછો હઠેજ નહી, અને ઘણી તામડતોમ રાખવાથી દૂર રહેજે. તારા હોદ્દાનો હક જાળવી રાખ, પણ તારી સત્તા વિષે સવાલ કે તકરાર ઉઠાવ્યા કરતો ના, અને તારા હકોનો દાવો કરવા કરતા કે મોઢેથી મોટે સાદે માગવા કરતા મુગો મુગો અને ખરેખર જે તારો હક હોય તે ભોગવ ઉતરતા હોદ્દાઓના હક જાળવ, અને સઘળામા ભાગ લઇ માથુ મારવા કરતા તેઓ પર દેખરેખ રાખવામાજ વધારે માન સમજ તારા હોદ્દાને લગતા કામકાજમા કોઇ સારી સલાહ આપે તે કબુલ રાખજે અને કોઇ ખુશીથી સલાહ આપે એવી રીતે વર્તજે, તથા જેઓ ખબર આપવા કે સુચના કરવા આવે તેમને વચમા કાચડ મારનારાઓ તરીકે હાકી કાઢતો ના, પણ તેમની મતલબનો સારો અર્થ ઉઠાડી, કબુલ રાખજે સત્તાની અનીતિ અથવા નબળાઈ ચાર છે, ઢીલ, લાચરૂસ્વત, તોછડાઇ, સેહેલાઇ ઢીલ વિશે જાણવુ એ કે, કોઇ પણ સહેલાઇથી તારી નજદીક આવી શકે તેમ કરજે, સઘળા કામ માટે ચોકકસ વખત ઠેડવી તે પ્રમાણેજ કરતો રહેજે, જે કામ હાથમા હોય તે કામ પૂરૂ કરજે, અને વગીજ જરૂર વિના એક કામ કરતા, બીજુ હાથમા પકડતો ના લાચ રૂસવત માટે જાણવુ કે તારા પોતાના અને તારા નોકરોના હાથ બાંધી લેજે, એટલુજ નહી પણ અરજદારોના હાથ પણ બાધી લેજે, કે તેઓ આપવા આવી શકેજ નહી પ્રમાણિકપણુ વાપરતો રહેવાથી તુ પહેલુ કરી શકશે, અને પ્રમાણિકપણાની હોમાએત કરવાથી તથા લાચરૂસ્વત તરફ ખુલ્લો ધિકકાર દેખડાવવાથી તુ છેલ્લુ, કરી શકશે લાચરૂસ્વતની તકસીરથી દૂર રહે એટલુજ નહી પણ તેનો શક્ની તારી ઉપર પડે તેથી દૂર રહે જે કોઇ ઘડી ઘડીએ ફેરવાયા કરે છે, અને ખુલ્લા કારણ વિના ખુલ્લી રીતે પોતાના મત ફેરવ્યા કરે છે તે પોતા ઉપર, લાચ લેવાનો શક ખેચી લે છે તેટલા માટે જ્યારે પણ તારૂ મત કે રીત ફેરવે ત્યારે હમેશા જાહેર રીતે દેખડાવીને તેમ કર, તથા તેમ કરવાના કારણ ખુલ્લી રીતે જણાવ, પણ ચોરી છુપીથી તેમ કરવાનો ખ્યાલ કદી કર ના એક નોકર કે માનીતો તારી સાથે ઘણો મળેલો દેખાશે, અને જો

તારા તેની તરફના ચાહાનુ કાંઇ બીજુ ખુલ્લુ કાર હશે નહી, તો આ નાકર કે માનીતાને સાધારણ રીતે લાચરૂશ્વતનો એક માર્ગ સમજવામા આવશે તોછડાઇ મટે જાણવુ કે તે એક જરૂર વિના અસંતાપ ઉત્પન્ન કરનાર કારણ છે સખતાઇ, ધાસ્તી પેદા કરે છે, પણ તોછડાઇ ધિક્કાર ઉત્પન્ન કરે છે સત્તા ધરાવનારે ઠપકા પણ ગભીર આપવા જોઇએ અને નહી કે તાનાજાની ભરેલા

નહેલાઇ વિષે જાણવુ કે તે લાચ રૂશ્વત કરતા પણ વધારે ખરાબ છે કારણ કે લાચ રૂશ્વત તો કોઇ કોઇ વાર જ આપવા લેવામા આવે છ, પણ મહોડા જોવાથી કે આજીજી અને ભલામણ આગળ લટી પડયા કરવાથી તો અન્યાયનો છેડોજ ન આવે જેન માન અને આબરો સુધારે છે અને ભલો માણસ બનાવે છે તે અને લાયક અને ઉદાર આત્માની ચોકસ સાબેતી આપે છે નીતિ, સત્તા મળવવાના કે લોભના રસ્તા ઉપર ભાઇનાર સખત લાગે છે પણ સત્તા કે આધો મેળવ્યા પછી ઠંડેન અને શાંત પ્રકૃતિ દેખડાવે છે

—※※※—

## જ્ઞાન વિષે.

(લોડ બેકન)

જ્ઞાન, માણસોના મનનુ જગલીપણુ, ઝનુન અને વિકાળીપણુ દૂર કરે છે, પણ થોડુ, ઉપર ટપકેનુ જ્ઞાન ઉલટુજ અસર પેદા કરે છે જ્ઞાન, મનને પુશ્કળ શકો અને મુશ્કેલીઓની સુચના કરીને, તથા બને બાજુઓની તકરારોને સમતોળપણે તપાસવાનો મહાવરો પાડીને મનની પેહનવેહની સુચનાઓ ફુકરાજીઓ વગેરેને પાછા વાળીને, અને જે કાઇ તપાસેલુ અને અજમાવેનુ ન હોય તે સિવાય બીજુ કાઇ કબુલ ન કરવાનુ શીખવીને સઘળી પ્રકારની હલકાઇ, બીક અને ઉધ્ધતપણુ દૂર કરે છે તે કોઇ પણ ચીજ તરફની ખાલી અચરતીને દૂર કરે છે કે જે સઘળી નબળાઇઓનુ મૂળ છે કારણ કે સઘળી ચીજો તરફ અચરતી કે હેરત દેખડાવવામાં આવે છે તે એટલાજ માટે કે યાતો તે ચીજ નવી હોય છે યા મોટી હોય છે, નવાપણા માટે જાણવુ જોઇએ કે કોઇ પણ માણસ જે વિદ્યામા પુરતો ઉંડો

ચાલે છે અને જે એકાતપણે શાન વિચાર કરે છે તેના દિલમા છપાઇ રહેલુ હાએ છે કે 'આ દુન્યામા નવુ કાઇ નથી " તેમજ કોઇપણ માણસ પુતલાના નાચ તરફ હેરત થશે નહી કે જે પડદા પછવાડે જાય છે અને આ પુતનાઓની હીનચાન કેમ કરવામા આવે છે તે જોઇ લે છે અને મોટાઇ વિષે એમ સમજવુ કે જયરે સિકદર મોટા લશ્કરોથી એશીઆના બહોળા ખડમા મોટી ફતેહઓ મેળવતો હતો ત્યારે તેના વતન ગ્રીસ દેશથી આવતા પત્રમાં તેને ખબર આપવામા આવતી કે ત્યા કઇ ઝપાઝપી અને લડાઇ ચાલી હતી, કે કાઇક બીજા કામા તેને માટે મજાવ્યામા આવ્યા હતા, કે જે કાંઇજ નહી પણ એમાદ રસ્તો કે કિલ્લો મેળવવાના કે ઘણુજ તો એકાદ કસબો મેળવવાની સાધારણ રીતે આવતી ખબરો હતી, ત્યારે તે પત્રો વાચતા બોલતો " દેડકાઓ અને ઉદરોની લડાઇની મને ખબર આપવામાં આવે છે એમ મને લાગે છે, કે જે વિષે અસલી વાર્તાઓમા બ્યાન કરેલુ હોય છે." તેજ પ્રમાણે પચીસ કે કાઇ માણસ તમામ કુદરત ઉપર વિચાર દોડાવે તો પૃથ્વિ તે ઉપરના સઘળા માણસો સુધા (અમોના ઇશ્વરીપણા વિષે ન બોનતા) એક કીડીઓએ બનાવેલી નાની ટેકડીથી વધારે મોટી લાગે નહિ, જયારે કેટલીક કીડીઓ અનાજ લઈ જતી દેખાય છે, કેટલીક પોતાના બચ્ચાને લઇ જતી દેખાય છે, અને કેટલીક કાઇ પણ લઇ જતી નથી, અને સઘળીઓ આમથી તેમ એક મટોડાના ઢગલા ઉપર દોડે છે જ્ઞાન, મોતની અથવા પડતીની ધાસ્તીને દૂર કરે છે અથવા ઓછી કરે છે, કે જે બીક નીતિને નડતી હરકતોમાની એક સઉથી મોટી છે અને એ, રીતભાતને અધુરી બનાવે છે, કારણકે અગરજો, સઘળી ચીજોનુ મરણઆધીનપણુ તથા બગડી જવાની ખાશીયત જે મનમા સારી રીતે સમજતો હોય, તે માણસ એપીકતેતસ સાથે એકમત થશે, કે જેણે એક દહાડો બહાર ગયો હતો ત્યારે એક બાએડીને પોતાની મટોડીની ઘાઘર ભાગી જવાથી રડતી જોઇ, અને બીજે દહાડે બહાર જતા એક બાએડીને પોતાનો છોકરો મરી ગયો તે માટે રડતી જોઇ, કે જે જોતા તે બોલ્યો, "કાલે મે ભગશીળને ભાગી ગયલુ જોયુ, આજે મે મૃત્યને મરી ગયલુ જોયુ " મનના સઘળા દરદોના જે ખાસ ઇલાજો જ્ઞાન પૂરા પાડે છે, તે સઘળાનુ બ્યાન કરતા બહુ લાબુ થઇ જાય કોઇ વાર

તે ખરાબ પિત્તાઓ અને રસોને જુલાબ વડે બહાર કાઢી નાખે છે, કબજીઆતો અને નડતરોને ખોલી નાખે છે, કોઇવાર પાચણને મદદ કરે છે કોઇ વાર ભુખને વધારે છે અને એજ પ્રમાણે બીજા ઇલાજો કરે છે, અને જેમા સઘળા સમાઇ ગયા છે તેજ તનાજ જણાવી ટુંક કરીશું કે મનના બાધાને દરદી હાલતમા કે ખામીઓમા મકકમ થઇ જવા ન દેતા તમા સુધારો કરતું રહી ખીલવે છે કારણકે એક અભણ માણસ, પોતામા ઉતરી તપાસ કરી તે શું, અથવા પોતા કને જવાબ માગતો તે શું તે જાણતો નથી, તેમજ રોજ રોજ પોતામા સુધારો થવાની જાણ, છેલ્લીને સરસથી ખુશનુમા બનાવે છે તે સમજતો નથી, એવો અભણ માણસ પોતામા જે સારી શકિત કે ગુણો હોય તેમને પુરેપુરા લોક નજર આગળ ધરવાને કે તેમને ચાલાકીથી વાપરવાને શીખશે પણ તેમને કમ નવારના તે ઝ ગુ શીખશે નહી જે ખામીઓ તેનમા હોય તેમને છુપાવવા કે રંગ આપવાનુ શીખશે, પણ તેમને સુધારવાને ઝગુ કરશે નહી જેમ એક ખરાબ કાપણી કરનાર, કાપવા ઝયોજ જાય છે, પણ કરી પોતાના દાતરડાને ઘસતો નથી પણ એક ભણેલા માણસના બાબમા અથી જુદુજ છે, કારણ કે તે પોતાના મનમા સુધારો કરતો રહેવા સાથે તેનો સારો ઉપયોગ કરતો રહે છે, એટનુજ નહી પણ સામાન્ય રીતે અને સામટી રીતે બોલીએ તો સચાઇ અને ભલાઇ એક બીજાથી એટલાજ જુદા છે કે જેટલા મોહોર અને છાપ એક બીજાથી જુદા છે કારણ કે સચાઇ ભલાઇનો છાપ મારે છે, અને જુસ્સા અને વળવળાટમા જે નીચે ઉતરે છે તે ભુલનાં વાળો છે

નીતિ સબંધી ગુણ ઉપરથી હવે આપણને જ્ઞાન કેટલી શકિત અને સત્તા આપે છે ત ઉપર જવા દો અને આપણને ખરી અકકલથી વિચારવા દો કે જે સત્તા અને શકિત, જ્ઞાન માણસને આપે છે તે સાથે સરખામણી પણ કરવાને બીજી રીતે મળતી સત્તા લાયક છે કે ? આપણે જાણીએ છીએ કે જેની ઉપર સત્તા કે કાબુ રાખવામાં આવતો હોય, તેના દરજજા પ્રમાણેજ સત્તા ભોગવનારનો દરજજો ગણાય છે ગોવાળીઆઓની માફક પશુઓ ઉપર સત્તા ભોગવવી એ એક ધિકકારવા જેટલી નજીવી બાબદ છે, શિક્ષકોની માફક છોકરાઓ ઉપર સત્તા ધરાવવી, તેમા થોડુજ માન છે, વહાણ ઉપર હેજગારી

કરતા ગુનામો ઉપર સત્તા ધરાવવી તેમા માન કરતા માત્ર અપમાન છે જુલમગારોની સત્તા એથી વધારે સારા પ્રકારની નથી કે જે એવા લોકો ઉપર ભોગવવામાં આવે છે, કે જેઓએ પોતાના મનના સારા ગુણો અને ઉદારતા તજયા હોય છે, અને તેટલા માટે હમેશા કહેવામા આવે છે કે, જુલમગાર અને આપખુદ રાજયોમા મલતા માન અને સત્તા કરતા પ્રજાસત્તાક અને છુટાપણાના રાજયોમા મળતા માનમા વધારે મિઠાશ હોય છે, કારણ કે આ છુટાપણુ ભોગવનાર રાજયોમા, સત્તા, માત્ર માણુસોના કામ અને નોકરી ઉપરજ નહી પણ તેમની ઇચ્છા શકિત ઉપર લ બાય છે પણ ઇચ્છા શકિત ઉપર મલતી સત્તા કરતાબી જ્ઞાનની સત્તા વધારે ઉચી પ્રકારની છે, કારણકે જ્ઞાન વડે માણસની અકકલ, વિશ્વાસ અને સમજ શકિત ઉપર સત્તા ભોગવા શકાય છે કે જે મનની ચઢતામા ચઢતી શકિત છે અને ઇચ્છા શકિતને પોતાને પણ કાએદા આપે છે કારણકે પૃથ્વિ ઉપર વિદ્યા અને જ્ઞાન સિવાય બીજી કાંઇપણ ચીજ એવી શકિત ધરાવનાર નથી, કે જે માણસોના આત્મામા, તથા તેમના વિચારમા, કલ્પનામા, મતોમા અને એકીનમા એક તખત અથવા રાજગાદી સ્થાપે, અને તેથીજ આપણે જોઇએ છીએ કે સર્વથી મોટા કાફરો, ખોટા પેગમ્બરો, અને ઠગારાઓ જયારે માણસોના અતકરણ અને એકીન ઉપર પોતે મેળવેલી સત્તા અને શ્રેષ્ઠપણુ જુએ છે, તો ધિકકારના જોગ અને અતિશય ખુશાલીથી છકી જાય છે, અને તેમા એટલી તો મજાહ માને છે કે જે જો તેઓ એકજ વખત ચાખે છે તો ગમે એટલા રીબાવવાથી કે તેમનો પીછો પકડવાથી પણ છોડી દેતા નથી પણ જેમ આ કાંઇજ નહી પણ જાહેર થયલા ખરા ધર્મ નો કર્તા કહે છે તેવી "સતાન"ની અચના સેતાનીઆનપણાની હદ છે તેમજ એથી ઉલટી દ્રષ્ટીએ લેતા, ખરી રીતે સમજાવેલી સચ્ચાઇના બળથી માણસની વિચાર શકિત ઉપર મેળવેલુ વાજબી અને કાએદા પૂર્વક રાજ ઇશ્વરી રાજને સર્વથી વધારે મળતુ આવે છે દોલત મેળવવા અને પદ્ધિ ચઢવા માટે જોઇએ તો, વિદ્યાનો ઉપકાર અને સખાવત માત્ર રાજયો અને મંડળીઓનેજ દોલતવાન બનાવવાની હદમા અટકયા નથી તેમજ તે ચોકકસ આસામીઓનેજ દોલતવાન બનાવતી નથી કારણ કે લાંબા વખતથી જાણીતું છે કે

સીલા, સીઝર કે ઓગસ્ટસ જેવા કોઇપણ બા શાહ કે સરદારે પોતાના લશ્કરોને મોટી બક્ષિસો, ઇનામો અને જાગીરો આપવા છતા, જેટલા માણસોને રોજીએ લગાડયા હાય તેના કરતા પણ કવિ હોમરે વધારે માણસોને રોજી આપી છે, અને લડા એ કે વિદ્યાએ વધારે સખ્યા ઓને પદ્દિ ચઢાવી છે તે કહેવુ બેશક મુશ્કેળ છે રાજ મેળવવાના બાબમા આપણુ જોઇએ છીએ કે અગરજો હથીઆરોએ અને લડાઇ ઓએ રાજ જીતી લીધુ છે, તો પણ વિદ્યાએ પાદરીઓ પર કાબુ મેળવ્યો છે કે જેઓ હમેશા રાજના કાઇક હરીફ હતા

વળી વિદ્યા અને જ્ઞાનથી મળતી મજાહ વિષે બોલીએ તો તે તમામ કુદરતમા મળતી સઘળી મજાહથી ચઢતી છે, કારણ કે શુ જુસ્સાઓથી મળતી મજાહ ઇંદ્રીઓની મજાહ કરતા ચઢતી ન હોય કે જેમ ઇચ્છા પ્રમાણે મેળવવાની કે ફતેહ મેળવવાની મજાહ એક ગીત સાભળવા કે ખાનુ મગાવવાથી ચઢતી છે ? અને તેજ પ્રમાણે શુ બુદ્ધિ અને વિચાર શકિતથી મળતી મજાહ જુસ્સાઓની મજાહ કરતા ચઢતી ન હોય ? આપણે જોઇએ છીએ કે બીજી સઘળી મજાહો આપણને તૃપ્ત કરી નાખી કટાળા સમાન થઇ પડે છે, અને તે મજાહો ભોગવ્યા પછી તેમનો રસકસ જતો રહે છે, કે જે સારી પેઠે દેખાડાવે છે કે તેઓ મજાહ નહિ પણ મજાહની ઠગાઇ અથવા ઠગારી મજાહ માત્ર , અને જે મજાહથી આપણુ ખુશ થતા હતા, તે તો તેના નવાપણાથી હતુ, તેમા કાઇ મજાહ આપવાનો ગુણ હોય એમ નથી અને તેથી આપણે જોઇએ છીએ કે હવસી માણસો જોગી બની જાય છે, અને લોભી રાજાઓ ઉદાસ બને છે, પણ જ્ઞાનની મજાહ એક વારે એટલી તૃપ્ત કરી નાખતી નથી, પણ સતોષ અને ભૂખ હમેશા એક બીજા સાથે અદલ બદલ થયા કરે છે, અને તેટના માટે કોઈ પણ ભૂલ અથવા અકસમાતના સભવ વિના, જે કાઇ મજાહ અને સારુ છે, તે જ્ઞાનમા પોતામાજ છે એટલુજ નહી પણ જે મજાહ કવિ લુકરેતીઅસ કહે છે તેમ કાઇ થોડો રસ આપનારી કે નજીવી અસર કરનારી નથી અને માણસના મનને કાઇ જેવો તેવો સતોષ આપતી નથી

કવિ કહે છે કે દરિયા કીનારાઉપર ઉભા રહી અથવા ચાલતા ચાલતા વહાણને તોફાનના સપાટામા આવેલુ અને આમથી તેમ અછાડ પછાડ થતુ જોવુ એ એક મજાહ આપનારો દેખાવ છે, અથવા

એક કિલ્લામા બેમીને બે લશ્કરોને સામસામા લડીમરતા જોવુ એમા પણ મજાહ છે, પણ સરખામણી નહી થઇ શકે એવી મજાહ તો એક માણસ માટે આ છે કે તેનુ મન સચ્ચાઇના ચોકસપણામા ઠરી ઠામ થઇ મુકામ નાખી કીલ્લેબંદી કરી પડયુ હોય અને ત્યાથી બીજા માણસોની ભુલો, તળામળ જજાનો અને આમથી તેમ ઢકેલા ખાતા જોય

છેલ્લે જેમ માણસ પશુથી ચઢતો છે, તેમ વિદ્યા માણસને માણસથી ચઢતો બનાવે છે વિદ્યાથી માણસ આકાશ ઉપર ચઢી તેની ગતિ પીછાણે છે, કે જ્યા પોતાના શરિર વડે તે જઇ શકતો નથી એવી એવી સાધારણ થઇ પડેલી નકરરો જોડી ગઇ, આપણને છેવટ લાવવા દો કે વિદ્યા અને જ્ઞાનનો દરજજો અને ઉતમપણુ તે બાબદમા બહુજ મજબુતીથી દેખાય છે કે જેની માણસ જાત બહુજ ખાહેશ રાખે છે, એટલે કે માણસની અમર્ગ થવાની તથા ચાલુ રહેવાની ખાહેશ વિશે આપણે બોલીએ છીએ આ તેની અમર થવાની ખાહેશ તરફજ વંશવેલો, કુટુંબ, ઇમારતો, પાયાઓ, બાવલાઓ, સ્થંભો વગેરે વલણ ધરાવે છે એમાથીજ કીર્તિ મેળવવાની, ભુલાઈ ન જવાની નામ કાઢવાની વગેરે ખાહેશો ઉત્પન્ન થાય છે, બલકે અમૃત્ય થવાની ખાહેશમા સઘળી ખાહેશોનુ જોર સમાઇ ગયલુ છે હવે આપણે જોઇએ છીએ કે બુદ્ધિ અને જ્ઞાનના સ્થંભો સત્તાના હાથથી બનેલા સ્થંભો કરતા ઘણા ટકાઉ છે, કારણ કે શુ હોમરની કવિતાઓ એક પણ શબ્દ કે પદના ગુમ થયા વિના પચીસસો અથવા તેથીને વધારે વરસ ચાલુ રહી નથી ? કે જે અરસામા અગણિત મેહલો, દેવળો, કિલ્લાઓ, શેહેરો નાશ પામ્યા છે અને ગુમ થયા છે ! કેખશરો, સીકદર કે સીઝરની ખરી છબીઓ કે બાવલાઓ મેળવવાનુ બની શકતુ નથી, એટલુજ નહી પણ એથી ઘણાજ પાછળા જમાનાના રાજાઓ કે મહાપુરૂષોની ખરી છબીઓ કે તશવીરો મેળવી શકાતી નથી, કારણ કે અસલ છબી કાઇ ચાલ્યા કરે નહી, અને તેમની નકલોમા સચ્ચાઇ અને આબેહુબપણુ હોઇ શકે નહી, પણ માણસોની બુદ્ધિ અને જ્ઞાનની છબી ચોપડીઓમા જળવાઇ રહે છે અને ગમે એટલો વખત જવાથી તેને કાઇ નુકસાન થતુ નથી, પણ જાવેદાન સુધી નવી થઇ શકે છે, એટલુજ નહી પણ તેમને છબી શબ્દ લાગુ પડતો નથી, કારણ તેઓ પેદા કરતીજ ચાલે છે અને પોતાના બી બીજાઓના

મનમા ન ખીને અગણિત કામો અને મનો આવતી ઓલાદોમા ઉશ્કેરે છે અગર જો વહાણની ગોવ વળી ઉમદા ગણાતી હતી, કે જે વહાણ એક જગ્યાએથી બીજી જગ્યાએ દોલત અને વેપારના જણસો લઇ જાય છે, અને ઘણાજ દૂરના મૂનકોને તેમની પેદાએશો, એક બીજા સાથે મળીને ભોગવવા દે છે, ત્યારે વિદ્યા અને બુદ્ધિ કેટના ઉમદા ગણાવા જોઇએ કે જે અક્ષરો ઉપર લાઢાઇને વખતના બહોલા દરીઆઓમાથી પસાર થતા, ઘણીજ દૂરદૂરની ઓલાદો અને જમાનાઓને એકબીજાના ડહાપણ તથા જ્ઞાનની રોશની અને શોધોમા શરીક બનાવે છે



## ઉતરતા પ્રાણીઓ તરફ નિર્દયતા

( કવિ પોપના લેખ ઉપરથી )

તમામ વિશ્વને જોડનારી સાકળમા આકારી અને હાડમાંસ હસ્તીઓને જોડનાર કડિ-ને માણસ છે, જેમ માણસથી ઉતરતા પ્રાણીઓની સખ્યા અને જાતો અગણિત છે તેમજ તેનાથી ચઢતી હસ્તીઓની પણ ઘણુ કરીને હોય, અને જેમ આપણે જોઇએ છીએ કે આપણાથી ઉતરતા પ્રાણીઓની જીદગી અને સુખ આપણી ઇચ્છા ઉપર આધાર રાખતા છે, તેમજ આપણી ઉપરવાળાઓ પર આપણી જીદગી અને સુખ પણ આધાર રાખતા હોય એમ વાજબીપણે અને અકકલપૂર્વક અનુમાન કર્યે, તથા તમામ સૃષ્ટિના પેદા કરનાર સાહેબને જેમ આપણા હાથમા મળેલી સત્તા માટે આપણે જવાબદાર છીએ તેમજ તે ચઢતી હસ્તીઓને પણ જવાબદાર સમજયે જો આ સરખામણી સારા પાયા પર રચાઇ હોય તો જયારે તે આદેલ, અપક્ષપાત ન્યાયધિશ આગળ આપણો હિસાબ રજુ થાય ત્યારે આપણે કેટલા બધા પાપી માલમ પડયે તમામ જગતના પિતાએ માણસને તેના લાભ માટે પેદા કરી તેની સભાળ તથા સતા તળે મૂકેના પ્રાણીઓ પર ગુજારેલી અસખ્ય નિર્દયતાઓના આરોપમાથી લોહી રેડનારો જુલમગાર માણસ કેમ મોકળો થઇ શકશે, જયારે આ કૃપાળુ પિતા પોતાના સઘળા પ્રાણીઓ પર દયા રાખે છે અને આશા રાખે છે કે માણસ, તેને આપેલી સત્તા,

દયા અને લાગણીથીજ નહી પણ ઇન્સાફ અને આભારના કાયદાઓને અનુસરીનેજ વાપરશે પણ જે કાઇ આપણે રોજ જોઇએ છીએ તે પરથી તો આ પરમાથી વિચારોથી કેટલુ ભયકાર રીતે આડુ જવામા આવે છે। પોતાથી ઉતરતા પ્રાણીઓના દુખ અને મોતમા પોતાની મુખ્ય ગમત મેળવનારા માણસો કાંઇ થોડા નથી, તેથી પણ વધારે માણસો પોતપોતાના ધધાને માટે લાકડાં અથવા લોઢાના યત્ર હોય તેમ આ પ્રાણીઓ તરફ વર્તે છે ગાડાવાન પોતાનો ઘોડો અને સુથાર પોતાનો ખીલો ઉપરાસાપરી ફટકાઓથી આગળ ચલાવે છે, અને જ્યાસુધી એમ કરવામા તેમનુ ધારેલુ કામ થાય છે અને ઘોડો અને ખીલો ચાલે છે ત્યાસુધી તેઓ કદીપણ વિચાર કે દરકાર કરતા નથી કે આ એમાંના એકાદમા કાઇ લાગણી હશે કે નહી લુહાર ઘોડાને નાળ મારે તેના કરતા કાઇ પણ વધુ લાગણી કે દયા વિના કસાઇ હષ્ટપુષ્ટ ભરેલા દેખાવના બળદને કુહાડી મારી ભોયપર લાબો કરી નાખે છે, અને એક ડગલાના ગળપટામાં દરજી પોતાની સોય ભોકે છે તેટલીજ આનાકાનીથી નિર્દોષ ઘેટાના ગળામા કસાઇ છરી મારે છે

જો કોઇ થોડાક વધારે નરમ મટોડીના બનેલા હોવાથી આ બચાવ વગરના પ્રાણીઓના દુખ તરફ દયાથી જોય છે તો પણ તેઓમાથી ભાગ્યે એકાદજ એવો હશે કે જે આ પ્રાણીઓની નોકરી કે લાયકાતને કાઇ પણ ઇનસાફ કે આભાર ઘટિત હોય એમ માનશે કુટુબમડળમા ભેળાયલો મિત્રાચારી ભરેલો કુતરો પોતાના ધણીનાં શરીર કે મિલકતના બચાવમાં ભમતા તેની આશાઓેસમા અજાણતાં ખલલ કરે તો તેને ફાસી દેવામા આવે છે ઉદાર દિલનો ઘોડો કે જે ઘણા વરસો સુધી પોતાના નિમકહરામ ધણીને સલામતીથી અને સગવડે, ગાડીએ જોડાઇ કે પીઠપર બેસાડી ફેરવ્યો તે જયારે આજ ધણીની નોકરીમા બિમારી અને બુઢાપાથી દુબળો થઇ જાય ત્યારે તે ધણી, કચરો લઇ જવાના ગાડાને ઘસડી પોતાની કગાળ જીદગી પૂરી કરવાને તેને વેચી મારે છે, અને રીમા અને આળસુ રીંછને તેની કુદરતથી ઉલટી રીતે, એક કાઇનાં દૂખમા મજાહ લેનારા કપટી ટોળાની મજાહને માટે, તેના પગ તળે આતશમા લાનચોગ કરી તપાવેલા લોખડી સળીઆ મૂકી, નચતા શીખવવામા આવે છે આ અને બીજા અગણિત નિર્દયતા, અન્યાય અને નિમકહરામીનાં કામો, સજા

વિના એટલુજ નહિ, ઠપકા વિના એટલુજ નહી, પણ કાંઈ સહેજ ટીકા વિના, દરરોજ કરવામા આવે છે, પણ આપણે ખાતરી રાખવી કે આખરે તેઓ અમર કે કિનો લવાયા વિના રહી જનાર નથી



## વિશ્વમડળ અને પૃથ્વિ

આપણે કે જેઓ આ પૃથ્વિપર રહીએ છીએ તેમને આપણી આખો કંઈ પણ જોઈ શકે એવો સર્વથી વિશાળ ગ્રહ લાગે છે તેણે લીનાતરીનો પોશાક પહેર્યો છે, ઝાડોથી તને ખાસ અગત્યતા આપવામા આવી છે, અને તરેહવાર પ્રકારની ખુબસુરતીથી સનગરવામા આવી છે, એવી તે પૃથ્વિ પરથી જોનારને લાગે છે, ત્યારે એકાદ બીજા ગ્રહપર મળાએના જોનારને તે એકસરખા દેખાવની, સઘળી ચળકતી અને એક દાણાથી વધારે મોટી નહી એવી દેખાય છે જેઓ હજી ઘણા વધારે દૂર રહેતા હોય તેમને તો તે દેખાઇ પણ ન શકતા ગુમ થઇ જાય છે જેને આપણે એકવાર સહવારનો અને એકવાર સાજનો સેતારો વાનકુની બોહયે છીએ-જેમ રાતના સરવસમા આગળ સ્વારી કરવા પૃથ્વિના એક ભાગ ઉપરથી દેખાવાને માટે, ત્યારે બીજા ભાગમા વહાણ અથવા સહવારને પૃથ્વિપર દાખલ કરનાર તરીકે તેની આગમજ દેખાવા માટે-આ પ્રમાણે બોલવામા આવે છે તે એક ગ્રહ છે કે જે બીજા ચાર કે જે તેમનો ભેદભરેલો નાચ કેટનીમાંથી અજાએબ રીતે જુદી જુદી પ્રકારનો કરતા રહે છે તે સઘળા પોતે તો કાળાજ છે અને માત્ર પાડી ફેકાયલી રોશનીથી ઝળકે છે, તેમનાપર ખેતરો, દરીઆઓ અને તેમના પોતાના આકાશો છે, તથા પ્રાણી હસ્તી માટે અવશ્યની સઘળી ચીજોથી ભરપુર છે તેમજ અકકલવાળા પ્રાણીઓથી વસાયલા ધારવામા આવે છે કે જે સઘળા ગ્રહો આપણી પૃથ્વિ સુદ્ધા, પેના મહાન, ઇશ્વરી સખાવતને પહોચતી કરનાર સૂર્યપર આધાર રાખે છે તેના કિરણોથી પોતાની રોશની મેળવે છે, અને તેજ આશીરવાદ ભરેલા માર્ગે તેમનાપર મળતુ સુખચેન મેળવે છે

સૂર્ય કે જે પોતાની રાજ્જીદી મુસાફરી, આકાશ પરથી કરતો દેખાય છે તે તો સ્થિર છે, તે આકાશની મોટી ધરી છે, કે જેની

આસપાસ જે ગૃહપર આપણે રહીએ છીએ તેનાથી બીજા વધારે મોટા ગ્રહો પોતાની નેમાયલી રીત મુજબ ફર્યા કરે છે સૂર્ય કે જે દેખીતી રીતે આટલો નાનો છે તે આ આખી પૃથ્વિ કે જે કેટલા બધા ઉંચા પહાડો અને મોટા સમુદ્રો પોતા ઉપર ચરાવે છે તેના કરતા પુષ્કળ મોટો છે સૂર્યના ઝળકતા દડાના મધ્યબિંદુમા થઈને એક બાજુથી બીજી બાજુ સુધી લબાયલી એક લીટી આઠ લાખ કરતા વધારે માઇલ લાંબી મપાય, તેની આસપાસ ફરી વળે એવો એક પટો કરોડો માઇલની લબાઇનો હોવો જોઇએ તેના નકકર વજનનો અડસટો કર્યો હોય તો તેનો હિસાબ આપણી સમજ શકિતને બાબરી બનાવે અને બોલવા માટે ભાષા પણ પુગી પડી શકે નહી ફીલસુફીના આ વર્ણનો શુ આપણને ભડકાવે છે ? શુ અચરતીના આવેશમાં બુમ પાડી ઉઠવાને આપણે તૈયાર બની ગયા છીએ કે "કેવો તે મહાન કીરતાર હોવો જોઇએ કે જેણે આ અમાપ અગ્નિ સળગાવ્યો અને તેના હદ વગરના શોળાઓને જમાનાના જમાના બળતા જારી રાખે છે" આપણા ફીલસુફી ભોમીઆઓને ધ્યાનથી આપણને સાભળવા દો, અને એથી વધુ મોટા અને અચરતીથી વધુ ઉશ્કેરી મુકનારા હેવાલોથી તેઓ આપણને વાકેફ કરશે

આ સૂર્ય તેની આસપાસ ફરતા સઘળા ગ્રહો સાથ, સૃષ્ટિના મહાન યત્રમા માત્ર એક ઘણોજ નાનો ભાગ છે દરેક સેતારો જોકે દેખીતી રીતે એક બાનુની વીટી પર ઝલકતા હીરા કરતા વધારે મોટો ન લાગે, તે ખરેખર તો સૂર્યના જેવુ કદ અને મહત્વ ધરાવે છે, અને દિવસે આ ઝગકતા ઝરા કરતા ઓછો વિશાળ કે ઓછો ઝળકતો નથી, આથી દરેક સેતારો માત્ર એક દુન્યાજ નથી, પણ એક અતિ સુશોભિત ગ્રહમડળનુ મધ્યબિંદુ છે, કે જેનો રસાલો આખી દુન્યાઓનો બનેલો છે, જે દુન્યાઓ તેના કિરણોથી ઝળકતી બને છે, અને તેની આકર્ષણકારક અસરથી તેની આસપાસ ફર્યા કરે છે આ સઘળા મડળો "ઇથર" (એક પ્રકારની અતિ પાતલી હવા)ના માપી ન શકાય એવા સમુદ્રોની વચ્ચે આપણી નજરને અણદીઠ બને છે સેતારાઓ, ઝાણી અને ભાગ્યે છુટી પાડી શકાય . એના અણીઓ જેવા દેખાય છે, તે તેઓ બેહદ, નહી કલ્પી શકાય એટલા દૂર હોવાને લીધે છે. ખચીત આ અતર બેહદ, ને નહી કલ્પી શકાય તેવો છે,

જયારે એક ભરેલી તોપમાથી છોડેલો ગોળો જ ાક પણ ધીમી પડેલી ગતિ વિના ઉડયા કરતા સર્વથી નજદીકના સેતારા કને પોહચવાને લગભગ સાત લાખ વરસ લએ આ અનત આભ જોતા, મારૂ અતિશય તુચ્છપણુ હુ જાણુ છુ, તથા સઘળી પૃથ્વિની ચીજોનુ નજીવાપણુ શોધી કાઢુ છુ હેરત કરે એવા આકાશના આ બહોળા ઝળકતા વિસ્તાર સાથ સરખાવતા, પોતાના સત્રળા ભભુકદાર દેખાવો સુધા આ પૃથ્વિ શુ બિસાદ રાખે છે ? સૃષ્ટિના નકશામા ભાગ્યે દેખી શકાય એવા એક ઝાખા ટીપકા સિવાય તે બીજુ શુ છે ? એક ઘણા વિચારી લખનારે કહ્યુ છે કે જો સુય કે જે સૃષ્ટિના જે ભાગમા આપણે રહીએ છીએ તેને રોશની આપે છે, તે પોતે બુજાઇ જાય તથા તેની આસપાસ ફરતા સઘળા ગ્રહો નાશ પામે તો પણ તમામ વિશ્વને એકવાર જોઇ શકે એવી એક આખને દરિયાકિનારાની રેતી માથી એક રેતીનો દાણો ઓછો થાય તે કરતા કઇ વધારે લાગે નહી તેમનુ સામટુ કદ તથા જે જગ્યા તેઓ રોકે છે તે આ આખી સૃષ્ટિ સાથ સરખાવતા એટલા તો અતિશય નાના છે કે તેમના ગુમ થવાથી ઇશ્વરના અનત કામો વચ્ચે ભાગ્યેજ કાઇ પણ ખાલી જગ્યા પડેલી દેખાય ત્યારે જો તમામ સૃષ્ટિ સાથ સરખાવતા આપણી પૃથ્વિ તથા તેને લગતુ તમામ ગ્રહમડળ આટલુ બધુ નાનુ છે, તો એક આખુ રાજય અથવા દેશ શુ ચીજ છે ? થોડીક જમીનદારી કે જાગીરદારી અથવા જેમને દોલતવાન કહેવામા આવે છે, તેમની અચરતીથી જોવામા આવતી મીલકત કેવડી મોટી ? જયારે હુ મારી તુચ્છ ગુજાશ સાથ સરખાવતા આ દોલતમદોની દોલતમદી જોઉ છુ ત્યારે તેઓ ગરૂરી ભરેલા ફુગાઇ ગયલા કદની મોટી દેખાય છે, પણ જયારે તમામ સૃષ્ટિને આ દોલતમદાની મોટાઇ માપી જોવાનુ માપ બનાવુ છુ ત્યારે તે મોટાઇ (કે નાનાઇ)નુ કદ જોઇ લેવો, તેમનો ઘાટ કેટલો તુચ્છ દેખાય છે તેઓ ભપકાદાર 'કૃચ નહી' જણાઇ આવે છે

## લડાઇની કીર્તિ વિષે

તાઇબેરીઅસ, વચ્ચે બોલી ઉઠયો, "તો પણ તમે એટલુ તો કબુલ કરશો કે એક રાજાના ગોખ અને સતોષને છાજતી સુધરેલી અને અકકલ પસદ એવી પણ મજાહો છે કે જે વારવાર ભોગવવા છતા કટાળો છુટાડવાની ધાસ્તિ વિના એક અકકલ ધરાવનાર પ્રાણીને ખચીત મજાહ આપે છે?"—બેલેરીઅસે કહ્યુ "એક દાખલા આપો" તે જવાને જવાબ દીધો કે "કીર્તિનો પ્યાર દાખના તરીકે લો, કારણ કે જુદી જુદી પ્રકારની કીર્તિમા, લડાઇની કીર્તિ સર્વથી ચઢતી પ્રકારની છે"—"વારુ સારૂ, ત્યારે આ તમારી તકરાર છે, અને શુ તમો એમ ધારો છો કે જે મજાહનુ મૂળ જીતમા છે તે ખરી અને લાબો વખત ચાલ્યા કરે એવી છે? અફસોસ! જયારે લાખોનાં ઘાએલ અને કટકા બુકલા થયલા મૂહડાના ઢગલા લડાઇના મેદાનમાં પડયા હોય, ત્યારે શુ માણસનુ મન મજાહ અને ખુશાલીનો સ્વાદ ચાખી શકે? જેઓ અનેક આકારોમા આવેલી ધાસ્તી અને જોખમો-માથી બહાર નીકળ્યા તેમની ખુશાલી માટે તો હુ ઘડીભર કાઇ પણ કબુલ કરૂ, અને જેઓ પોતાની જીદગી સાથ સલામત બચી ગયા તેઓ પોતાને મુબારકબાદી આપે, તે તેમને ભલે આપવા દીએ, પણ એક રાજા કે જે, દિલની લાગણી ધરાવનારો હોય તેના બાબમા તો, જે દિવસ મનુષ્ય લોહીની રેલ રેડે છે, અને કુદરતી પ્યારના આસુઓને આસપાસની નદીઓમા વહેવાને ફરમાવે છે, તે દિવસ ખરા સુખ કે મજાહનો કદી પણ હોઇ શકે નહી લડાઇના મેદાનમા હુ એકથી વધારે વાર ફર્યો છુ, નીરો જેવા ક્રુર બાદશાહને તે વેળાએ હુ મારી જગ્યાએ મેળાયલો છતાં, દયાના આસુઓનો ધોધ તેની છાતીમાથી પણ ફાટી નીકળત હુ જાણુ છુ કે એવા પણ રાજાઓ અને શાહજાદાઓ છે કે જેઓ જેમ શિકારમા મજાહ લે છે તેમ લડા-ઇમા પણ લએ છે, અને જેમ પોતાના કુતરાઓને શિકાર માટે છોડી મુકે તેમ પોતાના માણસોને લડાઇને માટે છોડી મુકે છે, પણ લડાઇનુ જુસ્સા ભરેલુ હડમુ લોભની કદી નહી સતોષાએ એવી ખાસીઅતનુ છે, કે જે એવો જુસ્સો ધરાવનારનેજ દુખ દઇ રીબાવે છે, અને સેવટ સુધી ધરાતો નથી એક પ્રાતપર હુમલો કરવામા આવે છે, તેને

તાબે કરવામા આવે છે, તે બીજા હજી નહી જીતાએલા મુલકની પાસે આવેલા છે ઇચ્છા પાછી સળગના માંડે છે, હુમલા પછી હુમલા ચાલુ થાય છે, લોભ નવા નવા સાહસો અને યુકતિઓ યોજવે છે, આખરે પડતી દશા આવી પોહચે છે, જે, નામોશી અને દુઃખ ભગાડવામા આગળી જીતોની મગરૂરી અને ખુશાલી કરતા પણ બહુજ વધારે હોય છે પણ સબળા મામલાને સહરાઘાત કરનારો અને ફ્તેનો ફુલાવનારો દેખાવ લેવા દો, એક પણ હાર વિનાની ચાલુ ફતે અને ફતેજ આપણને સમજવા દો પણ ત્યારેબી બીજા સીકંદરની માફક ફતે માનનાર આગળ વધતો જાય છે, અને દુન્યાની હદો સુધી પોહચી વળે છે, અને પછી તેનીજ માફક ફ્તેઓથી કંટાળેલો પોતાને અને માણસ જાતને બોજા સમાન થયલો, જે રસ્તે આવ્યો તે રસ્તેજ પાછો ચાલ્યો જાય છે, અને પછી વિચારના પડે છે કે જે બેહદ દેશોને ઉજ્જડ બનાવી મેળવ્યુ તેનુ હવે શુ કરવુ ? તથા ઉદાસ બની વિચારે છે કે તેની જીતી લીધેલી જગ્યાનો એક એકર, જીદગીમા તેનું ગુજરાણ કરવાને અને મરણ પછી એક ખાડો તેને દાટવા માટે પૂરતા થાત મારી જવાનીમા મે કેખુશરો બાદશાહની ઘોર અથવા દોખમુ જોયુ હતુ, એક પથ્થર પર આ લખ કોતરેલો હતો "હુ કેખુશરો છુ, જેણે ઇરાનની શહાનશાત તાબે કરી રાખી હતી મિત્ર તુ ગમે તે હોય, અથવા તુ ગમે તે દેશનો વતની હોય, મારી મરોડી સરખી હડી ઓને જે થોડી જગ્યાએ આશરો આપ્યો છે તેની અદેખાઇ કરનો ના ' આ શોકજનક લખ તરફથી ફરતા હુ બોલ્યો અફસોસ ! શુ ત્યારે ફતહ્આ મારવામા કાઇપણ દમ જેવુ છે ? "

તાઇબેરીઅસ અચન્તીથી વચ્ચે બોલી ઉઠયો "શુ બેલીસેરીઅસ આવા વિચારો ધરાવે ? " —"હા ઓ જવાન, બેલીસેરીઅસ એમજ વિચારે છે ! આ બાબદ પર પોતાનુ પાકુ મત ઓચરવાને તે શકિતવાન છે માણસની મગરૂરીએ જે મરકીઓ પેદા કરી છે તેમા લડાઇમા જીત મેળવવાનો જુસ્સો સર્વથી વધારે ખાનાખરાબી કરનાર છે "



# આ દુનિયાના સુખનું સમતોળપણું.

(ડૉકટર ક્લૅરના લેખ ઉપરથી )

મનુષ્ય કારોબારનું બહોળું અને ઉંડુ અભ્યાસન કરનાર આ સેવટ ઉપર આવશે કે, માણસોની તરેહવાર હાલતો અને પદવીઓ વચ્ચે, સુખ, સમતોળપણે જળવાયલું છે, અને મોટા અને નાના, તવંગર અને ગરીબ ખરૂ સુખ ભોગવવાની બાબદમા સામાન્ય રીતે વિચારવામા આવે છે, તેના કરતા વધારે બરોબર ને બરોબરજ હોય છે માણસને ભાગે પડતા સુખ અને દુખ તેમના અરસપરસપણાની રૂહે એકબીજાનો ખગ વાળી આપે છે જો ચઢતા માણીઓમા મજાહની લાગણીઓ ધણી અને વધારે તિક્ષ્ણુ છે તો બીજા હાથ પર તેમની દુખની લાગણીઓ પણ વળી તેમજ છે. જો મોટાઇ, આપણી પુકરાજીને ચઢાવી આપે છે તો વળી તે આપણા જોખમોને વધારી પણ મુકે છે જો તવંગી, આપણી મજાહો અને સતોષોને વધારે છે તો તેજ પ્રમાણમા તે આપણી ખાહેશો અને માંગણીઓનો પણ વધારો કરે છે જો ગરીબો વધારે સાકડી હદમાજ પોતાની જીંદગી ગુજારે છે તો તે સાકડી હદમા લગભગ સઘળી કુદરતી મજાહો અને સતોષો ભોગવે છે કે જે હુન્નરની સઘળી ટીપણુ ટાપણુની મજાહ કરતા સર્વેથી વધારે ખરી અને કુદરતી છે—ત્યારે એવી આ દુન્યાની હાલતમા, જેમ પેહલી નજરે ઇચ્છવાનુ કે બીહવાનું લાગે છે તેમ એક હાથ પર ઇચ્છવાનુ પણ કાંઇ નથી અને બીજા હાથ પર બીહવાનુબી કાંઇ નથી, ત્યારે કુદરતી નેમણુકોને આપણે કેટલા બધા આધિન થઇ રેહેવુ જોઇએ! આપણી ઇચ્છાઓ અને કામકાજોમા કેટલુ મધ્યમપણુ જાળવવુ જોઇએ! દુન્યાઇ આબાદીના શાકભરેલા અને ભેવડા અર્થના લાભો મેળવવા કરતા આપણી નીતિ સાચવવા અને આપણા મનો સુધારવા તરફ કેટલુ બધુ વધારે ધ્યાન આપવુ જોઇએ છે.



## કર્તાના બીજા પુસ્તકો માટે છાપાના અભિપ્રાય.

---

### હેનરી ફ્રૅન્ક આઈકનફેલ્ઝ ખુદાને કેમ પીછાણતા શીખ્યો –

*   *   *   *   *

આવુ સાર વારતારૂપી જ્ઞાન રજુ કરવા માટે એના કરતા ડૉ સાભરને ખરેજ ધન્યવાદ ઘટે છે અમોને આશા છે કે એવાજ બીજા પુસ્તકો કરતાની કલમથી બહાર પડતા રહે

**જામે જમશેદ**

તા૦ ૪ થી અક્ટોબર ૧૯૧૯

રમાદની આ વાતા તે ધણીક આવ્રતી જરમન ભાષામા નીકળી છે, જે વણી સુન્દર અને બોધકારક હોવાથી ડાક્ટર ડોસાભાઈ રુસ્તમજી સાભરે તેનો તરજુમો ગુજરાતી ભાષામા કીધો છે માબાપોને તે પોતાના બાળકોના હાથમા મુકવાની ચોક્કસ સીફારસ થઈ શકે તેઓ તેમાથી ઘણો ઉમદા બોધ સેહલાઈથી મળવી શકશે

**સાંજ વર્તમાન**

આ ચોપડીની નોંધ લેતા અમને સંતોષ થાય છે, સંતોષનુ મુખ્ય કારણ એ છે કે અમારા એક જુના મદદગાર લેખક ડોકટર ડોસાભાઇ સાભર–જેઓ આજ પચીસ વર્ષથી અમારી કટારોમા ' આ૦મ 'ના તખલ્લુસથી મનન કરવા જોગ લખાણો કરતા આવ્યા છે તેમનુ કરેલુ એ લઘુ પુસ્તક છે વાર્તા બોધકારક હોવા છતાં રમુજ પમાડનારી છે અમે એને સીઝનની જ વાર્તા ગણીએ છીએ અને અમારા ગ્રાહકોને અરજ કરીએ છીએ કે એ વાચવીજ જોઈએ અને છોકરાને વંચાવવીજ જોઈએ

**સ્ત્રી બોધ,–**

જુન ૧૯૧૯

**કુ ગાલ્સ્યત અને માણસાઈ કાયદાનો ભોગ**–ડાક્તર ડોસાભાઈ રુસ્તમજી સાભરે થોડા વખત ઉપર હેન્રી ફ્રેન્ક આઈકનફેલ્ઝ ખુદાને કેમ પીછાણતા શીખ્યો એવા નામની એક નાની ચોપડી બહાર પાડી હતી તેને સારો આવકાર મળવાથી હાલમા તેઓએ વીકટર હ્યુગોના ફ્રેન્ચ પુસ્તકમાથી તરજુમો કરી "કુ ગાલ્સ્યત અને માણસાઈ કાયદાનો ભોગ" એવા નામની એક નાનકડી બોધકારક વાર્તા પ્રગટ કરી છે

*   *   *   *   *

ડાક્ટર સાભરે આ રસીલી અને બોધદાયક વાર્તા તદ્દન સાદી ગુજરાતી ભાષામા પ્રગટ કીધી છે

**સાંજ વર્તમાન–**

તા ૨૫ મી માર્ચ ૧૯૨૦

ફ્રાન્સના એક મહાન કવી અને સુન્દર લેખક વીક્ટર હ્યુગોની ફ્રેન્ચ ભાષામા લખાયલી વારતાનો તરજુમો ડા. ડોસાભાઈ રુસ્તમજી સાભર – થી બહાર પાડવામા આવ્યો છે

ડા ધાભર ગુજરાતી ભાશાના એક લેખક તરીકે કાઇ પહેલીવાર જાહેરમા આવ્યા નથી, પણ કેટલીક વખત અગાઉ "હેન્રી ફ્રેન આઇકનફેલ્ડ ખુનને કેમ પીછાણતા શીખ્યો" ? એ નામની ચોપડી બહાર પાડી એક કલમકસ તરીકેની પોતાની લાયકાત પુરવાર કરી આપી હતી તેમનુ આ બીજુ પુસ્તક પણ તેવણની લેખણ કલાનો ઉચો ખ્યાલ આપે છે, પ્રારકા સાહીતયના ખજાના માથી ચોડાબી ગહુહરો ખેચી લઇ આપણા માહીતયમા ઉમેરનારાઓ ગુજરાતી સાહીતયની મોટી સેવા બજાવે છે

**જામે જમશેદ**

તા૦ ૨૪ મી મારચ ૧૯૨૦

વિકટર હયુગો જેવા એક નામાંકિત ફ્રેન્ચ લેખકના લખાણનો નમુનો વાચવાની તક ગુજરાતી વાચનારાને મળે છે એ વાચવાની અમે અમારા ગ્રાહકોને ભલામણ કરીએ છીએ

**સ્ત્રી બોધ–**

એપ્રીલ ૧૯૨૦

**ઈટાલ્યન વાર્તા સંગ્રહ**–કરતાએ ઇટાલીઅન ભાશામાથી તરજુમો કરીને કેટલીક નાની વારતાઓ તેમા આપી છે તેમા કેટલીક રમુજ અને ચાનક આપનારી છે જયારે બીજી કેટલીક તવારીખમાની અને ખરી બનેલી જણાવવામા આવે છે

**જામે જમશેદ–**

તા ૧૨મી ડીસેમ્બર ૧૯૨૧

આ ચોપડીમાની વાર્તાઓ અસલ ઇટાલ્યન ભાશામા લખાયેલી છે અને તેનો ગુજરાતી તરજુમો ડો ડોસાભાઇ રૂસ્તમજી ધાભરે કર્યો છે તરજુમો સાદી અને સરળ ભાશામા થયલો છે, તેમાની વાર્તાઓ દીલ બહેલાવનારી છે અને કેટલીક વાર્તાઓ ઘણી રમુજ આપનારી છે

**સાંજ વર્તમાન —**

તા ૭મી ડીસેમ્બર ૧૯૨૧

## ફારસી શાએરોમાથી ચુટેલા ગોહરો —

રસીલા ફારસી સાહીત્યના જ્ઞાનથી બેનસીબ ગુજરાતી વાચનના શોખીનોમા હોસથી વચાશે ફારસી સાહીત્ય ઘણુ બહોળુ છે, અને આ નાનકડી ચોપડીની સાંકડી હદમા તેને ઇનસાફ આપી શકાયજ નહી એ દેખીતુ છે તોપણ ફારસી સાહીત્ય કેવુ સુદર છે તેનો ઘણો અચ્છો ખ્યાલ ગુજરાતી વાચનારાઓને એ ચોપડી પરથી આવી શકશે ફારસી કાવ્યની મધુર લાઈનો તેની અસલ જબાનમા ગુજરાતી હરફે આપવા ઉપરાત તેની નીચે તેનો ગુજરાતી તરજુમો આપવાની કર્તાએ સભાળ લીધી છે

**સાંજ વર્તમાન —**

તા ૨૨મી નવેમ્બર ૧૯૨૨

# શુદ્ધિ પત્ર.

આ પુસ્તકના મુફ તપાસતા કેટલીક અશુદ્ધિ નજરચુકથી સુધારવાની રહી ગઇ છે તે વાચનાર કૃપાદૃષ્ટિથી સુધારી લેશે.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૦ | કેકલાકો | કેટલાકો |
| ૨ | ૨૦ | વર્નણુકવાળા | વર્તણુકવાળા |
| ૨ | ૨૦ | દર્શાવ્યે | દશા વિષે |
| ૩ | ૧૮ | લગ્નાદીક | લગ્નાદી |
| ૧૦ | ૧૩ | શીખનાગ | શીખવનારા |
| ૧૭ | ૧૨ | છે | છીએ |
| ૧૮ | ૧ | રમતે | રમતે |
| ૧૯ | ૧૨ | પદાર્થે ને | પદાર્થોને |
| ,, | ૧૪ | કેટલાક | કેટલાએવા |
| ,, | ૧૭ | અને પોતાને | તે પોતાને |
| ૨૧ | ૨૫ | કરતા | કરતા |
| ૨૩ | ૧૧ | ઘરડપણુ | ઘડપણ |
| ૩૧ | છેલ્લી | માડા | માઠો |
| ૩૪ | ૨૪ | જાઓ | જાળો |
| ૩૬ | ૪ | મુજબુત | મજબુત |
| ૪૪ | ૨૮ | સાધણો | સાધનો |
| ૪૫ | ૧૨ | છે | છીએ |
| ૪૭ | છેલ્લી | heeart | heart |
| ૬૭ | ૧૫ | વગારે | વધારે |
| ૭૬ | ૯ | ફ્રપયોગી | ઉપયોગી |
| | ૧૧ } ૧૩ } | પાણુસેજ | માણુસેજ |
| ૭૭ | ૩ } ૧૫ } | ઉત્તપન્તી | ઉત્પત્તિ |
| ૯૩ | ૨૬ | અવગણુતા | અવગણુના |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૪ | ૧૪ | સીધો | સીધો |
| ૯૫ | | onr | our |
| ૯૫ | ૨૩ | tho | the |
| ૯૬ | ૧૯ | ગૃસસ્થ | ગૃહસ્થ |
| ૧૦૧ | ૨૭ | તિક્ષ્ણ | તીક્ષ્ણ |
| | ૩૦ | બગરૂરી | મગરૂરી |
| ૧૦૨ | ૨૦ | સાધનો | સાધનો |
| ૧૦૫ | ૨૫ | ફ્રે કલિન | ફ્રેન્કલીન |
| ૧૦૭ | ૧૨ | હોય | હો |
| | છેલ્લી | ચેત | ચેતના |
| ૧૦૮ | ૫ | ગળ | ગળો |
| ૧૧૨ | ૧૦ | હુશીસારી | હુશીઆરી |
| ૧૧૨ | ૨૦,૨૧ | જીણા | ઝીણા |
| ૧૧૮ | ૨૬ | નમૃતા | નમ્રતા |
| | ,, | ગાડી | ગાદી |
| ૧૨૬ | ૨ | પરે | પડે |
| ૧૩૩ | ૧૯ | જરાઇ | ભરાઈ |
| ૧૩૮ | ૧૧ | અપણી | આપણી |
| ૧૪૬ | ૬ | હશે | હસે |
| | ૨૧ | અર્દા નીશાઇ | અર્દા નીરાઇ |
| ૧૫૧ | ૧૦ | આ૦વો | આ૦યો |
| | ૧૯ | કળી | કડી |
| ૧૫૩ | ૨૨ | લએ | લીએ |
| | ૨૫ | જયાનકાર | ભય કાર |
| ૧૫૪ | ૮ | થોઠીવાર | થોડીવાર |
| ૧૫૬ | ૧૧ | મારો | મારા |
| | ૧૨ | ભિખારડણુ | ભિખારેણુ |
| | ૨૧ | જોગારના | જુગારના |
| ૧૫૭ | ૨૦ | કપરૂ | કપડુ |
| | ,, | પહેડી | પહેરી |
| ૧૫૮ | ૪ | ગૃહો | ગ્રહો |
| | ૧૦ | ઘોધે | ગોધે |

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫૯ | ૨,૧૦ | માકર | માકડ |
| | ૪ | માકગે | માકડો |
| ૧૬૩ | ૫ | પ્રકૃતિ | પ્રકૃતિ |
| | ૨૦ | એને | અને |
| | ૨૩ | સચ્ચાઇ | સચ્ચાઇ |
| ૧૬૪ | ૧૪ | શરિરક | શારીરિક |
| | ૧૬ | ન્યાયધિશ | ન્યાયાધિશ |
| | ,, | બીરાજીઆ | બીરાજયા |
| ૧૬૫ | ૨ | દુર | દૂર |
| ૧૬૬ | ૫ | ઉચ્છયા | ઉછેયા |
| ૧૬૭ | ૨૪ | પૌત્રાએ | પૌત્રા |
| | ,, | દોત્રાઓ | દોહિત્રા |
| | ૨૭ | ઉચ્છરી એક | ઉછરી |
| ૧૬૮ | ૧૫ | અજ્ઞાણુ | અજ્ઞાન |
| ૧૬૯ | ૨૭ | સોવનાની | શોધવાની |
| | ૨૯ | દએ | દીએ |
| ૧૭૧ | ૯ | જેવુ | જવુ |
| | ૧૧ | દૃષ્ટિ | દૃષ્ટિ |
| ૧૭૨ | ૨ | કર્યે | કરીએ |
| ૧૭૨ | ૩ | માણુસોની | માણુસોની |
| | ૧૦ | ઝીલાય | ઝીલાઇ |
| | ૨૦ | ધુડી | ઢુડી |
| ૧૭૩ | ૧૪ | દૂર | દૂર |
| | ૨૪ | હરકાટી | હેડકાટી |
| ૧૭૬ | ૪ | માણુસીક | માણુસિક |
| | ૨૪ | pena | poena |
| ૧૭૯ | ૨૩,૨૪ | અવ્યય | અવયવ |
| ૧૮૨ | ૩૦ | કળી | કડી |
| ૧૮૩ | ૯ | ધીધ | ગીધ |
| ૧૮૩ | ૯ | મુરદાર ભક્ષ ધીધ 'બીક', મુડદાં ભક્ષ કરનાર ગીધ–'બીક' | |
| ૧૯૦ | ૧૬ | શારિરીક | શારીરિક |

